# રસ-કુંજ

અથવા

## વિવિધ રસગર્ભિત કાવ્ય રસધાર.

કર્તા:-

કવિ નંદલાલ વિઠ્ઠલદાસ ચિંચણવાળા.

પ્રકાશક:-

સાહિત્ય સેવા મંદિર.

ઠાકુરદ્વાર રોડ, ખત્તરગલી અમરવાડી-મુંબઈ નં. ૪.

[વિક્રમાબ્દ ૧૯૮૫] [ખ્રિસ્તાબ્દ ૧૯૨૯

મૂલ્ય રૂા. ૨-૮-૦.

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૫૦૦





વિક્રય સ્થાન.
સાહિત્ય સેવા મંદિર, અમરવાડી-મુંબઈ નં. ૪
તથા
અન્ય પ્રસિદ્ધ બુકસેલરો.

ધી "ન્યુઝ પ્રિન્ટીંગ પ્રેસ"માં મણિલાલ ઇચ્છારામ દેસાઈએ છાપ્યું છે.
કાળાઘોડા બેક હાઉસ લેન કોટ-મુંબઈ નં૦ ૧.

મુંબઇમાં વસતા શ્રી ઘોઘારી દશા પોરવાડ જ્ઞાતિના
અગ્રગણ્ય ગૃહસ્થ



**શ્રીયુત શેઠ નારણદાસ કેશુરદાસ પારેખ.**

જન્મ સં. ૧૯૨૯ ના માગસર વદ ૧૨.

# અર્પણ.

સાહિત્ય પ્રેમી શ્રીયુત શેઠ નારણદાસ કેશુર-
દાસને; જેમણે પોતાના જયેષ્ઠ પુત્રના
સંસ્મરણાર્થે સાહિત્ય સેવા મંદિરના
પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમાં
જોઇતી સર્વ આર્થિક
મદદથી સંસ્થાને
આભારી
કીધી
છે.

**નંદલાલ વિઠ્ઠલદાસ કવિ.**
સંચાલક, સાહિત્ય સેવા મંદિર.

# INTRODUCTION.



Mr. Nandlal V. Kavi was introduced to me by Miss. Mrinalini Chattopadhyay M. A. (Cantab) Editor "Shama" one of the foremost monthly magazines of Philosophy Art and literature, and also The Principal of the New High School for girls, Fort, Bombay, about a year ago, as a young enthusiastic Gujrati poet; and ever since then I have come into contact with him.

As a Principal of the School of Indian Music, I take a keen interest in fine musical poetry written in different languages. So far, music has been largely confined to the Hindi language; and people other than those conversant with the Hindi, find it hard to pick up the sentiments of the songs and naturally fail to enjoy the beauty of the music.

I have met many professional singers using such songs, without knowing the meaning thereof.

The beautiful poems that are extant are rather difficult too, to be set to music, as either the language and metre do not suit our Musical timings or the choice of words is defective. Where, for instance, a musician wants a soft labiant word to sing or play with, he is confronted not unoften with a hard conjunct consonant.

Hence a great need is felt for melodious pieces of poetry, dealing with subjects suited to the daily

use of a happy home and to the requirements as well of women and children, in their own mother tongues. I was in quest of such poetic pieces and encountered great difficulty so far in picking them out. Now I am glad to discover that the pieces composed by our young poet Mr. Nandlal V. Kavi suit quite nicely and serve my purpose thoroughly.

The introduction of Vaidyraj Prataproy Trambaklal in Mr. N. V. Kavi's first published book "Nand Tarang" clearly reveal our Mr. N. V. Kavi as a born poet, who began his career as such at a very early age. He has besides a winning manner and an attractive personality.

His poems are quite natural and at the same time impressive. I was surprised to find him equally efficient in Hindi and in Marathi languages. There were occasions when I was in urgent need of sweet pieces in these lenguages too. and Mr. Nandlal V. Kavi executed his task as a poet to my entire satisfaction, inspite of short notice.

The subjects chosen by him for his poems are social, national and religious.

In him I find the vision of a poet and the art of a musician combined.

The Scenarios written by our young pot Mr. N. V. Kavi which have been sent to the American Film Producing Companies, when put on the screen are sure to win the hearts of the spectators and bring

them more into touch with his broad humanitarian views. To repeat the words of Professor Ernest P. Horvitz of Hunter College, New York City, appointed as Goverment of Bombay research Lecturer for 1928 on Indo Iranian antiquities for the Bombay University India, who has also gone through his scenarios, "Mr. Nandlal V. Kavi has a decided talent as a scenario writer and deserves great success."

I have sincere pleasure in introducing Mr. N. V. Kavi with confidence to my fellow musicians as well as to the pulic, trusting that his melodious poems which are liked both by the old and the young alike, will be popular in every home, as they deserve to be.

(Sd.) B. R. DEODHAR.
Principal,
The School of Indian Music.
Prarthana Samaj, Bombay.

# પરિચય.

( મૂળ અંગ્રેજી ઉપરથી )

ફીલોસોફી આર્ટ અને લીટરેચરના આગળ પડતાં માસિકોમાંના એક એવા "શમા" માસિકના તંત્રી, અને કોટમાં આવેલી ન્યુ હાયસ્કુલ ફૉર ગર્લ્સના માનવંતા પ્રિન્સિપાલ શ્રીમતી મિસ મૃણાલિની ચટ્ટોપાધ્યાય એમ. એ. (Cautab) એમણે, એકાદ વર્ષ ઉપર જ યુવાન અને ઉત્સાહી ગુજરાતી કવિ મિ૦ નંદલાલ વિઠ્ઠલદાસ જોડે મ્હારી મુલાકાત કરાવી હતી. અને તે જ સમયથી હું તેમના સહવાસમાં આવતો રહ્યો છું. સ્કુલ ઓફ ઇંડીયન મ્યુઝીકના એક પ્રિન્સીપૉલ તરીકે હું કાર્ય કરતો હોવાથી, જુદી જુદી ભાષાઓમાં લખાયલાં સુંદર ગેય કાવ્યોમાં હું ઘણો જ રસ લેતો રહું છું. હજી સુધી ઘણું ખરૂં સંગીત, હિંદી ભાષામાં જ હોવાથી હિંદી નહીં સમજનારા લોકો, કાવ્યોનો ગર્ભિતાર્થ ગ્રહણ કરી શકતા નહીં હોવાથી કુદરતી રીતે જ તેઓ સુરસ સંગીતના માધુર્યનો આનંદ મેળવી શકતા નથી. ઘણાંયે ધંધાદારી ગાયકોના સહવાસમાં હું આવ્યો છું; અને તેમને, ઘણીયે વાર કાવ્યનો અર્થ સમજ્યા વિના ગાતાં, મેં સાંભળ્યા છે. હાલમાં જે સુંદર કાવ્યો છે તે ઘણાં ખરાં ગાવાને મુશ્કેલી ભર્યાંએ છે. કારણ, કાં તો કાવ્યની ભાષા અને તેના પ્રાસ ગાવા માટે સ્વર–કાલમાં બંધ બેસતાં હોતા નથી અથવા તો શબ્દોની ગોઠવણી જોઇએ તેવી હોતી નથી. દાખલા તરીકે, જ્યાં ગાનાર અથવા વગાડનારને મૃદુ કોમળ સ્વર જોઇતો હોય ત્યાં, ઘણીએ વાર કર્કશ વ્યંજન આવીને ઉભો હોય છે.

માટે સ્ત્રીઓ અને બાળકો પોતાની માતૃભાષામાં ખુલ્લે દીલે હમેશ ઘરમાં ગાઈ શકે એવાં સુંદર નિર્દોષ રસમય કાવ્યોની ઘણી જ જરૂર છે. આવા કાવ્યો હું ઘણાં સમયથી શોધ્યા કરતો અને તે શોધતાં મને ઘણી મુશ્કેલીઓ પડતી. પરંતુ હવે મને જણાવતા આનંદ થાય છે કે, આપણાં

આ યુવાન કવિશ્રી નંદલાલ વિઠ્ઠલદાસના કાવ્યો ઘણી સારી રીતે ગાવામાં અને વગાડવામાં બંધ બેસતાં આવે છે; જે મારૂં કાર્ય સંપૂર્ણ રીતે સાધી શકે છે.

મિ૦ નંદલાલ વિ. કવિના પ્રથમના બહાર પડેલા "નંદ-તરંગ" પુસ્તકમાંની રા. વૈદ્યરાજ પ્રતાપરોય ત્રંબકલાલની સમાલોચના ઉપરથી સ્હેજે સમજી શકાય છે કે મિ૦ નંદલાલ વિ. કવિ એક આજન્મ કવિ છે; જેમણે ઘણી જ નાની વયથી કવિ તરીકે પોતાની કારકીર્દિ શરૂ કીધી છે. તેમનો સ્વભાવ સામાનું મન સહજે જીતી લે એવો મિલનસાર હોઈ, તેમનું વ્યક્તિત્વ દેખીતું જ પ્રતિભાશાળી છે. તેમના કાવ્યો તદ્દન નૈસર્ગિક અને અસરકારક છે. પોતાની માતૃભાષા ગુજરાતી જેવું જ હિંદી અને મરાઠી ભાષાનુંએ તેમને સારૂં જ્ઞાન છે, એ જાણી, હું તો ખરેખર વિસ્મય જ પામ્યો. કેટલેક સમયે આ ભાષાઓમાં પણ સુંદર કાવ્યો મને તાકીદે જોઇતાં હતા. અને મિ૦ નંદલાલ વિ. કવિએ એક કવિ તરીકે પોતાનું કાર્ય, ટુંક સમય હોવા છતાં, ઘણું જ સુંદર અને સંપૂર્ણ સંતોષકારક રીતે બજાવ્યું હતું.

કાવ્યો માટે તેમણે ચુંટેલા વિષયો, સામાજીક, રાષ્ટ્રીય અને ધાર્મિક છે. હું તો તેમનામાં કાવ્ય અને સંગીત એ બંને કલાઓનો એક સાથે જ આવિર્ભાવ જોઈ રહ્યો છું.

સિનેમા ફીલ્મ કંપની માટે અંગ્રેજીમાં લખાયેલા મિ૦ નંદલાલ વિ. કવિના સીનેરીઓ (Scenarios) જે અમેરીકા ફીલ્મ પ્રોડયુસીંગ કંપનીઓને મોકલવામાં આવ્યા છે, તે સ્ક્રીન ઉપર આવતાં જ (જાહેર થતાં જ) નિઃશંક, જોનારાઓના મન હરણ કરી લેશે અને તેઓ તેમના જીવદયા વિષેની વિશાળ વિચારસૃષ્ટિના સહવાસમાં આવશે.

ન્યુયોર્ક સિટી હંટર કોલેજના પ્રોફેસર મિ૦ અર્નેસ્ટ પી. હોરવિટ્ઝ જેમની મુંબઈ યુનિવર્સીટી માટે, ઈંડો ઇરાનિયન એન્ટીકિવટીઝ ઉપર ૧૯૨૮ માં ગવર્નમેન્ટ ઓફ બોંબે રીસર્ચ લેકચરર તરીકે નીમણુંક થઈ હતી અને જેમણે મી૦ નંદલાલ વિ. કવિના સિનેરીયો વાંચ્યા છે તેમના જ શબ્દોમાં કહું તો "મી૦ નંદલાલ વિ. કવિ સિનેરીઓના લેખક તરીકે

નિશ્ચયાત્મિકા બુદ્ધિમતા ધરાવે છે. અને હરેક પ્રકારે મ્હોટી ફત્તેહમંદી મેળવવાની તેમનામાં યોગ્યતા છે."

મ્હારા સંગીત શાસ્ત્રી ભાઇઓને તેમ જ જાહેર પ્રજા બાંધવોને મિ૰ નંદલાલ વિઠ્ઠલદાસ કવિની વિશ્વસનીય ઓળખ કરાવતા મને સાહ્રદય અત્યંત હર્ષ થાય છે; અને વૃદ્ધ અને તરૂણ બધાંયને સરખી રીતે રૂચીકર થઃ પડેલાં, તેમના સુંદર માધુર્યભર્યાં સંગીત કાવ્યો, ઘેરેઘેર ગવાતાં થાય એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

સહિ૰

**બી. આર. દેવધર.**

પ્રિન્સિપૉલ,

ધી સ્કુલ ઑફ ઇંડીયન મ્યુઝીક.

પ્રાર્થના સમાજ. મુંબઇ.

# પ્રસ્તાવના.

પહેલી મુંબાઈ પ્રાંતિય સંગીત પરિષદમાં "સંગીત અને તેના વિકાસની યોજના" ઉપર તા૦ ૩-૧૧-૧૯૨૮ ને દિવસે અપાયલું આ મ્હારૂં ભાષણ આપણાં આ ચાલુ વિષય ઉપર કાંઈક પ્રકાશ પાડશે.

## ઉત્પત્તિ અને સ્થિતિ.

'સંગીત' એ વિષય ઉપર પરાપૂર્વથી આપણાં આર્યાવર્તના બુદ્ધિ-શાળી તત્ત્વ-ચિંતકો વિચાર કરતા આવ્યા છે. નાદબ્રહ્મથી સૃજાયલું આ સંગીતશાસ્ત્ર, આજ અસ્તવ્યસ્ત થયેલું છિન્નવિછિન્ન દશામાં કયાંક કયાંક દૃષ્ટિગોચર થાય છે. અને તે પણ ગાડાંના પૈડાંના માર્ગદર્શક લીસોટા જેવું જ લગભગ રહ્યું છે. એટલુંએ જળવાઈ રહ્યું છે એ આપણાં રણઘેલાં રજપૂત અને શૂરવીર ક્ષત્રીય રાજ્યાધિકારીઓથી પોષાતા કવિઓ અને ભાટ ચારણો-ને જ આભારી છે.

સમ્રાટ અકબરના સમય સુધી તો એ ઠીક ઠીક નભ્યું ગયું; પરંતુ ત્યાર પછીના ઘણાંખરાં રાજ્યાધિકારીઓ, કેવળ સ્વચ્છંદી, સ્વાર્થી, કુટીલ અને કામાંધ નિવડતાં, એમના જ ઇતિહાસને ઉજ્જ્વળતા આપનારાં એ ગાંધર્વોની પણ અવગણના કરવામાં આવી; અને એનું પરિણામ આજે આપણે સર્વ જોઈ રહ્યા છીએ.

હજી સંગીત સાંભળવાનો કહેવાતો શોખ માત્રે કયાંક કયાંક બાકી રહ્યો છે, એ પણ આપણું અહોભાગ્ય જ સમજવું.

## વિભાગો –

સંગીતને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય. એક તો સંગીત, બીજું સુસંગીત અને ત્રીજું કુ-સંગીત અથવા તો સંસ્કારી સંગીત, સુસંસ્કારી સંગીત અને અસંસ્કારી સંગીત. અર્થાત્ સંગીત તો બધુંય; પરંતુ ભાવના-ભેદે તેના વિભાગો પાડી શકાય. પહેલામાં એટલે સાદા-સંગીતમાં, પિંગળ પ્રમાણબદ્ધ અલ્પ આલાપી અગર આલાપ વિનાના કાવ્યો, છંદો, છપ્પાઓ

અને ગરબીઓ વગેરેનો સમાવેશ કરી શકાય. બીજામાં એટલે સુ-સંગીતમાં ઉચ્ચ ભાવનાદર્શક સ્વર-તાલ-બદ્ધ આલાપી ભજનો અને ચીજોનો સમાવેશ થઇ શકે. ત્રીજામાં એટલે કુ-સંગીતમાં, હીન ભાવનાના અગર ભાવના વિનાના કાવ્યો આવી શકે.

### આલાપ:-

આલાપ એ સંગીતના આભૂષણો છે. ઘણાંએ સાદા દેખાતાં કાવ્યો આલાપોના આભૂષણોથી આરોપિત થતાં, દીવ્ય દિશાનું ભાન કરાવે છે. આલાપથી ચોક્કસ રાગનો રસ અનુભવી શકાય છે. એવા દરેક રાગમાં ચોક્કસ અસર રહેલી છે. ઘણીવાર એકજ કાવ્યને જુદી જુદી પદ્ધતિથી ગાવાથી જુદાં જુદાં રાગોનો આસ્વાદ અનુભવી શકાય છે. ઉપરોક્ત પ્રથમ પંક્તિના ઘણાંયે કાવ્યો, આલાપના આભૂષણોથી સર્જ્યું કરવામાં આવતાં, સુંદર સંગીતનું સ્થાન લઇ શકે; અને એ તો કાવ્ય-કલા અને સંગીત શાસ્ત્ર બંનેને સારી પેઠે જાણનારા કવીઓજ કરી શકે.

હવે પ્રથમની બંન્ને પંક્તિઓ માટે એક ટુંકા સાદા કાવ્યનું દૃષ્ટાંત જોઇ લઇએ.

### દૃષ્ટાંત:-

ભૂમિ ભારતના...... નર ર...ત્ન અહો......(૨)
તવ ચિત્ત વિષે...... અભિલા...ષ દિસે......ભૂમિ.

જુઓ પુષ્પ ૩ પાનું. ૭.

આને "હમીર" રાગ કહી શકાય. જ્યારે એ જ કાવ્ય સાદી રીતે કવિતામાં, ત્રોટક અને સાખીની ઢબે ગાઇ શકાય. જેમ કે,

ભૂમિ ભારતના નર રત્ન અહો!
તવ ચિત્ત વિષે અભિલાષ દિસે. વગેરે.

× × × ×

હવે, કુસંગીતનો દાખલો જોઇએ.

ઉં ટો હુરટનો લાલિયો, મુંમોયમાં આયવો,
દરેલું હોમલો નામ (૨)

હેટ હેટાણી રાજી રાજી રહેટાં ને,
ભરટાં બહાંયે હલામ.
ઉ ટો.
જુઓ. પુષ્પ ૮ પાનું ૧૪.
વગેરે વગેરે.

હવે વિષય ઉપર આવીએ.

## રસહીનતાનું કારણઃ-

સત્ય વાત એ **છે** કે ઘણાં લાંબા **સમયથી** આપણાં કાનોને સાચું સંગીત સાંભળવાની તક જ **મળેલી ન હોવાથી**, સંગીતનો પ્રકાર પારખવાની આપણી શક્તિ, ઉત્તરોત્તર ઘટાતી જાય છે; અને પરિણામે જેમના કાન એ વિષય ગ્રહણ કરવા માટે, સાધારણ પણ કેળવાયલાં હોતા નથી, તેમને એ શાસ્ત્ર-સંબદ્ધ સુસંગીત પણ કર્ણકટુ અને ટાયલાં જેવું લાગે એમાં જરાય આશ્ચર્ય જેવું નથી. તેઓ તો માત્ર સાદી ગઝલો, કવાલીઓ અને વગર આલાપના સાદા ગાયનોને જ સુસંગીત માની લે છે; અને જ્યાં આલાપી કાવ્ય આવ્યું કે તેમને ઉંઘ જ આવવા માંડે છે. વધારામાં લગભગ બધાંય ઉસ્તાદી ગાયનો હિંદી ભાષામાં બનાવવામાં અને શિખવવામાં આવે છે; જેથી ગુજરાતી અને મરાઠી આલમ તેનો બરોબર અર્થ સમજી શકતી નથી; અને અર્થ સમજ્યા વિના ગાવું અથવા સાંભળવું, એ રસહીન લાગે એમાં નવાઈ જેવું નથી જ.

## વિસ્તારનો માર્ગઃ-

સંગીતશાસ્ત્રનો જોઇતા પ્રમાણમાં વિસ્તાર કરવાનો મને તો એક જ માર્ગ લાગે છે; અને તે એ જ કે દરેક ભાષાના જાણકાર સંગીતશાસ્ત્રીઓએ તે તે ભાષાના કવિઓના સંગઠનમાં-વધારે અને વધારે આવતા જવું, અને એવા કવિઓની પાસે એમની ભાષામાં ચીજો બનાવરાવી પોતાના શિષ્યોને, પ્રથમ તેમની માતૃભાષાની ચીજો દ્વારા જ સંગીતના રાગરાગણીની સમજ પાડવી; જેથી તેઓ સંગીતના તત્ત્વને જલદીથી ગ્રહણ કરી શકે, અને તે શીખવાનો તેમનો શોખ પણ વધતો રહે.

(૨) બધાં કવિઓ ગવૈયા હોઇ શકતા નથી; છતાંય, લેખક તરીકેની તેઓની ભાવનાઓ તો સદાય જાગૃત જ હોય છે; એટલે પોતાના કાવ્યોનો ભાવ બીજાઓ કરતાં તેઓ વધુ સ્પષ્ટ અને સારી રીતે વ્યક્ત કરી શકે એ દેખીતું છે; જેથી, શિષ્યોને મૂળ લેખક કવિના ભાવવાહી કાવ્યોનું તેમના સ્વમુખે થતું કીર્તન સંભળાવવાની તક મળતી હોય, તો તે ન જ ગુમાવવી જોઇએ. ત્યાર બાદ, એ જ કાવ્ય યોગ્ય રાગ રાગણીના આલાપ સાથે એ લેખક કવિ સમક્ષ, સમર્થ આધ્યાપક જો ગાઇ સંભળાવે, તો ઉક્ત લેખક કવિને, કાવ્યો રચવામાં અને શિષ્યોને સંગીતનો સાર ગ્રહણ કરવામાં ઘણું જ અનુકૂળ થઇ પડે. આવા કવિઓને અવારનવાર ખાસ નિમંત્રી, અઠવાડીએ પખવાડીએ અગર મહિને એકવાર પણ, બધાંય શિષ્યો સમક્ષ એમનું કાવ્ય કીર્તન થતું હોય તો, તે વધુ લાભદાયી નીવડી શકે. કાવ્યો માત્ર શુદ્ધ ભાષામાં લખાયલાં અને ઉચ્ચ ભાવના વાહી હોવા જોઇએ. (૩) ભાડુતી પિંગળ કવિઓ આવા કાવ્યો ન જ લખી શકે; અને તેની કિંમત પણ ન આંકી શકે. એઓ તો માત્ર પિંગળમાં વર્ણવેલા છંદ માત્રાઓની છીછરી ગણત્રી કરી, ખોડો કાઢી શકે.

માત્ર પિંગળ પઢ્યે અને માત્રા ગણ્યે કાંઇ કવિ થવાતું નથી; અને થવાય તો તે પિંગળ કવિ જ. બાકી કવિઓ તો જન્મે છે. એવા આજન્મ કવિઓજ આ શાસ્ત્રને પદ્ધતિ પુરઃસર પ્રકાશમાં લાવી શકે; પછી તો સાધન મળી શકે તેજ સાચાં.

## પિંગળ અને સંગીતશાસ્ત્ર:-

પિંગળ તો સંગીત શાસ્ત્રનો એક અંશ માત્ર છે. જે અમુક છંદોજ વર્ણવે છે. સહેજે સમજી શકાય એવું છે કે પ્રથમ પિંગળ ન હતું. પ્રથમ તો આખીય સૃષ્ટિ નાદ બ્રહ્મથી ગાજી રહી હતી. ખ્રિસ્તિઓનું બાઇબલ, મુસ્લીમોનું કુરાન, અને હિન્દુઓના સર્વ ધર્મશાસ્ત્રો, બધુંય કાવ્યોમાં લખાયું. હાલરડાં કાવ્યોમાં ગવાયા. રડવાના રાસડાં રચાયા. જલ ભરવા જતી પનિહારીઓ, મહી વેચવા નીકળેલી મહીઆરીઓ, અને મજુરીએ લાગેલી

ખવાસણો, સર્વેએ પોતપોતાની ભાષામાં મનગમતાં રસભર્યાં કાવ્યો લલકાર્યાં. કાવ્યની કદર કરનારા કવિઓએ કાવ્યના અંતર્ધ્વનીને અનુલક્ષી તેમને નામો આપ્યા; અને સંગીતશાસ્ત્ર ઉભું થયું. રાજ્યોની ઉથલપાથલ સાથે, તેનેય સહન કરવું પડ્યું. ગવૈયાઓ ગયા અને સંગીતના માત્ર ભણકારાં રહ્યા. એ ભણકારાની રાહે રાહે જ આપણે તો માત્ર જવું રહ્યું. પંડિતોમાં મતભેદો પડવા લાગ્યા અને સંગીતશાસ્ત્રને સંકુચિત પિંગળ પ્રમાણમાં બદ્ધ કરવા નિષ્ફળ પ્રયત્નો કરવામાં આવ્યા. પરિણામે પિંગળ પ્રમાણ માત્ર રહ્યું, અને સત્ય સંગીત કટાઇ ગયું; એનું ભાન થતાં, સંગીતના શોખીનોએ જુનાં ભક્ત કવિઓની અને ગવૈયાઓની સંભાળી રાખેલી ચીજોને, અમુક રાગ સંજ્ઞા આપી, જનતા સમક્ષ ફરી મૂકવા પ્રયત્નો આદર્યા. આપણે હવે જોઇ શકીએ છીએ કે એક મહદ્‌શાસ્ત્ર આપણે ગુમાવી બેઠાં છીએ; અને હવે તો તેની પુનઃપ્રાપ્તિ અર્થે, પ્રયત્નો આદરવા રહ્યા.

## ઉસ્તાદી ચીજો:-

હજી સુધી આપણી સામાન્ય સમજ એવી જ હતી કે ઉસ્તાદી ચીજો તો માત્ર હિંદી ભાષામાં જ શોભી નીકળે; પરંતુ કેટલાંક સુપ્રસિદ્ધ મરાઠી કવિઓએ હમણાં હમણાં પોતાના ગાયનોથી સિદ્ધ કરી બતાવ્યું છે કે મરાઠી ભાષામાં પણ રસહાનિ વિના હિંદિના જેવા જ ભાવનામય સુંદર આલાપી કાવ્યો બનાવી શકાય છે. ગુજરાતી ભાષામાં પણ ભક્ત શિરોમણી નરસિંહ મ્હેતા, મીરાંબાઇ અને દયારામભાઇ વગેરે ભક્ત કવિઓના કેટલાંક કાવ્યો તો હિંદી કાવ્યોને કેવળ વિસારી મૂકે એવાં છે; પરંતુ એ દિશામાં હાલના ગુર્જર કવિવરોએ હજી જોઇએ તેટલું લક્ષ આપેલું જણાતું નથી, એ કેવળ ગુર્જર બંધુઓનું દુર્ભાગ્ય નહીં તો બીજું શું ?

## ગુજરાતી ક્ષેત્ર અને વિસ્તારની યોજના:-

વળી, ગુજરાતી ક્ષેત્ર પણ એટલું વિશાળ છે કે જો તે તરફ દુર્લક્ષ કરવામાં આવે તો લગભગ અર્ધો અર્ધ પ્રાંતિય પ્રજાને અન્યાય કરવામાં આવે છે એમ જ ગણી શકાય. માટે ફરી વાર ભાર દઇ હું તો એ જ અર્જ

ગોર્ધનદાસ વનમાળીદાસ બૉર્ડીંગના સંસ્થાપક



**સ્વ. શ્રીમાન્ શેઠ ગોર્ધનદાસ વનમાળીદાસ મોદી.**

જન્મ સં. ૧૯૧૦ વૈશાખ શુ. ૭.      અવસાન સં. ૧૯૬૫ આષાઢ વ. ૧૦.

ગુજારીશ કે આજની પરિષદ્‌માં એવો જ ઠરાવ થવો જોઇએ કે જુની ઢબની સ્વર તાલ બદ્ધ આલાપી ચીજો, માત્ર ગુજરાતી હિંદી વા મરાઠી-માં જ નહીં, પરંતુ મુખ્ય પ્રાંતીય ભાષાઓમાં તૈયાર કરાવવા માટે જોઇતા પ્રયત્નો કરવામાં આવે.

લક્ષ્મી અને સરસ્વતીની એક સાથે કૃપા તો કોઇ વિરલાઓ ઉપર જ હોય; માટે જેમનામાં એવી દૈવી શક્તિ દેખાતી હોય, તેઓને એ શક્તિના વિકાસ માટે જોઇતી મદદ આપી શકે એવી નિષ્પક્ષપાત સંસ્થાઓ સ્થળે સ્થળે સ્થાપવાની પણ યોજના કરવામાં આવે.

હાલ તો પૃથ્વિપતિ મહારાજા મુંજના શબ્દોમાં કહિએ તો,

'गते मुञ्जे यशःपुंजे निरालंबा सरस्वती'

જેવું જ બન્યું છે; માટે દરેક સજ્જન અને સન્નારીની પ્રભુ પાસે નિરંતર એવીજ યાચના હોવી જોઇએ કે, હાલના કુબેરોના અંતર મંદિરોમાં, ઔદાર્યનું સંસ્થાપન અને વિશુદ્ધ ભાવનાઓનો ઉદય કરી, તંદ્રાવસ્થા ભોગવતી દેવી સરસ્વતીને જાગૃતાવસ્થામાં લાવવા, તેમના ઉદાર કરકમલો અહો-નિશ તત્પર રહે, એવો અવિરલ પ્રેમપૂર્ણ પ્રેરણા-પ્રવાહ, તે જગદીશ વહેતો મૂકે; જેથી હાલના ગાંધર્વોની દબાયલી દૈવી શક્તિઓ સંપૂર્ણ પ્રમાણ-માં વિકાસ પામે અને જમાનાઓથી આપણે જેની ઝંખના કર્યા કરીએ છીએ એ સંગીત શાસ્ત્રની અને તેની અધિષ્ઠાત્રી દેવી શારદાની, નયનભર ઝાંખી કરી લેવાનું અહોભાગ્ય આપણે પ્રાપ્ત કરી શકીએ.

હવે, વિવિધ રસયુક્ત આ રસ-કુંજને વાંચક વૃન્દના કરકમળોમાં મૂકતાં આજે મને અત્યંત હર્ષ થતો હોય તો એ સ્વાભાવિક છે. આ પુસ્તકમાં "બંસી રાસ-વિહાર," "ભજનો," "રાષ્ટ્ર-ગીતો," "તત્ત્વ-પ્રકાશ," "ઉપદેશામૃત," 'પ્રકીર્ણ કાવ્યો", "સ્નેહદર્પણ અથવા વત્સરાજ ઉદયન" (એક ત્રિઅંકી નાટક) અને "હાસ્યરંગ" એવી આઠ પુસ્તિકાઓનો સમાવેશ કર-વામાં આવ્યો છે. અને ગ્રાહકોની સગવડ ખાતર, જુદાં જુદાં પાંચ ભાગોમાં એ પુસ્તિકાઓ પણ પ્રસિદ્ધ કરવામાં આવી છે; જેથી અભિરૂચી મુજબ

તે તે ભાગ તેઓને મળી શકે. રાસોમાં રાગ રાગણીઓની શ્રેણી સરળ અને ભાવદર્શક હોવાથી તન્મયતા મેળવી જ્યાં જ્યાં શબ્દોને છેડે ટપકાં મુકવામાં આવ્યા હોય અગર ઠેકાના ચિહ્ન બતાવ્યા હોય ત્યાં ત્યાં તે પ્રમાણે (સ્વરોને લંબાવી) આલાપથી અગર તાલ દઈ ગાવાથી રસજ્ઞ ગાયકોને વધુ આનન્દ મળશે. બનતા સુધી એવા બધાંય કાવ્યોને મથાળે રાગના નામો આપવામાં આવ્યા છે. તેમાં ધ્રુવાખ્યાનનો ગરબો સાદો પરંતુ કાંઇક જુદી ઢબનો છે; તેને ધીમેથી ઉપાડતાં દરેક લીંટીનાં એકેક ચરણના મધ્યમાં ઠેકો આપતા તાલ તુટશે નહીં. ભજનોમાં "શ્રી સીતાજીનું હરણ" શીર્ષક કાવ્ય, બાલકો પણ સહેજે સુંદર રીતે આનંદથી ગાઇ શકે એને માટે **કવાલી** અને ખ્યાલ અથવા સવૈયાના સુંદર મિશ્રણથી બનાવવામાં આવ્યું છે; જે તાલ સંભાળી ગાતાં ઘણી જ રમુજ આવશે. પહેલી કવાલીની કડી છોડી, જ્યાં વલણ શરૂ થાય છે તે ખ્યાલ અથવા તો એકત્રીસાના રાગમાં ગાવાથી ઘણી જ સારી ઝમક આવશે અને પાછા ફરતાં કવાલીનું વલણ લેતા તાલ તુટશે નહીં. બીજાં ભજનો તેમજ પ્રકીર્ણ કાવ્યો તન્મયતા મેળવી ગાતાં સહેલાઇથી ગાઇ શકાશે. રાષ્ટ્ર ગીતો અને તત્ત્વ-પ્રકાશને માટે સાદામાં સાદા રાગો લેવામાં આવ્યા છે; અને નાટક તથા હાસ્ય-રંગ ના ગાયનો પણ ભાવદર્શક હોવાથી સહેલાઇથી ગાઇ શકાશે. નાટક, વિરહ શૃંગારયુક્ત કરુણરસ પ્રધાન હોઈ, તેમાં આછાં આછાં લગભગ બધાંય રસોને સુંદર રીતે જમાવવામાં આવ્યા છે; અને ચાલુ રંગભૂમિ ઉપર ભજવાતાં, જનતાને વિશુદ્ધ હૃદયોનાં આંદોલનો અને તેમાં રહેલાં આંતરિક વિમલ ભાવોનું જ્વલંત દૃશ્ય દેવાય એ હેતુથી, કોઈ કોઈ સ્થળે દેખીતી ઐતિહાસિક અપૂર્ણતાને અનુમાન-ભાવે પૂર્ણ સ્વરૂપ આપવા પ્રયત્ન આદર્યો છે, એ કેટલે અંશે સફળ થવા પામ્યો છે એ જોવાનું કાર્ય વિબુધ વાચકવૃંદનું છે. હાસ્ય-રંગ સમજીને વાંચવાથી ભાષા ભેદથી ઉદ્ભવતું હાસ્ય શબ્દે શબ્દે અનુભવી શકાશે. આ હાસ્યો અને તત્ત્વપ્રકાશમાં આવેલાં કેટલાંક દૃશ્યોની વસ્તુઓ માટે રા. રા. વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલને જ માન ઘટે; કારણ,

એમના મુખેથી અવારનવાર સમયોચિત ટુંચકા સાંભળેલ તેના સંસ્મરણોને આધારે જ મ્હારી સ્વતંત્ર પદ્ધતિ પુરઃસર એ લખાણ થવા પામ્યું છે. ઘણું સંભાળીને તપાસવા છતાં કેટલેક ઠેકાણે દૃષ્ટિ દોષથી ભૂલો રહી જવા પામી હોય તો તે સુજ્ઞ વાંચક સુધારી લેશે જ એવી આશા રાખવામાં આવે છે.

જ્યાં જ્યાં જરૂર જણાઇ છે ત્યાં ત્યાં રસકુંજના વિભાગોની શરૂઆતમાં વસ્તુ સંકલના અગર વસ્તુ સૂચન આપવામાં આવ્યું છે એટલે આ સ્થળે વિશેષ લખવાનું રહેતું નથી.

ધી ઇંડીયન મ્યુઝીક સ્કુલના પ્રિન્સીપાલ રા. મિ૦ બી. આર. દેવધરે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી લગભગ બધાંય ગેય કાવ્યો જોઈ જઈ કર્તાનો પરિચય (Introduction) લખવા માટે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તેને માટે એ શ્રીમાનનો આભાર જરાય ભૂલાય એવો નથી; તેમ જ રા. રા. વૈદરાજ પ્રતાપરૉય ત્ર્યમ્બકલાલ તેમ જ શ્રીયુત શેઠ નારણદાસ કેશુરદાસ તથા મરહૂમ શેઠ લાલદાસ નારણદાસ અને મરહૂમ શેઠ લલ્લુભાઈ મથુરાદાસના ઉદાર દિલ પુત્રો પુરૂષોત્તમદાસ લાલદાસ તથા શ્રી. રણછોડદાસ લલ્લુભાઈ અને સ્વ. શેઠ ગોર્ધનદાસ વનમાળીદાસ બોર્ડીંગના ઉદાર દિલ માનવંતા ટ્રસ્ટી ગંગાસ્વરૂપ મહાલક્ષ્મી બ્હેન જેમણે અમારા પ્રસ્તુત પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ સંસ્થાને ઉત્તેજન આપ્યું છે, તેમ જ એક યા બીજી રીતે જે જે અન્ય ગૃહસ્થોએ અમારા આ પ્રકાશનમાં મદદ કીધી છે તેમનો મ્હારા તરફથી તેમ જ સાહિત્ય-સેવામંદિર તરફથી હું હૃદયપૂર્વક આભાર માનું છું, છેવટે આ પુસ્તક પાઠક પાઠિકાઓના ચિત્તશુદ્ધિ સાથે મનોરંજનનું સ્થાન થઈ તેમના આદરને પાત્ર થશે તો હું મ્હારા પરિશ્રમને સાર્થક થયો સમજીશ.

**કવિ નંદલાલ વિઠ્ઠલદાસ.**
સંચાલક, સાહિત્યસેવામંદિર.

# ચિત્ર-પરિચય.



## શ્રીયુત્ શેઠ નારણદાસ કેશુરદાસ પારેખઃ-

જન્મ સં. ૧૯૨૯ ના માગસર વદ ૧૨.

**ચિત્ર ૧ લુંઃ**-તીવ્ર બુદ્ધિના, સતત ઉદ્યમી, સરળ અને મિલનસાર સ્વભાવના, સ્વ-જ્ઞાતિને માટે સાત્વિક ધગશ ધરાવનારા આ સદ્ગૃહસ્થ વર્ષો સુધી ગરીબીનો તાપ શાંતિથી સહન કરી આજ કેટલાંક વર્ષોથી પ્રમુખપદે મુંબઇમાં વસતી શ્રી. ઘોઘારી દશા પોરવાડ વણિક જ્ઞાતિને પોતાની પ્રતિભાથી શોભાવી રહ્યા છે. અગિઆરમે વર્ષે પિતાશ્રીના અવસાન બાદ તેરમે વર્ષે લગ્ન થયા ત્યાં સુધી તો તેમણે ભણવું જારી રાખ્યું. પણ લગ્ન બાદ મુંબઇ જેવા શહેરમાં સંસાર વ્યવહારને પોહોંચી વળવું અશકય લાગવાથી સ્કુલ છોડી બે વર્ષ વગર પગારે દેશી વ્યાપારી કેળવણીની તાલીમ લઇ, મુંબઇના સુવિખ્યાત માનવંતા વેપારી શેઠ કમા રામજીની માંડવી બંદર ઉપર આવેલી શેઠ લાલજી ગોકુની કંપનીમાં ચૌદ વર્ષ સુધી પગારદાર નોકર તરીકે કામ કરી આજ લગભગ-૨૭ વર્ષથી એજ પેઢીમા ભાગીદાર તરીકે એમના કુટુંબનો અત્યંત ચાહ મેળવી રહ્યા છે. તેમજ લઢાઇના સમય દરમ્યાન તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર મરહુમ ભાઇ લક્ષ્મીદાસના નામથી મુળજી જેઠા મારકીટમાં એક કાપડની દુકાન પણ કીધી છે.

ભાવનગર અને ચિંચણમાં થયેલા તેમના બંને લગ્નથી પોતે મુંબઇમાં રહી ત્રણેય જગોએ વસતા જ્ઞાતિબંધુઓને પોતાના સમાન ભાવે તેમણે જાણે સાંકળી જ રાખ્યા હોય એમ લાગે છે. તેમના સમાનભાવે બહોળું રૂપ પકડતાં શ્રી સમસ્ત વૈશ્નવ દશા પોરવાડ વણિક મંડળનાંએ ત્રીજે સાલથી તેઓ પ્રમુખ ચુંટાયા છે. અને તેમાંએ પોતાનું સમભાવપણું વ્યક્ત કરી સુંદર રીતે કાર્ય નિભાવી રહ્યા છે.

તેમના સત્કાર્યોની નોંધ લેતા, મુંબઇ જેવી પ્રવૃત્તિમય જીંદગીમાં જો કે કાંઇપણ લેખી શકાય નહીં, છતાંય શ્રી. ઘો. દ. પો. સંકુચીત જ્ઞાતિની દષ્ટિએ જીવનમાં તેમણે પોતાનો ફાળો હસ્તે પરહસ્તે જ્ઞાતિ બાંધવો માટે કાંઇક અંશે તો આપ્યો છે જ. સં. ૧૯૫૬ સાલમાં પોતાની લાગવગથી શ્રી. મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો "પ્રેમ કળા" નામનો ખેલ ધર્માર્થે લઇ જ્ઞાતિબંધુઓ તરફથી કાંઇપણ ફાળામાં મદદ લીધા શિવાય, એક સારી જેવી રકમ મેળવી હતી, જે ચિંચણમાં શ્રી. ઘો. દ. પો. જ્ઞાતિની વાડીમાં વાવ બાંધવાના શુભ ક્ષેત્રમાં વપરાઇ છે; જે જ્ઞાતિની વાડી વગેરેનું મૂળ ઉપસ્થિત કારણજ કહી શકાય. તે જ સાલમાં વલસાડ પાસેના કછોલી ગામમાં જ્યાં તમામ દેશાઇ ભાઇઓની વસ્તી છે ત્યાંના તેમના એક મિત્ર રતનજી ખંડુભાઇ દેશાઇની ફરમાસથી મિત્રની ફરજ અદા કરવા વાંકાનેર કંપનીનો એક ખેલ તેમને અપાવવામાં પણ એમનો મુખ્ય હાથ હતો. તેમ જ ચિંચણના સમુદ્ર કિનારે સં. ૧૯૭૯ સાલમાં એમના તરફથી જ એક સ્મશાન આશ્રમ પણ બંધાવવામાં આવ્યું છે; વળી મુંબઇ નાગદેવી સ્ટ્રીટમાં આવેલ શ્રીરામ મંદિરની સંસ્થામાં અગિઆર વરસથી ટ્રસ્ટી તરીકે કામ કરી પોતાની બુદ્ધિથી બીજા ટ્રસ્ટીઓને સમજાવી, એમના દાખલ થવા અગાઉ સંસ્થાને આશરે રૂ. ૧૧,૦૦૦, નું દેવું હતું તે ભરપાઇ કરી આજે સંસ્થામાં આશરે રૂ. ૫,૦૦૦, નું ફંડ ભેળું કર્યું છે. મુંબઇ જેવા પ્રવૃત્તિમય સ્થાનમાં કેળવાયલા તેમના જેવા મહાશયો પાસેથી તો અન્ય આમ્ય બાંધવોને અને જ્ઞાતિજનોને માર્ગદર્શક થઇ પડે એવા ઘણાંએ ઉમદા કાર્યોની આશા રાખી શકાય.

પ્રભુ તેમનામાં રહેલા સેવા ભાવનો સંપૂર્ણ વિકાસ કરો. ઉગીને ઉભી થતી આ સાહિત્ય સેવા મંદિર સંસ્થાને પણ પોતાનો સમર્થ હાથ દઇ તેમણે ખરેખર ઉપકૃત કીધી છે.

---

## સ્વ૦ શ્રીમાન્ શેઠ ગોર્ધનદાસ વનમાળીદાસ મોદીઃ–

જન્મ સં. ૧૯૧૦ વૈશાખ શુકલ ૭ અવસાન સં. ૧૯૬૫.

**ચિત્ર ૨ જુઓ**:–શાંત, શરમાળ અને બહુ થોડા બોલા, કુટુંબવત્સલ આ મહાશયનું જીવન સુસંસ્કારી અને અતિ ધાર્મિક હતું. કટુ વચન કોઇને પણ કહેતાં પહેલાં એમના હૃદયને આઘાત થતો. એમણે નાની મ્હોટી ઘણી સખાવતો કીધી છે. સ્વ–જ્ઞાતિની અનાથ વિધવા બ્હેનોને છુપી રીતે અન્ન વસ્ત્ર પુરાં પાડી, ગરીબ બ્રાહ્મણ તનયાઓનાં કન્યાદાન દઈ, તેમ જ લંગડાં લુલાંઓને અન્ન વસ્ત્રો દઈ પોતાના જીવનને તેઓ કૃતાર્થ સમજતાં.

એમના જન્મ સાથે જ પિતાશ્રીનું અવસાન થવાથી માતા ગોમતી બાઈ તથા કાકા દામોદરની ગોદમાં ભાવનગરમાં જ એઓ ઉછરેલા. એમને એક વડીલ બન્ધુ (વિઠ્ઠલદાસ) અને એક ભગિની (કસળી બાઇ) હતાં.

આર્થિક સ્થિતિ બહુ જ નબળી હોવાથી બચપણથી જ એમને ગરીબાનો તાપ સહન કરવો પડેલો; જેથી સગાં સંબંધીઓ પાસેથી પુસ્તક વગેરેની મદદ મેળવી ગુજરાતી સાત અને અંગ્રેજી બે ત્રણ ધોરણ સુધી પોહોંચ્યા બાદ ઉદર નિર્વાહાર્થે એમને શિક્ષણક્રમ બદલવો પડ્યો.

સં. ૧૯૨૧ માં પંદર વર્ષની બાલવયે જ કુટુંબની રજા મેળવી ભાગ્ય અજમાવવા એઓ મુંબઈ આવ્યા. બે ત્રણ વર્ષ જુજ પગારે કરીઆણા બજારમાં શેઠ અબદરેમાન સિદ્દીકની પેઢીમાં નોકરી સ્વીકારી લઈ એ લાઇનનો અનુભવ મેળવી પોતે કરીઆણાથી શરૂ કરી, ધીમે ધીમે સુતર અને ત્રાંબા પીતળની દલાલીનો સ્વતંત્ર ધંધો ચાલુ કરી દીધો. ધંધા સંબંધી એમની કારકીર્દિ, જો કે બહુ ચમત્કારો–ભરી નહોતી, છતાં સાદું જીવન ગાળી, બાહોશી બુદ્ધિ ચાતુર્ય અને કરકસરથી એમણે આ ધંધામાં સફળતા સાથે સારો પૈસો પ્રાપ્ત કર્યો. ખાસ કરી મદ્રાસી વેપારીઓની દલાલી એઓ કરતા હતા અને તેઓ સાથેના નીત્યના વ્યવહારને લઇ મદ્રાસી ભાષાનું એમને સારૂં જ્ઞાન હતું.

એમનું પ્રથમ લગ્ન સુપ્રતિષ્ઠિત શેઠ વાસા પરમાણંદ દેવજીની જ્યેષ્ઠ પુત્રી બાઇ મણી જોડે સં. ૧૯૩૪ માં થયું હતું; જે બાઇ બાર વર્ષ સંસાર સુખ ભોગવી મહાલક્ષ્મી બ્હેન નામે એક પુત્રીરત્ન મુકી સં. ૧૯૪૬ માં દેવલોક પામ્યા.

બીજી વારનું લગ્ન પારેખ ગોવર્ધનદાસ નારણદાસની પુત્રી બાઇ રૂક્ષ્મણી જોડે સં. ૧૯૪૭ માં થવા પામ્યું હતું; જેણે ચાર સંતાનોને જન્મ આપેલો પણ દુર્દૈવે તેમાંનું કોઇ પણ લાંબો સમય જીવ્યું ન હતું.

સં. ૧૯૫૦ માં લપસી જવાથી એમના પગનું હાડકું ભાંગી ગયું હતું જે ખોડ એમને છેવટ સુધી રહી હતી. સં. ૧૯૫૩ ના પ્લેગના સપાટામાં પણ એઓ સપડાયેલાં, જેમાં બહુ જ હેરાનગતી ભોગવ્યા બાદ સુદૈવે તેમાંથી બચવા પામ્યા હતા.

કુટુંબકલહથી તેઓ સદા દૂર રહેતા; અને અભિમાન, તેમનાથી દૂર ન્હાસતો.

સં. ૧૯૬૨ માં એમણે બારભાઇ મહોલ્લામાં રૂપીઆ ચાલીસ હજાર ના ખર્ચે એક માળો બંધાવ્યો અને સં. ૧૯૬૩ માં તીર્થયાત્રા કરી આવ્યા બાદ ટુંક સમયમાં જ એમના પત્ની રૂક્ષ્મણીબાઇ પણ મરણ પામ્યા. એ જ સાલમાં એમને ત્યાં શ્રીયુત રામચંદ્ર રણછોડદાસ નોકરીમાં રહ્યા જેમણે એમનો એક વર્ષમાં સંપૂર્ણ વિશ્વાસ અને ચાહ મેળવ્યાં.

સ્વજનોના આગ્રહથી અને પુત્ર સંતતીની આશાએ એમણે સં. ૧૯૬૪ માં ત્રીજીવારના લગ્ન શ્રીમતી ગીરજાબાઇ જોડે કર્યા હતા. સં. ૧૯૬૫ માં એમને પાદાનું જીવલેણ દર્દ ઉપડી આવ્યું. અને ઘણાંએ ઉપચારો કીધાં છતાં ચૌદમે જ દીવસે તે જીવલેણ નીવડ્યું. ત્યાર બાદ માત્ર એ વર્ષનું વૈધવ્ય ભોગવી એમના પત્નિ ગીરજાબાઇ પણ દેહાંત દશા પામ્યા.

એમણે પોતાની વડીલ પુત્રી બ્હેન મહાલક્ષ્મીના લગ્ન ખાનદાન મનોર રૂગનાથદાસના પુત્ર હરીવલ્લભદાસના જ્યેષ્ઠ પુત્ર રા. રા. લક્ષ્મીદાસ જોડે કર્યાં હતા; પરંતુ દુર્દૈવે થોડા વર્ષમાં જ તેમનો સ્વર્ગવાસ થવાથી એ બ્હેન બહુ જ નાની ઉમ્મરે વિધવા થયા, અને પિતૃગૃહે જ રહેવા લાગ્યા.

ચપલ બુદ્ધિ બ્હેન મહાલક્ષ્મીને ગુજરાતી પાંચ ધોરણનું તેમજ ધાર્મિક અને વ્યવહારીક જ્ઞાન સારૂ હોવાથી તેમણે પોતાના દુર્ભાગ્યને દોષ ન દેતાં પ્રભુસેવામાંજ જીવન વ્યતિત કરવાનો નિશ્ચય કીધો, અને માતા પિતાના ઉચ્ચતમ સંસ્કારોની પ્રતિમા સમા તેમનાજ આદર્શોને અનુસરતા પુત્રની ગરજ સારતા આજે પણ એ શોભી રહ્યા છે. બોર્ડીંગની વ્યવસ્થા ઉત્તમ રીતે જાળવવા ઉપરાંત ધાર્મિક અને સામાજીક કાર્યોમાં પણ પોતાનો ઉદાર હાથ લંબાવતા જ રહે છે. પ્રભુ તેમને દીર્ઘ આયુષ્ય આપો.

મરણ સમયે એમણે નાની મ્હોટી રૂપીઆ એક લાખની ધાર્મિક તેમજ સામાજીક સખાવતો પોતાના વીલમાં જાહેર કરી છે. તેમાં એમની કીર્તિને ઉજ્જવલતા દઈ અમર કરે એવી, પોતાની જ્ઞાતિના ઉચ્ચ કેળવણી લેતા બાળકો માટે એક ફ્રી બોર્ડીંગ સ્કુલ ખોલવા, એક બાદશાહી રકમ કાઢી આપી તેના ટ્રસ્ટીઓ તરીકે એમના વડીલ બંધુ શેઠ વિઠ્ઠલદાસ તથા એમના ભાણેજ શેઠ હરીવલ્લભ બેચરદાસ તથા એમના પુત્રી ગં. સ્વ. મહાલક્ષ્મી બ્હેનની નીમણુંક કરી હતી. તે ઉપરાંત ભાવનગર લાયબ્રેરી માટે, લૂલાં લંગડા માટે, જ્ઞાતિની લાચાર વિધવાઓને મદદ કરવા માટે, તેમજ ઠેકઠેકાણે કુવાઓ બંધાવવા માટે સારી જેવી રકમ જુદી કાઢી હતી, અને તે ઉપરાંત કેટલીક નાની નાની સખાવતો પણ કરી છે.

એમના વીલની રૂએ સં. ૧૯૬૭ ની સાલમાં ભાદરવા શુદ ૧૪ ગુરૂવાર તા૦ ૭—૯—૧૧ ના દિને શ્રી સોરઠી દશા પોરવાડ ફ્રી બોર્ડીંગ સ્કુલ પ્રાતઃસ્મરણીય ગુરૂ શ્રી દેવકીનંદન મહારાજના શુભ હસ્તે ખુલ્લી મુકવામાં આવી ત્યારથી આજ દીન સુધીમાં જ્ઞાતિના સાંડેક વિદ્યાર્થીઓએ તેનો લાભ લીધો છે. જે વિદ્યાર્થીઓ બોર્ડીંગમાંથી બહાર પડ્યા છે તેમાંથી લગભગ બધાં પોતાનું જીવન સુખપૂર્વક ગુજારે છે. એક બે વિદ્યાર્થી બોર્ડીંગમાંથી હાઈકોર્ટ વકીલની પરીક્ષા પાસ કરી, અત્યારે સફળતાપૂર્વક વકીલાતનો ધંધો ચલાવી રહ્યા છે. આ રીતે શેઠ ગોર્ધનદાસ એકાદ બે પુત્રો ને બદલે અનેક પુત્રો પોતાની પાછળ મુકી ગયા છે; જે હમેશાં એમની કીર્તિમાં વધારો જ કર્યે જાય છે. પોતાની જ્ઞાતિના બાળકો માટે અન્ન-

વસ્ત્ર તેમ જ વિદ્યાદાનની સખાવતમાં પોતાની લક્ષ્મીનો ઉત્તમ વ્યય કરી સમાજના શ્રીમંતો માટે બહુ સારો દાખલો બેસાડ્યો છે. અસ્તુ.

બોર્ડીંગના ટ્રસ્ટીઓમાંથી શ્રીયુત્ હરિવલ્લભદાસ તેમ જ શ્રીયુત્ વિઠ્ઠલદાસ સ્વર્ગવાસી થયેલ હોવાથી અત્યારે બોર્ડીંગની બધી વ્યવસ્થા એમના પુત્રી ગં. સ્વ. બ્હેન મહાલક્ષ્મી સંભાળે છે; અને રા. રા. શ્રીયુત્ રામચંદ્રભાઈ (જે અત્યારે પોતે સ્વતંત્ર રીતે પોતાનો દલાલીનો ધંધો કરતા હોવા છતાં પૂજ્ય મહાલક્ષ્મી બ્હેન સાથે જ સહકુટુંબ રહે છે, તેમ જ તેમને એક સગાં કરતાં, પણ વિશેષ પૂજનીય ગણે છે), તેમને બોર્ડીંગની વ્યવસ્થા જાળવવામાં બહુ જ સારી રીતે ઓનરરી મદદ આપે છે અને એ રીતે પોતાના મર્હુમ શેઠ તરફ તેઓ પણ પોતાનું ઋણ અદા કરી રહ્યા છે. મર્હુમ શેઠ ગોર્ધનદાસનું નામ શ્રી ઘોઘારી દશા પોરવાડ જ્ઞાતિમાં એમની ઉદાર સખાવતોને લીધે સદા અવિચળ તેમ જ પ્રાતઃ સ્મરણીય જ રહેશે. પ્રભુ એમના પવિત્ર આત્માને શાશ્વત શાંતિ આપો. તેમ જ હિન્દના સર્વ સમાજોમાં આવા આવા અનેક ગોરધનદાસ પેદા કરો. ઉગીને ઉભી થતી આ સાહિત્યસેવામંદિર સંસ્થાનેએ પોતાનો ઉદાર હાથ લંબાવી એમના સુપુત્રી ગં. સ્વ. મહાલક્ષ્મી બ્હેને ખરેખર ઉપકૃત કીધી છે.

---

## બંસીઃ-

**ચિત્ર ૩ જુંઃ**-શ્રી કૃષ્ણચંદ્ર(આત્મદેવ)ની બંસી(અંતર્ધ્વની)ના સુમધુર સ્વરથી જાગૃત થયેલી ગોપી (વૃત્તિ) આનંદ અનુભવતા વિહ્વળ બની જાય છે.

વધુ માટે જુઓ પુષ્પ ૧ પાનું ૬.

---

## સ્વ૦ શ્રીયુત્ શેઠ લાલદાસ નારણદાસઃ-

જન્મ સં. ૧૯૦૧. અવસાન સં. ૧૯૭૨ કારતક વદ ૧૦.

**ચિત્ર ૪ થુંઃ**-સ્થિરતાથી ખેતી અને વાણિજ્ય ખેડી કવિકુલ શોભાવનાર આ સદ્‌ગૃહસ્થે, શ્રી ઘોઘારી દશા પોરવાડ જ્ઞાતિમાં જન્મ લઈ શ્રી ચિચણ-તારાપોર મુકામે સ્વપરાક્રમે, વ્યાપારી કુનેહથી, પુષ્કળ દ્રવ્ય સાથે સંપૂર્ણ યશની પ્રાપ્તિ કરી, સ્વજનો અને ગ્રામ્યબાંધવો તરફ અસ્ખલિત મમતા અને બંધુભાવના દાખવી દેશદેશાંતરોમાં પોતાની ઉજ્જ્વલ કીર્તિને અમર કીધી છે. ગ્રામ્યજીવનમાં જ મોજ માણી શાંતિ અને સાદાઇનો સ્વાચરણથી સુંદર પાઠ શિખવતી જ્ઞાતિની અગ્રગણ્ય આ વ્યક્તિએ જો કે મ્હોટાં ફંડોમાં એકી રકમે ફાળા ભરી નામના મેળવવા અગર મ્હોટાઇનો ડોળ બતાવવા પ્રયત્નો કીધાં નથી, છતાંયે પોતાના કુળને છાજે એવી રીતે સ્વજનોને જ્ઞાતિબંધુઓને અને ગ્રામ્યબાંધવોને તેમની ખરી જરૂરીઆતો સમયે કદીયે નિરાશ થવા દીધાં નથી, એ તો એમના સહવાસમાં આવનારાં અને એમને જાણનારાઓમાંનો કોઈ પણ કહેશે. ખાસ જાણવા જેવું તો માત્ર શ્રી ચિચણ મુકામે પુષ્ટિમાર્ગ સંપ્રદાયનું શ્રી બાલકૃષ્ણલાલજીનું મંદીર એમણે સારી જેવી રકમ ખર્ચ કરી બંધાવ્યું છે. શહેરીઓની પ્રવૃત્તિઓની તુલનામાં જો કે એમનાં કાર્યો ક્ષુલ્લક કહી શકાય, છતાંય ગ્રામ્યજીવનના વિશુદ્ધ હૃદયના એવાં સત્કાર્યોએ સુખ અને શાંતિ દેનારા થઈ શકે. જ્ઞાતિજનો અને ગ્રામ્યબાંધવો એમના પુત્રપૌત્રો તરફથી અવશ્ય વધુ સારી આશા રાખી શકે. એમના પુત્ર શ્રીયુત્ ભાઈ પુરૂષોત્તમદાસે સાહિત્યસેવામંદિરના આ પ્રથમ પ્રકાશનમાં સહૃદયતાથી પોતાના વડિલોની કીર્તિને છાજે એવી રીતે સહાયતા કરી ખરેખર ગ્રામ્યસાહિત્ય સમાજમાં આશાનું બીજારોપણ કીધું છે. પ્રભુ તેમની પવિત્ર ભાવનાઓને સતેજ કરો.

---

## ૨૫૦ શ્રીયુત્ શેઠ લલ્લુભાઈ મથુરાદાસઃ-

જન્મ સંવત્ ૧૯૦૨ મહાશુદ ૫ અવસાન સંવત્ ૧૯૭૯ કારતક વદ ૩.

**ચિત્ર ૫ મુંઃ**–ગ્રામ્ય જીવનમાં શાંતિથી સારા પાયા ઉપર ચોખાની મીલ ચલાવવાનું પ્રથમ સાહસ ખેડનાર આ સદ્ગૃહસ્થે પણ, શ્રી ઘોઘારી દશા પોરવાડ જ્ઞાતિમાં જન્મ લઈ ચિચણ તારાપુર મુકામે સ્વપરાક્રમે પુષ્કળ પૈસો અને કીર્તિ મેળવી સ્વજનો અને ગ્રામ્યજનોની પ્રીતિ સંપાદન કરી, દેશવિદેશે નામના મેળવી છે. જ્ઞાતિના આગેવાનોમાંના એક એવા આ સદ્ગૃહસ્થ જાતે દયાળુ, પ્રતિભાશાળી, સાદાઈને ચાહનારા અને વ્યાપારે બાહોશ હતા, એમ એમના સહવાસમાં વધુ આવનારા તરફથી જાણી શકાય છે. એમના શુભકાર્યોની નોંધ લેતાં જણાય છે કે, ઉપર જણાવેલ સ્વ. શેઠ લાલદાસ નારણદાસે બંધાવેલ પુષ્ટિ માર્ગ સંપ્રદાયના શ્રી બાલકૃષ્ણ લાલજીના મંદિરને માટે જોઈતી જમીન એમણે લઈ આપી હતી; અને મંદિર બંધાયા બાદ એના દરવાજાઓને ચાંદીના પતરા ચઢાવી દઈ મંદિરમાં શાહબાદી લાદી બેસડાવી તેને ફરતો ઇંટ ચુનાનો મજબુત કોટ બંધાવી એ મંદિરની શોભામાં વધારો કીધો છે. શહેરીઓની વિશાળ પ્રવૃત્તિઓની તુલનામાં જો કે આ કાર્યો નજીવા કહી શકાય પરંતુ ગ્રામ્ય જીવનનાં એવા નિખાલસ દિલના કાર્યોએ અવશ્ય સુખ અને શાંતિ દેનારા તેમ જ અન્યજનોને માર્ગદર્શક થઈ પડે.

જ્ઞાતિજનો તેમજ ગ્રામ્યજનો એમના પુત્રપૌત્રો તરફથી આથીએ બહુ ઉમદા આશા રાખી શકે. તેમના પુત્ર શ્રીયુત્ શેઠ રણછોડદાસે પણ ચિચણથી વાણગામ સ્ટેશને જતાં રસ્તામાં એક જુનું તળાવ હતું તેને સારી રકમ ખરચી ફરીવાર ખણાવી બંધાવી, તેમજ સાહિત્ય સેવા મંદિરના આ પ્રથમ પ્રકાશનમાં પણ પોતાના વડીલોની ઉજ્વલ કીર્તિને શોભે એવી મદદ કરી, તેમની કીર્તિમાં વધારો કરી ગ્રામ્ય સાહિત્ય સમાજમાં આશાને સ્થાન દીધું છે. પ્રભુ તેમની નિખાલસ બુદ્ધિને સતત જાગૃત રાખો.

---

## રા. રા. વૈદ્યરાજ પ્રતાપરોય ત્ર્યંબકલાલઃ-

**ચિત્ર ૬ ઠું**:-પ્રશ્નોરા જ્ઞાતિ વિભૂષણ વૈદ્ય કુલરત્ન આ મહાશય, એમના પ્રપિતા (ભાવનગર અને કુંડલા સ્ટેટના જાણીતા) રાજ્ય વૈદ્ય રા. રા. જટાશંકર કેવળરામના અવસાન પછી તેમનું સ્ટેટનું કાર્ય સંભાળવા નિમાયલા એમના વડીલ (મુંબઇનાં જાણીતા રાજવૈદ્ય રા. ત્ર્યંબકલાલ જટાશંકર)નું મુંબઇમાં ૮૦ કેથીડ્રલ સ્ટ્રીટમાં જમાવેલું ઔષધાલય એઓ એકલે હાથે આજ વર્ષોથી સંપૂર્ણ ફત્તેહમંદીથી સુંદર રીતે ચલાવી રહ્યા છે. ઔષધાલયનું કાર્ય હાથમાં લીધા પછી થોડાં જ વર્ષોમાં પિતાશ્રીના અકાલ અવસાનના આઘાતથી એમને જો કે ઘણું ખમવું પડ્યું, છતાંય ધૈર્ય અને શાંતીથી એઓ પોતાના બુદ્ધિ ચાતુર્યથી વડીલોની કીર્તિમાં વધારો કરી રહ્યા છે. એઓ સ્વભાવે નિખાલસ, રમુજી, સરલ, સહૃદય અને મળતાવડા હોઇ પોતાના ધંધામાં અને નાડી પરીક્ષામાં અતિ નિષ્ણાત છે, એમનો પરિચય એકવાર જેમને થયો હોય તેઓ ભાગ્યે જ એમને ભુલી શકે. કુદરતે એમના હાથને યશ દીધો છે. સમયોચિત દૃષ્ટાંત દેવામાં રહેલી એમની કુશળતાનો ચિતાર તો પરિચય જ યોગ્ય રીતે આપી શકે.
વધુ માટે જુઓ પુષ્પ ૪. અને પુષ્પ ૬ પા. ૧૭.

---

## યોગદૃષ્ટિઃ-

**ચિત્ર ૭ મું**:-કવિનું ફલાહારી ચાતુર્માસનું પંચકેશનું સં. ૧૯૮૪ ના કારતક શુકલ એકાદશીને દીવસે લેવાયલું ચિત્ર.

---

## રાજા મંત્રીઃ-

**ચિત્ર ૮ મું**:-આ ચિત્ર સ્વાર્થાંધ રાજાની સ્થિતિ બતાવે છે. તત્ત્વપ્રકાશનું દૃષ્ટાંત પહેલું વાંચેથી યથાર્થ સમજી શકાશે.

---

### તત્ત્વ પ્રકાશ:-

**ચિત્ર ૯ મું**:-સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો સૃષ્ટિક્રમ બતાવનારૂં આ અનંત દેવેશનું ચિત્ર, તત્ત્વ પ્રકાશ (ચિત્ર નિદર્શન) નામનું પુષ્પ ૪ પાનું ૨૭માં આવેલું કાવ્ય વાંચવાથી, તેમજ આખુંય તત્ત્વપ્રકાશ પુષ્પ ૪ ધ્યાનપૂર્વક જોઈ જવાથી સમજી શકાશે.

---

### સ્વ૦ શ્રીયુત્ લક્ષ્મીદાસ નારણદાસ:-

જન્મ સં. ૧૯૬૩ માગસર શુ. ૧૨. અવસાન. સં. ૧૯૮૩ ભાદરવા શુ. ૫.

**ચિત્ર ૧૦ મું**:-શ્રીયુત્ શેઠ નારણદાસ કેશુરદાસના આ વડીલ પુત્ર અતિ વિનયશીલ અને પિતૃભક્ત હતા. એમના અકાલ અવસાનથી એમના કુટુંબને ઘણી મ્હોટી ખોટ ગઇ ગણી શકાય. એમના નામથી મુળજી જેઠા માર્કીટમાં કાપડની દુકાન એમના પૂજ્ય વડીલ હાલ ચલાવી રહ્યા છે. એમને સંતતિમાં એક બાલિકા છે.

---

### ગં. સ્વ. શ્રીમતી બ્હેન મહાલક્ષ્મી લક્ષ્મીદાસ પારેખ:-

જન્મ સંવત્ ૧૯૩૮ માગશર વદ ૫.

**ચિત્ર ૧૧ મું**:-સ્વ. શ્રીમાન્ શેઠ ગોર્ધનદાસ વનમાળીદાસની બોર્ડીંગના ટ્રસ્ટી. આ વિદુષી બ્હેનના પરિચય માટે જુઓ ઉપર પરિચય ચિત્ર ૨ જું.

---

### સ્વ૦ શેઠ વિઠ્ઠલદાસ શંકરલાલ:-

જન્મ સં. ૧૯૩૨ કાર્તિક શુ. ૧. અવસાન સં. ૧૯૭૮ કાર્તિક કૃ. ૧૪.

**ચિત્ર ૧૨ મું**:-ચિચણ નિવાસી શેઠ શંકરલાલ નારણદાસના ચાર પુત્રોમાંના કનિષ્ઠ, આ કવિ-પિતાની જીંદગીનો ખરો ભાગ છેલ્લાં પંદર વર્ષો, અસાધ્ય રોગ ભોગવવામાંજ ગયા હતાં. ઘણાંય વૈદ્યો અને મુંબઇના તત્સમયના કહેવાતાં સુપ્રસિદ્ધ ડૉક્ટરો અને સરજ્યનોમાં મિલકતનું પાણી કીધાં છતાંય

એમના રોગનું નિદાન પણ થઇ શકવા પામ્યું ન હતું. પૂર્વજન્મ કૃતકર્મોના આવાં ફળ ભોગવતાં, એમનામાંએ રહેલાં ઔદાર્ય, સહનશીલતા, શાંતિ અને પરાર્થ બુદ્ધિ વગેરે સદ્ગુણો દરેકે જીવનમાં ઉતારવા જેવાં હતાં. આવાં અસહ્ય દુ:ખને પણ એક સન્મિત્ર ગણી લઇ એમણે ગાળેલું ઉચ્ચતમ સંસ્કારી આનંદમય જીવન આશ્ચર્ય પમાડે તેવું હતું.

વિદ્વદ્વરો માટે એમનો ઉમદા અભિપ્રાય અને ગમે તે ભોગે પણ સુવિદ્યારૂપી સંપત્તિ મેળવવા પ્રયત્ન કરવા માટેનો બાલકોને હંમેશ અપાતો એમનો સદ્બોધ વિસરાય એમ નથી જ.

સ્વજનો માટે મ્હારા આ પુસ્તકમાં કાંઇ જ લખવા વિચાર નહતો; પરંતુ ચિત્ર પરિચયમાં તેમને યે અન્યાય ન થવો જોઇએ એથી જ આ અલ્પ પરિચય આપ્યો છે. જુઓ પુષ્પ ૬–પા. ૧૯. અંજલિ.

---

### પ્રોફેસર બાલકૃષ્ણ રઘુનાથ દેવધર:–

**ચિત્ર ૧૩ મું:**–પ્રસ્તુત પુસ્તકમાં લેખકનો પરિચય (Introduction) કરાવનાર, સુવિખ્યાત સંગીત શાસ્ત્રી પંડીત વિષ્ણુદિગંબરના માનીતા શિષ્ય, અને ઈ. સ. ૧૯૨૫ માં સ્થપાયલી મુંબઇ પ્રાર્થના સમાજ બિલ્ડીંગમાં આવેલી **ધી સ્કુલ ઑફ ઇંડીયન મ્યુઝીક** [જેમાં શાસ્ત્રીય પદ્ધતિથી અનેક રાગ રાગણીઓમાં ગાવાનું તેમ જ હારમોન્યમ તબલા અને લગભગ બધી જાતના તંતુ વાદ્યો વગાડવાનું પદ્ધતિસર શિક્ષણ આપવામાં આવે છે અને જે સ્કુલનો લાભ ઉચ્ચ કેળવણી પામેલા હિન્દુ મુસલમાન પારસી સ્ત્રી–પુરૂષો સારા પ્રમાણમાં લઈ રહ્યા છે.] ના માનવંતા સંસ્થાપક અને પ્રિન્સીપૉલ આ સદ્ગૃહસ્થ સુંદર રીતે પોતાની ઉક્ત સ્કુલ ચલાવી પોતાના ગુરૂ પંડીત વિષ્ણુ દિગંબરની સુકીર્તિ દશે દિશાઓમાં ફેલાવી રહ્યા છે. એમનો પરિચય મ્હારે આપવો એ, પરિચિતનો પરિચય આપવાનો પ્રયત્ન કરવા જેવું જ છે.

---

## પ્રેમ-સંદેશઃ-

જન્મ સં. ૧૯૬૦ આસો શુ. ૧૦ અવસાન સં. ૧૯૭૭ આસો શુ. ૨.

**ચિત્ર ૧૪ મું:**-ચિચણ નિવાસી શ્રીયુત્ શેઠ લલ્લુભાઈ દામોદરદાસ લાલદાસની પુત્રી અને કવિપત્ની આ સૌભાગ્યદેવી સંવત્ ૧૯૭૭ ના પોશ શુક્લ ૨ ને દિવસે ૧૭ વર્ષની ઉગતી વયે જ દેહાંત પામી. માત્ર પાંચ વર્ષના પરણીત જીવનનાંયે જેના નિષ્કલંક આદર્શ ચારિત્ર્યે કવિના કવિત્વને પોષી તેને સાંસારીક જીવનનું યથાર્થ ભાન કરાવ્યું છે. 'સ્નેહ-દર્પણ' નાટક (પુષ્પ ૭)માં આલેખાયલાં ચિત્રો રસજ્ઞ વર્ગને સુરસ ઉપયોગિતાભર્યાં થઈ પડે તો તેનું માન એ આદર્શ રમણીને જ ઘટે, જેના પ્રત્યક્ષ ભાવોએ જ કવિસ્ફુરણોને જોઇતું પોષણ આપ્યું છે. લોકો એને સવિતા ગૌરીના નામે સંબોધતા.

---

## રસોત્પલઃ-

**ચિત્ર ૧૫ મું**:-રસોત્પલ અથવા રસકમળના આ ચિત્રનાં મધ્યમાં રહેલી ટોપીમાં વાત્સલ્ય ભાવ બતાવતું રસોત્પાદક **रसौ वै सः** શ્રી કૃષ્ણ ચંદ્રનું બાલસ્વરૂપ આલેખવામાં આવ્યું છે; અને જેની આસપાસ બધાંય રસો વિંટાઈ રહ્યા છે એવા 'વત્સ' (વત્સલ; વાત્સલ્ય) રસને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. ગોપીઓના શૃંગાર ભાવને લઇને શ્રી કૃષ્ણ ચંદ્રના નિર્ગુણ વાત્સલ્ય ભાવનેયે સાથે સાથે ઘણાંએ વિદ્વદ્દવરોએ શૃંગારભાવ જ કલ્પી લીધો છે, એ આશ્ચર્ય નહીં તો બીજું શું? જેવી રીતે એક ભૂલથી બીજી ભૂલ સહજ સંભવે તેમ, એ દેખાતી ભૂલ ભરેલી કલ્પનાથી ઘણાંઓએ શૃંગારરસને જ પ્રધાન રસ માની લીધો છે. 'વત્સલ' વિકાર પામતાં તેમાંથી શૃંગાર ઉદ્દભવે છે. એટલે શૃંગાર એ 'વત્સલ'નું વિકૃત સ્વરૂપ ગણી શકાય.

હવે એ 'વત્સલ'નું વિકૃત સ્વરૂપ 'શૃંગાર' વક્રી પામતાં તેમાંથી હાસ્ય કરૂણ રૌદ્ર વીર ભયાનક બીભત્સ અદ્દભૂત અને અંતે શાન્ત એમ એક પછી એક રસો ઉદ્દભવે છે. જે ચિત્રમાં નિર્દિષ્ટ છે. શૃંગાર સર્વ રસોનું થડ છે એ સર્વ માન્ય છે; અને તે બતાવવા માટે નીચે મૂલમાં એનું સ્થાન

બતાવ્યું છે. પરંતુ 'વત્સ' (વત્સલ) એ સર્વ રસોનું હૃદય છે એ ભૂલવા જેવું નથી. નીચે રસોત્પલમાંથી ઝરતા રસને જલરૂપે બતાવવામાં આવ્યો છે અને રસ-પરાગને લૂંટવા ભેગાં મળેલા ભૃંગ સ્વરૂપ રસિક-જનોમાંનો કોઇ વિરલોજ સીધો ઉપરથી આવી મધ્યમાં રહેલા रसो वै सः રસેશથી તન્મયતા મેળવી તેમાં વિલીન થાય છે; એ આ ચિત્રનો આંતરિક ભાવ છે. કાવ્ય માટે જુઓ રસ-રાગ. પુષ્પ ૮ પાનું ૨૯૫.

---

## પ્રારંભ પ્રાર્થના.

ભલાં માતને તાત જે આદ્ય પૂજ્યો,
પ્રણામું વિધાતા મતિ-દાન દીજે;
સ્મરૂં શ્રી ઉમાપુત્ર ને શારદાયે,
ભલો જે થકી ગ્રન્થ આ પૂર્ણ થાયે.

ભજું દેવકી પુત્ર સારંગપાણી,
દીજે જ્ઞાનનું દાન ને શુદ્ધ વાણી;
ભૂલું ના કદિ સદ્દગુરૂની કૃપા ને,
ગળી ગર્વ છેદું શિખા શબ્દ-બાણે.

---

# બંસી–રાસ વિહાર

## વસ્તુસંકલના.

આંખથી રડનારના આંસુ નદીસા રે' વહી,
(પણ) હાર્દથી રડનારની આંખોય ભીંજાશે નહીં.

રાસોને સંકલનાની જરૂરજ ન હોય; પરંતુ આ પ્રેમલક્ષણા ભક્તિના ઉત્તમ માર્ગદર્શક ઉર્મી કાવ્યો સમજવા માટે પ્રિય પાઠક ગણોની તકલીફને કંઇક અંશે ઓછી કરી શકું એજ ભાવનાથી અંતઃકરણ પ્રેરાય છે. ઉર્મી કાવ્યો સમજવા માટે, એ ભાવના સૃષ્ટિમાં ચિત્તને તલ્લીન કરવાની જરૂર છે; અને ત્યારે જ તેનું સત્ય રહસ્ય સહજ સમજી શકાય. આવાં કાવ્યો વાંચવા પહેલાં દરેક ઉપર ટુંકમાં આપેલી અંતર્ધ્વનિની ટીપ, નકામી નહીં સમજતાં, ધ્યાનપૂર્વક વાંચી લઈ, તે તે સ્થિતિમાં સ્થિરતા કરી, પછી કાવ્યો વાંચવાથી આનંદના બોધને કોઇ અજબ રીતે પુષ્ટી મળશે અને વારંવાર મનન કરવાથી તે બોધ અવ્યાહત રીતે અસ્ખલિત પ્રવાહથી વહેવા માંડશે જ એમાં જરાય સંશય જેવું નથી. આ રાસવિહારના લગભગ બધાંય કાવ્યોના રાગોના નામ આપવામાં આવ્યા છે અને તેમાં વૃત્તિઓને ગોપીઓ, આત્મદેવને શ્રીકૃષ્ણ અને અંતર્ધ્વનીને બંસીનાદ કલ્પવામાં આવ્યા છે. કાવ્યોનો ક્રમ નિવેદન પછીઃ–**રાત્રીના પ્રથમ પ્રહરે મુગ્ધાવસ્થામાં** "યાચના" કાવ્યમાં હૃદયના ઉંડાણમાંથી નિકળતા સંસાર સાગરમાં ડુબતાં જીવનાં ભાવપૂર્ણ ભક્તિયુક્ત ઉદ્ગારો; બીજા "વસંત"માં, વૃત્તિઓની વિરક્ત ભાવના; ત્રીજામાં તેની વિરહ દશા, ચોથામાં વિરહ યાતના; અને પાંચમામાં તેથી ઉદ્ભુત વિહ્વલ દશા; છઠ્ઠામાં વિહ્વલ દશાથી ઉદ્ભુત સંભ્રમ; સાતમામાં તેના આંદોલન; આઠમામાં શ્રીકૃષ્ણ (આત્મદેવ)ના યશોગાન અને નવમા (વૃત્તિવાદ)માં, બંસીમાં મુગ્ધ થયેલા મન સાથે બુદ્ધિના વિચાર અને એ તાલાવેલી લાગવાના કારણની શોધ. દશમામાં **રાત્રીના દ્વિતીય પ્રહરે તંદ્રાવસ્થામાં** શ્રીકૃષ્ણ (આત્મદેવ)નું પુનર્દર્શન; અગિયારમા (અનુગ્રહ)માં પ્રસન્ન થયેલા ભગવાન શ્રીકૃષ્ણ (આત્મ-

દેવ) અનુગ્રહ કરી દુન્યવી જડ વસ્તુઓથી ભક્ત જીવને છૂટો કરે છે: અર્થાત્:–ભક્ત જીવ, પોતાની માની બેઠેલ સંપત્તિ ખોઈ બેસે છે, અને નાગો ઉઘાડો થઈ રહે છે; છતાંય એનો ભક્તિભાવ જ્યારે વધારે જાગૃત થાય છે ત્યારે બારમાં કાવ્યમાં ભગવાન પણ પ્રસન્ન થઈ તેને પોતા તરફ ખેંચે છે. અને સાંસારીક ચેતન વસ્તુઓથી તેને છૂટો કરે છે. અર્થાત્:– તેના સગાંવહાલાં પુત્ર દારા વગેરે તેનો તિરસ્કાર કરે છે. પરંતુ, એથી તો એને વધારે અનુકુળ પ્રસંગ મળે છે. તેરમામાં સ્વામીની મહત્તા; ચોદમામાં જીવ, નવવધૂની સ્થિતિ અનુભવે છે, અને સંસારસાગરમાં પાછું ગોથું ખાય છે, પંદરમામાં **તૃતીય પ્રહરે સ્વપ્નાવસ્થા**માં શ્રીકૃષ્ણચન્દ્રની મધુરી બંસીનો નાદ અનુભવવો અને ઘેલાંની માફક એ ભણકારાની તાનમાં અસ્તવ્યસ્ત આભૂષણો સજી જાણે ગોપી ભાવથી એ બંસીધરની શોધમાં જ નીકળતો હોય એમ જીવ અનુભવે છે. પણ આંખો ઉઘડતાં પોતાને પથારીમાં જ પડેલો જોઈ નિરાશ થાય છે. સોળમામાં **ચતુર્થ પ્રહરે સુષુપ્તિ અવસ્થામાં**, નિદ્રા પ્રાપ્ત થતાં બડબડાટમાં પણ એને તો એ જ ધૂન લાગી રહે છે. સત્તરમામાં **પ્રભાત સમયે પ્રથમ પ્રહરે, જાગૃતાવસ્થામાં**, જાગતાં પોતાનો આનંદ જાણે ખોવાઈ ગયો હોય તેમ પોતાની નિદ્રાને બળાત્કારે હરી જનાર પ્રભાતને જ ભગવાન કલ્પીને તેને ઠપકો દેતાં પોતાના મનોમય કોપને ઉલ્લંઘી જ્ઞાનમય કોપમાં પ્રવેશ કરતાં એ બંસી શું છે તેના હૃદયોદ્‌ગાર. અઢારમા (બંસીનાદ)માં **દ્વિતીય પ્રહરે ધ્યાનાવસ્થામાં** બંસી તરફથી જ તેનો નિર્ણય કરવાની યોજનાનો નિશ્ચય.

ઓગણીસમામાં અંતરોદ્‌ગાર. વીસમામાં સ્વામી ભક્તિનું માહાત્મ્ય. એકવીસમામાં **તૃતીય પ્રહરે હતાશદશામાં** યોજના અને ઉદાસીનતા. બાવીસ (પ્રતિધ્વનિ)માં અંતરાત્મા ઉપર તેનો પ્રતિઘોષ. ત્રેવીશમામાં **તૃતીય પ્રહરે મુક્તદશામાં** વૃત્તિઓનું ભાવદર્શન અને તીવ્ર ભાવનાના યોગે ચોવીસમામાં **ચતુર્થ પ્રહરે આનંદાવસ્થામાં** ભગવાન શ્રીકૃષ્ણ ચંદ્ર (આત્મદેવ)ના સ્વપ્નમાં દર્શન. પચ્ચીસમામાં **ચતુર્થ પ્રહરે ઉન્માદાવસ્થામાં** પ્રભુ મળ્યાની ઘેલછા. છવ્વીસમામાં **સંધ્યા સમયે સમાધિ**

**અવસ્થામાં** ભજનાનંદમાં લીનતા. આનંદ સમાધિ. સત્તાવીસમામાં અને અઠ્ઠાવીસમામાં ગરબીઓ, ઓગણત્રીસમામાં પ્રેમબંધનની પ્રબળતા અને ત્રીસમામાં કર્મફળ. એકત્રીસમામાં પ્રભુપૂજન અને બત્રીસમામાં વિજ્ઞાપના. ત્યાર બાદ સ્તવનો અને ભજનો. એવા ક્રમવાર આ કાવ્યો ગોઠવવામાં આવ્યા છે. જેનું વધુ સ્પષ્ટીકરણ કાવ્યો જ આપશે. અસ્તુ.

**કવિ નંદલાલ વિઠ્ઠલદાસ ચિંચણવાળા.**

---

## વિબુધોને.

નથી રે નથી પિંગળે પાઠ સાધ્યો,
નથી રે નથી જ્ઞાન સન્માર્ગ લાધ્યો;
નથી રે પથે ભક્તિ વૈરાગ્ય વાધ્યો,
નથી રે મથી ધર્મને ગાંઠ બાંધ્યો.　　૧

નથી રે નથી પંડિતો સાથ સાધો!
નથી રે મતિ લેશ ઉદ્બોધવા તો;
ભલી ઉર્મિઓનો ઝરો જે ઝરે છે,
મતિ અલ્પ એ 'નંદ' આગે ધરે છે.　　૨

ઘણીએ હશે ન્યૂનતા કાવ્ય માંહે,
કવિઓ ન દેશો જરી લક્ષ ત્યાંહે;
મતિ હંસશી રાખજો સાર લેજો,
ગ્રહી ક્ષીર વારી મુકી એમ દેજો.　　૩

## ગીતિ.

સત્યવ્રતા સાવિત્રી, વિઠ્ઠલ સુતને આવી સહાય કરો;
મંગળ આશિશ દઇને, આ શરણાંગતના દુઃખ સર્વ હરો.

# વિષય સૂચિકા.



**સૂચના:**–આ પુસ્તકમાં દરેક પુષ્પના પાના જુદાં જુદાં આપવામાં આવ્યા છે અને ક્રમવાર પાનાનો આંક દરેક પાનાની નીચે આપવામાં આવ્યો છે.

## સુધારીને વાંચવું.

પુષ્પ ૧ પાનું ૮. નીચેની ફુટનોટમાં ચોથી લીટીને છેડે 'પ્રણવ' શબ્દ વધારી **'બે પગાળો પ્રણવ'** એમ વાંચવું.

,, ૨ ,, ૫. ત્રીજી લીટીના આરંભે 'અદ્વૈતવાદી':–ને બદલે **'દ્વૈત-વાદી'**:– વાંચવું.

,, ૪ ,, ૨૧. ૨૩૬ મી કડીમાં 'પુરુષા'ને બદલે **'પુરુષો'** વાંચવું.

,, ૪ ,, ૨૫. ૨૮૫ મી કડીમાં 'નિર્વન' ને બદલે **'નિર્ધન'** ,,

,, ૫ ,, ૧૭. ૫ મી લીટીમાં 'રંભભૂમિ'ને બદલે **'રંગભૂમિ'** ,,




બંસી નાથ વાગે
અંગ રાગ જાગે:-

[illegible] પુષ્પ ૧.
રસ-કુંજ પાનું ૬.

# પ્રેમ લક્ષણા.



## બંસી—રાસવિહાર.

## નિવેદન.

### એજ અખંડાનંદ આત્મદેવના ચરણાંબુજે.

### મન્દાક્રાન્તા

હું તો તારી ચરણ રજના, સ્પર્શને યોગ્ય ન્હોયે,
આ શી તારી અનહદ કૃપા. હું પરે દંશ તોયે;
હું પાખંડે પુરણ ભરિયો, ભ્રષ્ટ, સૌ કોઈ નિંદે,
સ્વીકારી લે નમન મુજ, તું-પૂજ્ય-પાદારવિંદે.

૨

જ્યારે નિદ્રા જગ અનુભવે, મૃત્યુની અલ્પ છાયા,
ત્યારે રક્ષે અનિમિશપણે, જાગૃતા તારી માયા;
હાલે ધારી અમિત જગની, યાતનાઓ દયાથી,
ધીરે ધીરે જગતભરમાં, પ્રાણવાયુ ભરે શી !

૩

એકાંતે વા ઉપવન મહીં, લુબ્ધ સંસાર ચિત્રે,
આનંદે હું રમત રમતો, મુગ્ધ માયા વિચિત્રે;

કાધી'તી મેં તું-અવગણના. ને વિધાતા તણીયે.
આવા તારા મહદ્ ગુણ હું, જાણતો ના સમે એ.

૪

તેજસ્વી તું-કમલનયનો, કલ્મશ – ધ્વંસ – કારી.
જાણી આવ્યો શરણ ચરણે, પાપનો પુંજ ભારી;
પાપી જાણી નયન મિંચ કાં, પાવનો તું વિચારી,
જેવો તેવો પણ શરણ તું, જાણી લેને ઉગારી,

૫

મારે તારૂં ચરણ શરણું, એક અદ્વૈત માગ્યો !
જાણે આખું જગત અવ તો, શા હવે ખેલ સાધ્યા !
લાજે જાશે જગત ભરમાં, જાણજે છેક તારી;
હાંસી થાશે જન સકળમાં, છેડતાં ટેક મારી.

૬

મારૂં એવું કદિ ન ગણિયું, અર્પિયું સર્વ મેં તો,
જે જે આવ્યું તવ ચરણમાં, જોડીયું સર્વ એ તો:
વિશ્વાસે મેં સકળ અરપ્યું, જાળવ્યું નામ ભાતું.
આજે આવ્યો સમય શુભ ત્યાં, દાખવે પુંઠ કાં તું ?

---

## યાચના

(રાગ બિહાગ, તાલ દીપચંદી).

[ અંતર્ધ્વની:—સંસાર સાગરમાં ગોથા ખાતી, દુન્યવી આપત્તિઓના ઝપાટા સહન કરતી, શોક અને ઉદાસીનતા રૂપી ગાઢ તિમિર (અંધકાર) થી ડરતી, ગોપીઓ (મુમુક્ષુ જીવની વૃત્તિઓ) બંસીધર શ્રીકૃષ્ણચંદ્ર (આત્મદેવ)ની હૃદયપૂર્વક ભક્તિયુક્ત યાચના કરી રહી છે. ] **[સંધ્યાસમય.]**

ओ व्रजवर बंसीधर नट, कर दे, दे—ओ व्रजवर.
दे दे दे, कर दे, दे —ओ व्रजवर.
पतित पावन, अधमोद्धारण;
भक्त विपद हर, दे, दे —ओ व्रजवर.
जल अगाध भव, नौका नश्वर देह;
तिमिर भय दे, दे —ओ व्रजवर.
काम क्रोध मद, मोह मत्सर,
लोभ खडक, भय दे, दे —ओ व्रजवर.
संयम सढ, आशा वायू, तव
पूनित नाम सुकान दे, दे —ओ व्रजवर.
याचत 'नंद' दयाल प्रभु, पद पंकज-
शरण तुं दे, दे —ओ व्रजवर.

---

## વસંત-વિહાર (ગરબી).

### (સ્થળ લીલું તપોવન.)

[(શ્રીકૃષ્ણ (આત્મદેવ) જોડેજ ક્રીડા કરવામાં આનંદ માનનારી ગોપીઓ (વૃત્તિઓ) શ્રીકૃષ્ણની શોધમાં. તેમની હૃદયંગમ સ્થિતિ.]

(સમય. રાત્રીનો પ્રથમ પ્રહર.) [**મુગ્ધાવસ્થા.**]

—[1]કોયલડી શું [2]ટહુકારતી સાહેલીઓ,
[3]આજ શો વસંત રંગ [4]રાજતો;
—[1]મોર પીયૂષ [2]વરસાવતો સાહેલીઓ,
[3]અંગના અનંગ અંગ [4]જામતો.—કોયલડી.

### સાખી.

નવ પલ્લવ તરૂ શોભતાં, ઝરણાં સુંદર સાર;
પુષ્પ પરાગ વહે પવન, ભ્રમર કરે ગુંજાર.

[૧]—વેલીઓ તરૂવરોની [૨]સંગમાં સાહેલીઓ,
[૩]—શોભતી પિયૂતણાં [૪]પ્રસંગમાં નવેલીઓ;
[૧]ઝરમરીયો મેહુલો શું [૨]રંગને જમાવતો—કોયલડી.

### સાખી.

સંસારે જે ના મળે, કરતા યત્ન અપાર;
સંતો સારૂં તે સૃજ્યું, વનમાં જગદાધાર.

[૧]—ચાતક ચકોર એ [૨]બપૈયા નચાવતો,
[૩]—ચુંબન થકાં પ્રિયા શું [૪]પ્રેમલો મનાવતો;
[૧]પિયુ પિયુથી શું બધું [૨]તપોવન ગજાવતો—કોયલડી.

### સાખી.

શીતળ આછાં છાંટણે, નવચેતન રસ હેત;
યૌવન તરૂ તારૂણી વિષે, નાચત હર્ષ સમેત.

[૧]—ફૂલથી સજેલ આ [૨]સાહેલીઓ શું ડાળીઓ,
[૩]—જોબને મચેલ [૪]શોભતીજ પ્રેમ ઘેલીઓ;
[૧]મનહરણો સાજ શું [૨]વસંત સંગ છાજતો—કોયલડી.

[ ૧, ૨, ૩, ૪ એ આંકડાઓ તાલીઓના ઠેકા બતાવવા માટે છે. પહેલાં, તાલીનો ઠેકો લઈ પછી ગાવાની શરૂઆત કરવી. અને જે અક્ષરને માથે આંકડો હોય તે અક્ષરે તાલ (ઠેકો) લેવો. ]

---

# ગોપી વિરહ.

(રાત્રીનો પ્રથમ પ્રહર).

**[રાગ-શાર્દુલની રાહે]**

વિરહાનળ બાળે અતીવ તનને,
ચિંતા ચિરે ઉરને;
અંગ અનંગ અસહ્ય હા...ય પ્રજળે,
પોષે નહી ધીરને;
બહારે તાપ તપાવતો વિચરતો,
આદિત્ય આનંદમાં,
પૂર્ણેંદુ કાં શીતતા ત્યજી દઈ,
ભેદાય તું અંગમાં.

---

# વિરહ—યાતના.

(રાત્રિનો પ્રથમ પ્રહર).

**[રાગ—માંડ, ત્રિતાલ.]**

આવો આવો મારા પ્રાણ, મારા પ્રાણ, મારા પ્રાણ.
આવો...આ...વેરે આવો.
મારા સુંદર ચતુરસુજા...ણ, વ્હાલા, આ...વેરે આવો.
—આવો.

આપ વિના અલબેલા હું ઘેલી, ભટકું ગૃહ મોઝાર,
નાથ વિના તમ, ભોજન મુજને, ભાવે નાહીં લગાર;
જાણી અંતરની ઓળખા...ણ, વ્હાલા, આ...વેરે આવો.
—આવો.

કંથ વિના કામિનીનું જીવતર, જળવિણ મત્સ્ય સમાન.
વિના વિલંબે આવી મળો નહીં, (તો) જાશે મારા જાન;
સુણી અબળાની આ વા...ણ, વ્હાલા, આ...વેરે આવો.
—આવો.

# વિહ્વલ દશા.

## રાગ દુર્ગા. ત્રિતાલ.

[ ( અંતર્ધ્વની:-પ્રેમ ભક્તિમાં આગળ વધતી ગોપિકા (વૃત્તિ) ગોપનાયક શ્રીકૃષ્ણ (આત્મદેવ)ની ત્રિભુવનને મુગ્ધ કરનારી સુરીલી બંસીના નાદનો (અંતરના ઉંડાણના ધ્વનીનો) સ્વાદ અનુભવતા વિહ્વળ બની જાય છે.]

[સમય રાત્રીનો પ્રથમ પ્રહર] **મુગ્ધાવસ્થા.**

बंसी नाथ वागे, (२) अंगराग जागे ॥ —बंसी नाथ.
सुर ए हृदय सितार (२) तार तारमें समार ।
वार वार मन विचार (२) ध्यान तार लागे ॥ —बंसी नाथ.

---

# સંભ્રમ.

## ( राग पिलु–ताल धुमाळी. )

[ અંતર્ધ્વની:-બંસીની ધુનમાં ભાન ભુલેલી, પ્રેમરસનો ઘુંટડો લેતી, વિરહ-વ્યથા અનુભવતી, કાલિંદીને કાંઠે (અંતરને ઉંડાણે) સ્વપ્નવત્ દર્શન દઈ મોહ-મુગ્ધ કરી અલોપ થઇ ગયેલ એ મોહક બંસીનો બજવૈયો કોણ હશે એની શોધ કરતી, સ્વપ્નગત ચિત્ર આલેખતી ગોપિકા (વૃત્તિ) ]

(સમય રાત્રીનો પ્રથમ પ્રહર) **મુગ્ધાવસ્થા.**

### स्थायी.

कालिंदी......के तट, कोन बजावे बांसुरी,
सखि—कालिंदीके तट.

### अंतरा. १

मोर मुकुट पीतांबर सोहे, उर बेजंति माला ।
केशरी बाघो अंग धर्यो, कटि भाग पिछोडा डाला ॥
॥ ध्रुव ॥

## अंतरा २.

सूर सुनत गतिहीन भई में, परवश मोंहे कीनी ।
ना जानु निकट कैसे आय, कर युगलों झट लीनी ॥
—कालिंदीके तट

## संचारी.

स्थंभित नीर भयो सरिताका, स्तन मुख अटक रहे बिछुरनके ।
भोली बाली में क्या जानुं, मनके कपट मनहरके ॥
—कालिंदीके तट

## आभोग १.

करचलित भई मोरी चुनरीया, कंचुकी कस तुटी ।
लज्जित मुख उठाय हमारो, चुंबन मधुवा लूंटी ॥
—कालिंदीके तट.

## आभोग २.

सुध बुध सारी हमरी बिसारी, ना जानुं क्या कीनो ।
अंतर्ध्यान भये पियु पलमें, पतिया नाम न दीनो ॥
—कालिंदीके तट.

---

## આંદોલન.

### ખમાજ ત્રિતાલ.

[ અંતર્ધ્વની:-વિહ્વલ દશામાં પ્રેમરતા ગોપિકા શ્રીકૃષ્ણચંદ્રની ઉક્ત સુમધુર બંસીના હૃદયગત ભાવોથી આનંદ-આંદોલન અનુભવે છે.]

[સમય રાત્રીનો પ્રથમ પ્રહર.] **મુગ્ધાવસ્થા.**

### સ્થાયી.

મધુરે સાદે રે કન્હૈયા તારી, બંસરી વાજે,
બંસરી વાજે, કન્હૈયા તારી, બંસરી વાજે–મધુરે.
સુરીલે નાદે રે બપૈયા જાણે, અંતરે નાચે;
અંતરે નાચે, બપૈયા જાણે, અંતરે નાચે–મધુરે.

### અંતરો.

હૃદય બાગમાં ખીલેલ, પુષ્પની[1] પરાગ[2] વેલ,[3]
વરસે આનંદ હેલ, ગુંજન દ્વિપદે[4] ભરેલ;
સમીરે[5] વાદ્દેરે[6] બજાવે જાણે, મોરલી[7] સાથે:
મોરલી સાથે, બજાવે જાણે, મોરલી સાથે–મધુરે.

---

## શ્રીકૃષ્ણમહિમા.

(ગોપીઓ શ્રીકૃષ્ણચંદ્રના ગુણો ગાઈ રહી છે.)

**(રાગ–રઘુપતિરામ હ્રદેમાં રહેજો રે.)**

જદુપતિ શ્યામ, ભજો જ્હેની ભાવે રે;
જેને તોલે બીજો નહીં આવે—જદુ
જેણે જન્મ દેવકી પેટ ધરિયોરે,
નંદરાય ઘરે જે ઉછરિયો રે,
કુળ રાક્ષસનો કેર કરિયો—જદુ

---

૧ પ્રેમપુષ્પ, ૨ સુગંધ, ૩ વેલી=આધારશક્તિ, ૪ સોડહં અને અહં સ: રૂપી બે પગાળો પ્રણવ, ૫ પ્રાણવાયૂ, ૬ આધારે, ૭ મુરલી–ચિત્તને એકતાર કરનારૂં વાદ્ય.

[ અર્થ:–પ્રાણવાયૂને આધારે જ્યાં સોડહં અને અહં સ: એવા બે પગવાળો એકતાર કરી દેનારા મુરલીના સૂરથી ગુંજારવ કરી રહ્યો છે, એવી અંતર બગીચામાં વિકાસ પામેલ પ્રેમ–પુષ્પની વેલ (આધાર શક્તિ) આનંદરૂપી પરાગની હેલી વરસાવી રહી છે. ]

જેને દહિં માખણુ બહુ ભાવેરે,
માતુ જસુમતિ લાડ લડાવે રે,
વ્રજ ગોપીઓ રાસ જમાવે—જદુ
જેની મુરલી વૃંદાવન વાગેરે,
સુણી સાદ ગોપી સહુ જાગેરે,
બની ઘેલી સકળ ત્યાંહે ભાગે—જદુ
જેણે ગોવર્ધન ગિરિ ધરિયો રે,
જેથી ઇંદ્રનો ગર્વ ઉતરિયો રે,
ઉભો એકીટશે મદ ભરિયો—જદુ
જેણે કેશી અસૂર વીદાર્યો રે,
દૈત ચામુંડને પણ માર્યો રે,
વ્રજલોક અખિલ ઉગાર્યો—જદુ
જેણે મારી પૂતના મારી રે,
પયપાન કરી ત્રીપૂરારી રે,
દીધા દરશન દૈવત ભારી—જદુ
કાળીનાગ નાથ્યો એક પળમાંરે,
હણ્યો હાથી ઐરાવત દળમાંરે,
માર્યો ચાણુર મલ્લ મંડળમાં—જદુ
કીધી કુબ્જાને કામણગારી રે,
લેઈ ચંદન દેવ મુરારી રે,
પાપી કંસને નાંખ્યો મારી—જદુ
પછી શ્યામ કારાગૃહમાં આવ્યા રે.
વસુદેવના બંધ છોડાવ્યા રે,
માતુ દેવકીને મંન ભાવ્યા—જદુ
વ્હાલે રાજ્ય સ્થાપ્યું દ્વારામતિનું રે,
કીધું રક્ષણ દ્રૌપદિ-પતિનું રે,
દલ ખંડી કુરૂપતિ કુમતિનું—જદુ

જેની કીર્તિ સકલ જગ જામી રે,
એવા અખિલ વિશ્વના સ્વામી રે,
કરે પ્રાર્થના નંદ પ્રણામી—જદુ

---

## વૃત્તિ–વાદ.

### (બિહાગ–ત્રિતાલ)

[શ્રીકૃષ્ણ કનૈયા (આત્મદેવ)ની વેણું (અંતર્ધ્વની)નો અવાજ સાંભળતાં જ એક ગોપ (મન–મયૂર. મનોવૃત્તિ જે હંમેશ શંકા બતાવવામાંજ કુશળ હોય છે તે)ને આજે ગાંડાની પેઠે થનથનાટ કરતો જોઈ તેનું પાણી માપવા ગોપી (બુદ્ધિ. મહાન વૃત્તિ) પ્રયત્ન કરે છે. છેવટે સંતોષ]

(સમય. રાત્રિનો દ્વિતીય પ્રહર.) **તંદ્રાવસ્થા.**

**બુદ્ધિ**–મન મોરલીયો નાચે,
થનગન થનગન રે...
કનૈયાની......વેણું વાજે–મન.
કહેરે મોરલીયા...તું શું જાણે,
તારે કયા ભવની પ્રીત;
વેણું વાદે તું શું ના...ચે,
એ શી ગાંડી રીત ?
થનગન થનગન રે......
કનૈયાની......વેણું વાજે–**મન.**

**મન**–પંડીતની ગત પંડીત જાણે,
મૂરખ મૂર્ખ ખચીત;
ખર સૂકર કૂકર ને થાયે,
સ્વાદ તણી શું પ્રતીત:

થનગન થનગન રે......
કનૈયાની........વેણું વાજે-મન.

**બુદ્ધિ**–છેક ચઢ્યો બ્યંડળ મનવા,
જાણે પામ્યો નવનીધ;
ખત્તા ખાતાં ટાલ પડી શિર,
તોય ન ભૂલ્યો રીત:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન.

**મન**–સ્હેજ કહ્યું તેમાં તે બાઈ,
આવડલો શો રોષ ?
ધ્યાન દઈ સાંભળશો થોડું,
તો નવ દેશો દોષ:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન

**બુદ્ધિ**–સ્પષ્ટ કહે કહેવું હોયે તે,
મેલ બધો બકવાદ;
તત્વ દીઠું કાંઈ એમાં કે,
મિથ્યા આ વળગાડ:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન

**મન**–ગામ બધું હેલે ચઢીયું છે,
વાંસલડી...કાનુડો વાય;
વૃદ્ધા તરૂણી મુગ્ધા બાળા,
મુગ્ધ બની ત્યાં જોવા જાય:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન.

બુદ્ધિ-દેખા દેખી કરવી મનવા,
એ ના શાણી......રીત;
ઉંડાણે ઉતરી જોતામાં,
મળશે સત્ય ખચીત:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન.

મન-પીયૂષની ધારા વરસાવે,
વેણું માંહ્ય મિઠાશ;
એ જગજીવન પ્રાણ પરોવે,
માનસ હંસ વિકાસ:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન.

બુદ્ધિ-સત્ય કહ્યું હાવે મનવા તેં,
હંસ બન્યો સાક્ષાત્;
ચાલ હવે માનસ તીરે એ,
મેલ બધી પંચાત:
થનગન થનગન રે......
કન્હૈયાની......વેણું વાજે-મન.

---

## पुनर्दर्शन.

### राग—खंबावती. त्रिताल.

[ અંતર્ધ્વની:-તન્મયતા મેળવતાં એ જ કન્હૈયાના ફરી દર્શન, ચ આકર્ષણ, ગોપીની દલીલ, અને પુરૂષવર્ગ ઉપર, પોતાનું કાર્ય થયે હાથ તા દઇ છટકી જનારા તરીકેનો આક્ષેપ. ગોપીના રીસામણા. ]

(સમય રાત્રીનો દ્વિતીય પ્રહર.) તંદ્રાવસ્થા.

## સ્થાયી.

ना मारो मोहे नयनां कन्हैया (२)
नंदके दुल्हैया, जसोदाके छैया ।
ना छेडो मोहे, बल भैया ॥ —ध्रुव.

## अंतरा १.

घाट घाट जन रोकत टोकत, हांस करत सखियन वा लुगैया ।
पीड न जाने कोउ जीगरकी, अब तो पडुं तोरे पैयां ॥ —ना मारो

## अंतरा २.

भीड पडे तब कोउ न आवे, बतियां ताली लगावे ।
यही किसमके सबही जानुं नर, ना पकडो मोरी बैयां ॥—ना मारो.

---

## અનુગ્રહ

### (નાચની ઢબ)

[અંતર્ધ્વનિ. કારણ શરીરમાં રહેનારી અને લિંગ શરીરને વિષે પ્રયાણ કરનારી ગો=ઇંદ્રિયો=વૃત્તિઓનો રસ (extract)=પ્રેમરસ ભર્યો ઘડુલો (લિંગ દેહ) સાથે લઇને (સંભાળતી) ભવાટવીમાં ભ્રમણ કરતી ગોપી (વૃત્તિ) શ્રી કૃષ્ણચન્દ્ર(આત્મદેવ)ના અનુગ્રહથી હજી સુધી, જેમ તેમ સંભાળી રાખેલો પોતાનો ઘડો (દેહ) એકાએક ફુટતા (દેહભાન ભૂલી જતા) એ ગોરસથી પોતાનું બધુંય શરીર ખરડાયલું (પ્રેમરસમાં લદબદ થયેલું-રંગાયલું) અનુભવે છે. અને જાણે ભગવાન શ્રીકૃષ્ણ (આત્મદેવ) તેની કંચુકીની (સાંસારીક બંધનોની) કસ (સાંકળ) તોડી, બૈયાં (બાવડું) પકડી, બલજોર કરી, પોતા તરફ ખેંચવા (સંસાર સાગરમાંથી ઉદ્ધારવા) પ્રયત્ન કરતા હોય તેમ જુએ છે.]

[સમય રાત્રીનો દ્વિતીય પ્રહર. તંદ્રાવસ્થા.]

मोरी मटुकी कानुडो फोड गयो-(२)
फोड गयो दधि ढोर गयो-मोरी.

**साखी १.**

गोकुलकी[1] व्रजनारी में, वृंदावनमें[2] वास[3] हमारो;
दधि[4] बेचनकुं[5] जातिथीमें, कान्ह[6] बीचमें आय पडो-मोरी

**साखी २**

दान[7] लियो दधि ढोर दियो, घट[8] शीर हमारो फोड[9] गयो;
कंचुकी कस छोड गयो, मोरी बैयां पकड बलजोर कीयो-मोरी

---

## પાપ મોચન

(રાગ-કાલિંગડો.)

**૫૬**

[અંતર્ધ્વની. ગોરસ (પ્રેમરસ)થી રંગાયલી સ્વામીની શોધમાં ફરતી ગોપીને શ્રીકૃષ્ણચન્દ્રથી પ્રથમ સ્નેહપાન. ગોપી પોતાના સ્વામીને ઓળખી પુલકિત હૃદયા બને છે.]

[સમય રાત્રીનો દ્વિતીય પ્રહર. **તંદ્રાવસ્થા**]

कहांसे गोरस लाइ, गवालिनी कहांसे गोरस लाइ ॥ टेक ॥
यह रस तो रस दो रस मिलके (२) होत हि रस रुचिराई-गवालिनी.
रस खटरस सबरसमें चाख्यो (२) यह रसकी क्या बडाइ-गवालिनी.
मोहन कर युगलोंमें गाथा (२) उत्तर दियो न जाइ-गवालिनी.
नंद प्रभूकी यह बलीहारी (२) देखत देत दिखाइ-गवालिनी.

---

૧ લીંગ દેહને વિષે પ્રયાણ કરનારી; વ્રજ=જવું. ૨ કારણ શરીરમાં, ૩ મુકામ, ૪ પ્રેમરસ, ૫ વહેંચવા, ૬ આત્મદેવ, ૭ કામક્રોધ વગેરે ષડ્રિપુ, ૮ દેહભાન, ૯ ભુલાવી દીધું.

# સ્વામિ મહત્તા

## (ગરબો)

(રાગ—ગાડી આવી ગુજરાત અગન કેરી)

શાણી સુણો સાચી વાણ, પતિ વીણ પ્રાણ નકામાઃ
મમ સહીયર ચતુરસુજાણ, પતિ વીણ પ્રાણ નકામા.

સાખી.

શાણી શાણી શું કહું, શાણે હૃદયે બોલ;
પતિ હશે શીર જેહને, તેનું કરી શકે કોણ તોલ—
પતિ વીણ પ્રાણ નકામા—શાણી.

સાખી.

પતિ વિનાની પૂતળી, અપશુકની લેખાય;
હશે પતિવ્રત પાળતી, તોયે કૈંક કલંક મુકાય—
પતિ વીણ પ્રાણ નકામા—શાણી.

સાખી.

અનસૂયા સમ સુંદરી, નર્મદા સમ નાર,
પતિ—ભક્તિના પુન્યથી, તેઓ પામ્યા છે ભવપાર—
પતિ વીણ પ્રાણ નકામા—શાણી.

સાખી.

સાચું કહું સુણ બેનડી, સાંભળ મારી વાણ,
નાવ સલામત તેહની, જેનો સ્વામિ સુકાની મહાન—
પતિ વીણ પ્રાણ નકામા—શાણી.

સાખી.

માટે મુજ સાહેલડી, રાખી અંતર એક.
પતિ ભજે શુદ્ધ ભાવથી, ધન્ય નંદ તેઓનો ટેક—
પતિ વીણ પ્રાણ નકામા—શાણી.

# પુનર્નિમજ્જન

(રાગ-ભીમપલાસિ)

પદ

[ અંતર્ધ્વની. નવ વધૂના જેમ શ્રીકૃષ્ણ (આત્મદેવ)ના પ્રેમ પાશમાંથી છટકવા ગોપી (વૃત્તિ) નવનવા પ્રયત્નો કરે છે. બ્હાનાં બતાવે છે અને વળી એકવાર સંસાર સાગરમા ગોથું ખાઈ જાય છે.]

[ સમય રાત્રીનો (અજ્ઞાનદશા). દ્વિતીય પ્રહર-**તંદ્રાવસ્થા** ]

मोरी बैयां न पकड, गिरधारी श्याम (२)
अब चलन दे हमें, नंदगाम–मोरी.
सास लडेगी, जिठानी लडेगी, नणदी गारी देगी।
संजा बीत गई, बेर अति हुई, संग सखी नहिं कोई।
अब जाय दे तुं ससराके धाम ॥–मोरी.
निकसी सुभेसे, दधि बेचनको, ना हमे···रोटी पाई।
बरसानो गोकुल सब घूमी, अघ मटुकी न बिचाई ॥
अब जाय दे तुं ससराके धाम–मोरी.

---

# બંસી-નાદ

(રાગ-પિલુ)

[ અંતર્ધ્વની. મંત્ર મુગ્ધાની માફક વિરહઘેલી ગોપી (વૃત્તિ), શ્રીકૃષ્ણચન્દ્રની બંસીનો નાદ (આત્મદેવનો અંતર્ધ્વની) સંભારી, સ્વપ્નવત દશામાં, આડા અવળાં કપડાં પહેરી ગમે તેમ શૃંગાર સજી (વિધિ નિષેધની દરકાર ન કરતાં), એ ધ્વનીને આધારે પોતાના હૃદયરાજને મળવા, અર્ધ રાત્રીએ જ (અજ્ઞાનના અંધકારમાં જ પૂર્ણ ચન્દ્રની શોધમાં) નીકળી પડે છે. ત્યાં ઘણાંયે સંકટોમાંથી પસાર થતાં, છેવટે રવિરાજ શરૂ થતાં (પ્હો ફાટતો હોય તેમ જ્ઞાનરૂપી સૂર્યના બુદ્ધિ-ગોપી-વૃત્તિ ઉપર આછાં કિરણો પડતાં), તેને પોતાની સ્થિતિનું ભાન આવે છે.]

[સમય રાત્રીનો તૃતીય પ્રહર. **સ્વપ્નાવસ્થા.**]

એ...બંસી ના...દ સુણ્યો મેં જ્યારે, ઘેલું થયું મન મારૂં:
ઘેલું થયું મન મારૂં રે..., ઘે...લું થયું મન મારૂં—એ...
થયા ખડા રોમાંચ શરીરે..:(૨) કંપાયે...તનુ સારૂ રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
પોઢ્યા પિયૂને મૂકી પથારી...(૨) ચાલી, હતું અંધારૂં રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
ભૂલી ગઈ ભાનેય તનુનું...(૨) સાન ગઈ શું વારૂ ? રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
સાડી અવળી અંગ ધરીને...(૨) કાંચળી અવળી ભાળું રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
કાનની વાળી નાક સજી...(૨) નથ કાન ધરી ન વિચાર્યું રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
કુંકુમ આંજ્યું આંખ વિષેને...(૨) કાજળ ભાલ શું ધાર્યું રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
અથડાતી અટવાતી ચાલે...(૨) પડતી લથડતી ચાલું રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
રાત વિતી રવિરાજ શરૂં થયું...(૨) તોય ત્રિકમ ના ભાળું રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
ભણકારે ભ્રમણાં વળગાડી...(૨) નાથ શરણુ છે તારૂં રે...
ઘે...લું થયું મન મારૂં—એ...
થયો પ્રભુ અપરાધ કહો શો...(૨) ચંદ્ર વદન ના ન્યાળું રે...
ઘે...લું થયું મન મારૂં—એ...

---

# બંસી-ધૂન.
## (રાગ-આશાવરી. તાલ-દીપચંદી.)

[અંતર્ધ્વની:-ગોપી (વૃત્તિ)થી સંસારનો સ્વાદ પણ છોડી શકાતો નથી અને શ્રીકૃષ્ણની સુમધુર બંસી (આત્મદેવનો અંતર્ધ્વની)ના રસ-સ્વાદનો ત્યાગ પણ થઈ શકતો નથી. એવી બંસી (અંતર્ધ્વની)ના નાદથી ઘાયલ થયેલી ગોપી (વૃત્તિ) અર્ધ સુષુપ્તિ અવસ્થામાં (તંદ્રામાં) શ્રીકૃષ્ણચન્દ્ર (આત્મદેવ)ને સંબોધી, ચલવિચલ ચિત્તથી કાંઇક ઠપકાના રૂપમાં, કાંઈ આનંદમાં, અને કાંઈ ઇર્ષાના આવેશમાં, પોતાની દલીલ રજુ કરે છે. (ઠપકો: કારણ, કાંઇક માની અને પોતાને વૃદ્ધા માની બેઠેલી હોવાથી જાહેર પ્રેમ દાખવતા શરમાતી, લજવાતી, કચવાતી. આનંદ: બંસીના નાદે (અંતર્ધ્વનીએ) તેના હૃદયમાં મચાવી મુકેલા ઉન્માદનું પરીણામ. અને ઇર્ષા: બીજી સખીઓ આવી પોહોંચે તો પોતાના અસ્ખલિત પ્રેમ પ્રવાહમાં ખડક રૂપ થવાના ભયનું પરિણામ.]

[રાત્રીનો ચતુર્થ પ્રહર. **સુષુપ્તિ અવસ્થા.**]

લાગી શી ધૂન તને રાતની, ઓ બંસીધર !
લાગી શી ધૂન તને રાતની ?
વગાડ્ય મા, વગાડ્ય મા, જગાડ્ય મા,
ને...હાં લગાડ્ય મા—ઓ બંસીધર.
બંસી વાજે, વન ઘન ગા......જે, (૨)
થનન મંન મયૂર નાચે;
યાચે મુનીગણ, ગણના[૧] વા......ચે, (૨)
સાચે સું...દર વર ભર રાચે:
રમાડ્ય મા, રમાડ્ય મા,
ભમાડ્ય મા, ઘે...લા થવાડ્ય મા-ઓ બંસીધર.
સંતો જાગે, જપ તપ ત્યા......ગે, (૨)
મનનહા...ર[૨] મધુપ રાગે;
લાગે સુરવર સઘળાં પા......ગે, (૨)

૧. વિશુદ્ધ વેદોચ્ચારથી. ૨. મનન કરવા યોગ્ય-ભ્રમર-ગુંજારવ-સમા વેદધ્વની સુદ્ધાં.

ભાગે ભા...યગહીણુ અરિ આધે:
ભમાડ્ય મા, ભમાડ્ય મા,
રમાડ્ય મા, ફં...દે ફસાડ્ય મા-ઓ બંસીધર.
બંધો છૂટે, સ્નેહ વછૂ...ટે, (૨)
ભ્રમણુ થા...ય ધીરજ ખૂટે;
ત્રૂટે તનમન હૃદયે ફૂ...ટે, (૨)
લૂંટે કાં...અનુરાગ અખૂટે.
જગાડ્ય મા, જગાડ્ય મા, વગાડ્ય મા,
છંદે છગાડ્ય મા-ઓ બંસીધર.

---

## બંસી–રહસ્ય.

### (રાગ ઝીંઝોટી.)

[અંતર્ધ્વની:-શ્રીકૃષ્ણુ પ્રેમમાં (આત્મજ્ઞાનમાં) આસક્ત થયેલી ગોપિકા (વૃત્તિ), અજ્ઞાનરૂપી નિદ્રામાંથી જાગતાં, પ્રિયતમથી જાણે લાડ કરતી હોય તેમ, ઠપકાના રૂપમાં તેમની બંસીનો (અંતર્ધ્વનીનો)વાંક કાઢી, પરોક્ષ રીતે પ્રત્યક્ષ પોતાનો પ્રેમ જાહેર કરે છે. જ્યારે, શ્રીકૃષ્ણુચન્દ્ર (આત્મદેવ) તેને બંસીનું (અંતર્ધ્વનીનું) રહસ્ય સમજાવે છે. ]

[પ્રભાત સમય. પ્રથમ પ્રહર. **જાગૃતાવસ્થા.**]

**ગોપી:**-મનોહારી, મુરલી...શાને વગાડી તે—(૨)
શાને વગાડી તે...**મને**...શાને જગાડી તે—**મનોહારી.**
સૂતી હતી પિયૂ સ્વાસ્થ્ય ઉછંગે,
આશા આલિંગન દઈ અંગે;
સ્વચ્છ સુદૃઢ વિશ્વાસ પલંગે,
રસબસ થઈ નિજ મસ્ત તરંગે:
મીઠડી, અમ નિંદરડી...શાને બગાડી તે—(૨)મનોહારી.

**શ્રીકૃષ્ણ:**–હું તો રાત દિન બંસરી બજાવું છું, (૨)
નહીં આવવા જાવા કો'ને મનાવું હું; (૨)
તે છતાંય કદી...,
તે છતાંય કદી દિલ દુભે તમારૂં તો, (૨)
કાન સાન બંધ રાખજો સુતા હો તો. (૨)
**ગોપી:**–પણ કહે મને...(૨) મોહિની શાને લગાડી તે—મનોહારી.
**શ્રીકૃષ્ણ:**–નાદ વિશ્વના બધાંય જ્યાં વિરાજે છે, (૨)
કાવ્યની કમાનથી જ સૃષ્ટિ ગાજે છે; (૨)
બંસી ના...દ,
બંસીનાદ વાર વાર એ અવાજે છે, (૨)
ભક્ત હોય તે જ કાવ્યથી નવાજે છે. (૨)
**ગોપી:**–તે બધું ભલે...(૨) જુક્તિથી...ભામા ભમાડી તે—મનોહારી.
**શ્રીકૃષ્ણ:**–બંસીનાદ રોજનોજ એ અમારો છે, (૨)
કર્ણનેત્રનો જ દોષ એ તમારો છે; (૨)
વીણ પારખ્યે...,
વીણ પારખ્યે પવિત્રતાજ ત્યાગો શે? (૨)
બ્રહ્મચારીને વગોવીને સતાવો શે? (૨)
**ગોપી:**–તો કહે હવે...(૨) સુરીલી...શાને વગાડી તે—મનોહારી.
**શ્રીકૃષ્ણ:**–શાસ્ત્રનો સુપંથ બંસી આ બતાવે છે, (૨)
ધ્યાન તાનનો સુમંત્ર એ શિખાવે છે; (૨)
પ્રેમ ભક્તિના...,
પ્રેમ ભક્તિના વૈરાગને જગાવે જે, (૨)
રિદ્ધિ સિદ્ધિ સર્વ સૃષ્ટિની નમાવે એ. (૨)
**ગોપી:**–તો બની ગુરૂ...(૨) દીનના...દુઃખો દબાડી દે—મનોહારી.

---

# બંસી-વાદ.

(નિશ્ચય)

## (રાગ ભૈરવી.)

[અંતર્ધ્વની:-બંસીએ (અંતર્ધ્વનીએ) એવા તે કિયા પુણ્ય કર્યા હશે કે, શ્રી કૃષ્ણચંદ્રે (આત્મદેવે), એને સ્હેજ પણ વીલી ન મૂકતાં, પ્રેમથી આલિંગન દઈ અવિરલ અધરરસનો અસ્ખલિત પ્રવાહ એને માટે જ નિરંકુશ વહેવા દીધો હશે! એ જાણવાની જીજ્ઞાસાથી, અને તેજ શ્રી કૃષ્ણ પ્રેમ (આત્મજ્ઞાન) માટે ઝંખતી (વલખા મારતી) ગોપી (વૃત્તિ), તેની એ વ્હાલામાં વ્હાલી બંસીનેજ (અંતર્ધ્વનીને જ) શરણે જઇ, તેની પાસે પોતાની દલીલો પણ રજુ કરતી જાણે ખુલાસો માંગે છે; અને બંસી (અંતર્ધ્વની) તેના યોગ્ય ઉત્તરો આપે છે.]

(પ્રભાત. દ્વિતીય પ્રહર. **જાગૃતાવસ્થા.**)

**ગોપી:**-કહે તો ખરી, બંસી! કહે તો ખરી,
　　શ્યામ શાને ધરે......તને... અધરે?—ટેક.
　સાચું ન કહે તો. સમ છે મારા....(૨)
　શાથી રીઝે, તુજથી પ્યારા......(૨)
　આલી... છો તું ભલી;
　પડું પાય તને......સખી......વદ રે—શ્યામ શાને ધરે.

**બંસી:**-સાચું પુછ તો, સાંભળ સજની...(૨)
　હું નવ જાણું, દિન કે રજની....(૨)
મંત્ર મુગ્ધાની...માફક હું, યન્ત્રજ હો...ય બની,
　　કહું શું હું તને!
　કહું શું હું તને......અયિ...સજને—શ્યામ શાને ધરે.

**ગોપી:**-વાત ઉડાવાની જવા દે...(૨)
　મશ્કરીએ કરવી રહેવા દે...(૨)
　ખરી......છો તું સતી;
શરણાંગતને........નહીં........તજ રે—શ્યામ શાને ધરે.

**બંસી:**–એ ફૂંક છે તો ફૂંકાવું...(૨)
એના રંગેથી રંગાવું...(૨)
સ્વાભાવિક નિશ્ચેષ્ટ છતાંયે. હૈયાં સ...વે હલાવું,
ગતિ એની ખરી;
ગતિ એની ખરી....અયિ...સજને—શ્યામ શાને ધરે.

**ગોપી:**–પ્રીતમ સારૂ પ્રાણ પ્રસારૂં...(૨)
દિન રેણી, નવ નામ વિસારૂં...(૨)
તો યે...ચાહે ન એ;
કરૂં શું હું હવે.....સખી.....વદ રે ?—શ્યામ શાને ધરે.

**બંસી:**–રીઝવવાનું તું રહેવા દે...(૨)
તારે મુખ એને ગાવા દે...(૨)
મદ મત્સર અભિમા...ન તજીને ખુલ્લું દીલ...થાવા દે,
પછી જો તો ખરી;
પછી જો તો ખરી...અયિ...સજને—શ્યામ શાને ધરે.

**ગોપી:**–અસ્થિ ચર્મને રક્ત માંસનું,
ઘડ્યું તનુ આ પ્રભુ કામ શું !
કામે...ક્રોધે ભર્યું;
તજું શી રીત એ.....સખી...વદ રે—શ્યામ શાને ધરે.

**બંસી:**–રક્ત માંસ વધઘટ છો થાતાં...(૨)
અસ્થિ ફાવે ત્યમ વેરાતાં...(૨)
ચર્મ ચમકતાં સુકાતા...છો, ભાવ સ્ખલિત...ના થાયે,
પ્રીતિ તો એ ખરી;
પ્રીતિ તો એ ખરી...અયિ...સજને–શ્યામ શાને ધરે.

**ગોપી:**–લાલચથી મુજને લપટાવી...(૨)
આશા પાશ વડે ઝપટાવી...(૨)
દીધો...છેહ પછી;
સહુ શી રીત એ.....સખી.....વદ રે ?–શ્યામ શાને ધરે.

**બંસી:**-વિશ્વાસે વળગી રે' વ્હાલી...(૨)
　　એ તેનો જ સદાયે બેલી...(૨)
　ફળની આશ તજી...ભજતામાં, વરસે આ...નંદ હેલી,
　　એ કસોટી ખરી;
　એ કસોટી ખરી......અયિ......સજને-**શ્યામ** શાને ધરે.

**ગોપી:**-હું શરણાંગતની તું તારક...(૨)
　　હું પામરની તું ઉદ્ધારક...(૨)
　　દેવી...તારૂં હદે;
　જાણ્યું જાણ્યું હવે......તુંથી......હદ રે-શ્યામ શાને ધરે.

---

## અંતરોદ્ગાર.

### (રાગ ખમાજ.)

[બંસીના સહ્રદયતા, આત્મસમર્પણ અને નિખાલસ નિઃષ્પક્ષપાત ખુલાસા-માં ગોપીના હૃદયોદ્ગાર.]

　તે નારીને ધન્ય જગતમાં,
　　　　પતિનું મન વશ જેણે કર્યું (૨)—તે નારીને.
　જીવી જાણ્યું જગમાં તેણે, (૨)
　　　　જીવતર સારૂં સફળ કર્યું.—તે નારીને.

**સાખી.**

જે નારીઓના હ્રદયમાં, નિર્મળ ઝરો છે પ્રેમનો,
તે નાર પામે પ્યાર, આ સંસારમાં સ્વામી તણો;
વશ એ કરે નિજ નાથને, સદ્ગુણ મહીં શોભી રહી,
એવી અરે જે દેવીઓ, તેને પ્રણામ ફરી ફરી.

**વલણ:**-પ્રીતીથી વશ પતિને કીધાં, (૨)
　　　　સ્વર્ગતણું સુખ એણે લહ્યું.—તે નારીને.

**સાખી.**

કરવા પતિ વશ નારીઓ, વશ વર્તિની દિલ ચ્હાય છે,
તે નારીઓ જગમાં અરે, કુલટા સમાન ગણાય છે;
ઢોંગી ધુતારા માંત્રીકો-બળથી, પતિ વશ થાય ના,
વિશ્વે નથી વલી સુજી, જે પ્રેમને વશ થાય ના.

**વલણ:**—જેનો પ્રેમ નિરંતર પતિમાં, (૨)
સતીઓમાં નિજ નામ ધર્યું.—તે નારીને.

---

# સ્વામી-ભક્તિનું મહાત્મ્ય.

અથવા

## સત્ય સ્ત્રી-ધર્મપ્રકાશ.

**(રાગ-પુનમ ચાંદની)**

સખિઓ સત્ય ધર્મનો ટેક, કદી મુકવો નહીં રે;
બીજું સઘળું જાણો જુઠું, આ જગ માંય:
સહિયર સ્વામિ-ભક્તિથી અધિક, કશુ ગણશો નહીં રે—ટેક.

**સાખી.**

શિયળવતીએ ઉઠવું, ઉદય થતાંની વાર:
સ્વામીનું દરશન કરી, શુદ્ધ કરો ઘરબાર.

**ચાલ.**—હોંસે સ્નાન કરી, સામગ્રી સરવે કર ધરી રે,
પતિના શુદ્ધ હૃદયથી, પ્રીતે પુજને પાય.—સહિ૦

**સાખી.**

મરિયાદા મૂકો નહીં, ક્લેશ કરો સૌ દૂર:
એ રીતે જે વરતશે, તે સતી શાણી શૂર.

**ચાલ.**—સાસુ નણંદ જેઠાણી દેરાણીના સાથમાં રે.
સંપી રહી સર્વદા, સફળ કરો સહુ કાજ—સહિ૦

**સાખી.**

સ્વામી રોષાવેશમાં, કહે કદિ કટુ વચન;
ઊંચે સ્વરે ન બોલવું, મર્કટ કરી વદન.

**ચાલ.**—મનહર મધુર વચનથી, શાંત કરો સંતાપને રે;
જેથી ક્રોધિત મુખ મુદ્રા, પળમાં પલટાય—સહિ૦

**સાખી.**

સીતા તારા દ્રૌપદી, સાવિત્રી સુકુમાર;
પતિ-સેવાના પ્રભાવથી, પામ્યા છે ભવપાર.

**ચાલ.**—એવી અનેક રમણિઓએ, કુળ ઉભય ઉજાળિયા રે,
જેથી વિશ્વ સકળમાં, કીર્તિ એની ગવાય—સહિ૦

**સાખી.**

પતિ વસે પરદેશ જો, દૂર કરો શણગાર;
અલંકાર પણ અવનવા, પરહરવા સહુ સાર.

**ચાલ.**—ટિલડી ટેક તણી ને, કાજળ મરિયાદા તણીરે;
નાકે અનુપમ ઓપે, વાળી વિનયની જાણ—સહિ૦

**સાખી.**

સાડી શીયળવ્રત તણી, ચતુરાઈ ચણિયો સાર;
લજ્જાની રૂડી કંચુકી, એ સતીના શણગાર.

**ચાલ.**—ચૂડી દાનતણીને, ઝાંઝર કુલિનતાના ધરો રે;
હૈયે હાર ધરો, પતિસ્મરણ તણો સુખકાર—સહિ૦

**સાખી.**

એકાંતે નવ બેસવું, પર પુરૂષોની સાથ;
વાત વિગત કરવી નહીં, હસી તાળી દઇ હાથ.

**ચાલ.**—દીસે ભીડ ઘણી ત્યાં, દરશન દેવ જવું નહીં રે;
પ્રીતે પતિ ભજો તો, પ્રભુ પ્રસન્નજ થાય—સહિ૦

**સાખી.**

કથન સર્વ છે ધર્મનું, સાંભળજો વિસ્તાર;
પ્રીતે ગાયે પ્રેમદા, તો સુધરે સંસાર.

**ચાલ.**—માટે કૃપા કરીને, ગાવો વ્હેનો પ્રીતથીરે;
કે'છે સત્ય વચન શુભ, વિઠ્ઠલસુત 'નંદલાલ'—સહિ૦

---

# ઉદાસીનતા.

**(राग खंबावति. त्रिताल.)**

[અંતર્ધ્વની:—એ બંસીની (અંતર્ધ્વનીની) બરોબરી કરવા પોતાને કેવળ આકાશ કુસુમ મેળવવાની આશા સમાનજ લાગવાથી છેવટે ગોપી (વૃત્તિ) બંસી (અંતર્ધ્વની) માર્ફતેજ તેના પ્રાણપ્રીય શ્રી કૃષ્ણચંદ્ર (આત્મદેવ)ને મેળવવાની ઇચ્છાથી, યમુનાને કિનારે (ઇડા, પિંગળા અને સુષુમણા એ ત્રિવેણીના સંગમે) જઇ, ત્યાં રોજ પોતે બંસી બજાવવાનો (આત્મદેવને રીઝવવાનો) ક્રમ ચાલુ રાખે છે. પરંતુ રોજ પ્રેમપૂર્વક ભક્તિ કીધાં છતાંય જ્યારે દેવ પ્રત્યક્ષ થતા નથી ત્યારે હતાશ થઇ મૂર્છા પામે છે.]

[પ્રભાત. તૃતીય પ્રહર. **હતાશદશા**]

यमुना के तीर जाना, (२)
जाके बंसी बजाना।
हर दम-बदम मनाना... (२
तो भी न माने काना॥—यमुना
आया यह क्या जमाना ! (२)
नारीने नरको रीझाना।
अयसा हठी में काना...(२)
स्वप्नमें था न जाना॥—यमुना.

---

# પ્રતિધ્વનિ

## ( राग भैरवी., ताल धुमाळी. )

[ અંતર્ધ્વની:-ગોપીની (વૃત્તિની) પ્રેમભક્તિ તીરોભાવ પામતા તેની ભગ્નાશ દશાનું પ્રતિબિંબ શ્રી કૃષ્ણ (આત્મદેવ) ઉપર પડવું. પરિણામે તેનું મસ્તક પોતાના ખોળામાં રાખી શ્રીકૃષ્ણ(આત્મદેવ)ના અંતરોદ્ગાર, અને મૂર્છનાઓથી ગોપી (વૃત્તિ)નું હૃદય નિર્મળ થઇ તેમાં શ્રી કૃષ્ણનું (આત્મદેવનું) પ્રતિબિંબિત થવું. ]

हार्द जला...या मेरी सनमने।
चैराग लगा...या मेरी सनमने ॥—हार्द जलाया.
मेरी सनमने, मेरी सनमने।
मेरी......सनमने ॥—हार्द जलाया.
मेरी सनम तो हूर खुदाई, ( २ )
मेरी सनमका नूर खुदाई; ( २ )
घेर लीयो...मन मेरी सनमने ॥—हार्द जलाया.
मेरी सनमकी अखीयांमें जादु, ( २ )
मेरी सनमकी बतीयांमें जादु; ( २ )
चाल दिखा...ई मेरी सनमने ॥—हार्द जलाया.
*भ्रमरचाप दोउ, दोउ शर नयने, ( २ )
उरज कोन श्वासांय शरन ले, ( २ )
घाव लगा...या कारी, जीगरमें ॥—हार्द जलाया.

---

* ભ્રમરોરૂપી બે ચાપ (ધનુષ) ઉપર નયનોરૂપી બે બાણો રાખી શ્વાસો (નાસિકા)નું શરણ લઈ, અર્થાત:-નિ:શ્વાસદ્વારા, ઉરજ કોન (બે સ્તનો વચ્ચેથી તાકી) મારાં અંત:કરણમાં કારી ઘા મારી ગઈ.

## ભાવદર્શન.

### (રાગ ભૂપાલી. તીન તાલ.)

(અંતર્ધ્વની:–આત્મદેવની મૂર્છનાઓથી વૃત્તિનું શુદ્ધિમાં આવવું. અને જાણે પોતે તેમના ચરણ શરણમાંજ શાંતી ભોગવતી હોય એવો ભાવ.)

[ સમય. તૃતીય પ્રહર. **મુક્ત દશા.** ]

પ્રિયતમ ચરણ શરણ સુખદાઈ;
શાન્તિ અતિવ મમ ઉર પથરાઈ–પ્રિયતમ.
અજબ ગજબ કાંઈ જાદુ થાયે,
નાથ વિના તનુ અતિ અકળાયે; (૨)
પ્રેમ પરીમલ ભાન ભુલાવે,
મોહન પ્રેમ કટાક્ષ દુલારી–પ્રિયતમ.

---

## શ્રી કૃષ્ણદર્શન.

### (રાગ–યમન. ત્રિતાલ.)

[ અંતર્ધ્વની:–પોતાના નિર્મળ માનસમાં પ્રતિબિંબિત થયેલા શ્રી કૃષ્ણચંદ્ર (આત્મદેવ)ના દર્શનમાં આનંદમગ્ન ગોપિકા (વૃત્તિ)નું દર્શન વર્ણન. ]

[ ચતુર્થ પ્રહર. **આનંદાવસ્થા** ]

એ...મને...મુરલીધર મળીયા (૨)
  મારા સકળ મનોરથ ફળીયા.—રે...મને.
કમલ નયન...ને, અજબ ભ્રકુટી...(૨)
મુગટ મણી.....શીર સોહે—રે...મને.
દાડમ કળી...સમ દંત ધવલને...(૨)
સ્મિત માધુર્યે...મન મોહ્યાં—રે...મને.
વાંસલડી.....સુંદર કર સોહે...(૨)
મનહર નાદે.....ચિત્ત ચોર્યાં—રે...મને.
  મારા ભવના દુઃખ સહુ ટળીયા—રે...મને.

---

## ઘેલછા.

**( રાગ ખમાજ. તાલ દાદરા. )**

[અંતર્ધ્વની:—શ્રી કૃષ્ણચંદ્ર (આત્મદેવ)ના દર્શન થતાં, ગોપી (વૃત્તિ) આનંદની પરાકાષ્ઠાએ. ઉન્માદાવસ્થામાં તેની ઘેલછા.]

[ ચતુર્થ પ્રહર. **ઉન્માદાવસ્થા** ]

હાંરે મારા મનના મોહન મને મળીયાં,
રે હાં...મારા મનના મોહન મને મળીયાં;
મારા તનના...સકળ તાપ ટળીયાં—રે હાં...મારા.
ઘેલી થઇ રે બાઈ ગાંડી થઇ હું તો (૨)
હૈડે હરખ ચક્ષુ ભરીયાં—રે હાં...મારા.
વન વન ભટકી, પ્રીતમ મન લટકી (૨)
હું અટકી મળ્યાં જ્યાં પાતળિયાં—રે હાં...મારા.

---

## આનંદ સમાધી.

**(भैरव. तीनताल)**

[અંતર્ધ્વની:—પરમાનંદ પદે પોહોંચેલી ગોપિકા (વૃત્તિ) શ્રીકૃષ્ણચંદ્ર (આત્મદેવ)ના યશોગાન ગાતી, ધ્યાનસ્થ થઈ સમાધી અવસ્થામાં તન્મયતા મેળવે છે. પરમાનંદ સ્વરૂપ થઈ જાય છે.]

[સંધ્યા સમય. સમાધી **અવસ્થા**]

जय ब्रजवर बंसीधर नटवर, ( २ )
गोपाल लाल गिरिधर यदुवर ॥—जय.
शंख चक्र ओर पद्म गदाधर, ( २ )
कंठ कौंब भृगुलांछन उरधर ।
दंड युगल बल काने कुंडल, ( २ )
पिच्छ मयूर शोभित सुंदर ॥—जय.

कमल नयन ओर अधर पियूष-धर, ( २ )
पीतांबर सिंगी ओर सारंगधर ।
कोप मेख ओर कौस्तुभ मणीधर, ( २ )
'नंदलाल' जय जय सुरवर ॥—जय.

---

## શ્રી–સ્વરાજ્ય–ગરબો.

યાને

## ખાદી મહાત્મ્ય.

**( રાગ–બેની નિજ નિજ નીતિધર્મ )**

સજની આવો તો, કરીએ કંઈ વાત સ્વરાજની રે,
જેના ઉપર, આપણ દેશ તણો આધાર;
સહિયર, ખાદીથી તમ દેશ તણો ઉદ્ધાર છે રે—ટેક

**સાખી.**

ખાદીથી ઉદ્ધાર છે, ખાદી અવ આધાર;
પ્રથમ પગથિયું આપણું, ચઢવા સ્વરાજ પાર.
**ચાલ**—માટે શોભા સઘળી, ખાદીમાં માની લઈ રે,
ધારો શુભ દિને, શુભ કાજે ખાદી અંગ—સહિયર.

**સાખી.**

શોક મહોદધિમાં ડુબે, સઘળું ભારત આજ;
તરવા મારગ છે નહીં, જો નહીં મળે સ્વરાજ.
**ચાલ**—દાઝે દેશ તણી, છોડી દઈ ઐશારામને રે,
મારી ગાલ તમાચો, લાલ ન રાખો રંગ—સહિયર.

**સાખી.**

સમય સત્ય સમજી લઈ, ધરજો ખાદી વસ્ત્ર;
અસહકાર વૃત્તિતણું, અડગ શાંતિમય શસ્ત્ર.

**ચાલ**—ધારી ધૈર્ય હૃદયમાં, રાખો અવિચલ નામને રે,
દેખી ટેક તમારો, થાયજ દુષ્ટો દંગ—સહિયર.

**સાખી.**

નામ તમારૂં રાખશે, બાદી અનંત કાળ;
આબાદી દેશે ખરી, ભારત અવ કંગાળ.

**ચાલ**—ચાલો સત્ય માર્ગથી, રાખી આગળ નેમને રે,
જેથી નેતા પણ, નવ થાય પ્રતિજ્ઞા-ભંગ—સહિયર.

**સાખી.**

ચરખો ચાલે ઘર ઘરે, સુતર કાંતે હાથ;
સાળ ચલાવે હોંસથી, સ્વરાજ છે સંગાથ.

**ચાલ**—માટે તનમન ધનથી, સેવા કરવા સંચરો રે,
વધશે કાંતી અનુપમ, રહેશે ઉજ્વળ અંગ—સહિયર.

**સાખી.**

સ્વતંત્રતાથી દેશમાં, બની શકે જે કંઈ;
માત્ર ધરો આધાર તો, કદી ફસાશો નહીં.

**ચાલ**—છોડો દૂર્વ્યસનો ને, ખોટી આધિનતા બધી રે,
ફાવે કોણ કહો નહીં, હોયજ સાચો સંગ—સહિયર.

**સાખી.**

સ્વદેશ હિતને કારણે, છોડો અવનવ રંગ;
જપ તપ વ્રત આદિ કરો, સાદા રાખી ઢંગ.

**ચાલ**—સેવક 'નંદલાલ' ના વચનો ઉરમાં ધારશો રે,
તો તો લાજ રહે, મહાકાળી રાખે રંગ—સહિયર.

---

# ધ્રુવાખ્યાન.

## ગરબો.

દેવની ગતિ છે ન્યારી રે—પ્રાણી તું જોને (૨)
પ્રથમ વંદુ ગજાનન, આરાધુ મધુસૂદન;
ગુરૂ સેવા ચાહુ મન રે—પ્રાણી તું જોને.
ભુલચૂક માફ કરજો, દાસ જાણી દયા ધરજો;
ભક્તને સહાય કરજો રે—પ્રાણી તું જોને.
મહીષ્મતિનો ભૂપ કહેવાય, નામે ઉત્તાનપાદ રાય;
રાણીઓ બે તેને હોયે રે—પ્રાણી તું જોને.
સુનીતિનો ધ્રુવ બાળ, સુરૂચીનો ઉત્તમ પાળ;
સાક્ષી દેવ દીન દયાળ રે—પ્રાણી તું જોને.
એક દિન ધાર્યું મન, કચેરી ભરી રાજન;
દક્ષિણ અંગે ઉત્તમ રે—પ્રાણી તું જોને.
ધ્રુવજી તૈયાર થાય, કચેરી જોવાને જાય;
રાયનો હર્ષ ન માય રે—પ્રાણી તું જોને.
ધ્રુવજી મન વિચારે, વામાંગે બેસવું મારે;
સુરૂચિ કહે શું ત્યારે રે—પ્રાણી તું જોને.
"ઉતર મૂઢ તું હેઠો, હીણભાગી ત્યાં કયાં પેઠો;
જાય શું જ્યાં રાય બેઠો રે—પ્રાણી તું જોને.
હશે માના કુડાં કર્મ, પૂર્વે પાળ્યો ન હોય ધર્મ;
સમજે નહીં તું મર્મ રે—પ્રાણી તું જોને.
સુખ જો ઇચ્છે સુકર, વન જઈ તપ કર;
જન્મ પેટ મારે ધર રે"—પ્રાણી તું જોને.
દેવીના સુણી વચન, બાળ તરછોડ્યો રાજન;
દીધું ન માન સભાજન રે—પ્રાણી તું જોને.

ચિચણમાં વસતા શ્રી ઘોઘારી દશા પોરવાડ જ્ઞાતિના
સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ



સ્વ૦ શેઠ લાલદાસ નારણદાસ.

જન્મ સં. ૧૯૦૧.　　　　　　અવસાન સં. ૧૯૭૨ કાર્તિક કૃ. ૧૦.

ધ્રુવજી રોષે ભરાય, સભામાંથી ચાલ્યા જાય;
સુનીતિ મંદીર માંય રે—પ્રાણી તું જોને.
રોતો બાળ આવ્યો જ્યાંય, માને કહે છે વાત ત્યાંય;
"અપમાન કીધું અપર માયે રે—પ્રાણી તું જોને.
ધાર્યું છે જાવાનું વન, છોડીને રાજ્યભૂવન;
ભજવા મધુસૂદન રે"—પ્રાણી તું જોને,
માત કહે કરગરી, "જા નહીં મને વિસારી;
મરી જઇશ ઝુરી ઝુરી રે"—પ્રાણી તું જોને.
બાલ કહે "માત મારી, આવીશ ભજીને હરી;
જાઉં ભવસાગર તરી રે"—પ્રાણી તું જોને.
કંસારના ભોજન કીધાં, માતાએ 'વારણા લીધાં;
અખંડ આશીશ દીધાં રે—પ્રાણી તું જોને.
શુભ શુકનો ત્યાં થાય, ધ્રુવજી જ્યાં ચાલ્યા જાય;
મળ્યા નારદ મુનિરાય રે—પ્રાણી તું જોને.
વાતથી વાકેફ થઇ, ધ્રુવને આશીશ દઇ;
કામ વનમાં ગયા લઇ રે—પ્રાણી તું જોને.
અભયનો મંત્ર આપ્યો, આસન ઉપર સ્થાપ્યો;
આનંદ ઉરમાં વ્યાપ્યો રે—પ્રાણી તું જોને.
ધ્રુવજી ત્યાં તપ કરે, શ્રી હરીનું ધ્યાન ધરે;
નારદ ત્યાંથી વિચરે રે—પ્રાણી તું જોને.
મુની ત્યાંથી ચાલ્યા જાય, મહીષ્મતિ નગ્ર માંય;
રાય પ્રીતે પૂજે પાય રે—પ્રાણી તું જોને.
મુનીજી આસન લે છે, રાયને કુશળ પુછે છે;
ત્યારે શું નૃપ કહે છે રે—પ્રાણી તું જોને.
"સુખ છે મારે તે શાનું ! નથી એ કોઇથી છાનું;
ધ્રુવ વીણ સર્વ સૂનું રે"—પ્રાણી તું જોને.

નારદ ધીરજ દે છે, ધ્રુવના કુશળ કે' છે;
આનંદ મંન લહે છે રે—પ્રાણી તું જોને.
"આવશે ભજને હરી, દરશ દેશે મુરારી;
ખટ માસ પુરા કરી રે"—પ્રાણી તું જોને.
દિન ઉપર દિન જાય, છએ માસ પુરા થાય:
સૃષ્ટિમાં શાંતિ છવાય રે—પ્રાણી તું જોને.
શંખ પદ્મ ગદાધારી, ચક્રપાણી શ્રી મુરારી;
પ્રગટ્યા મુકુંદ હરી રે—પ્રાણી તું જોને.
ધ્રુવને દર્શન દે છે, વર માંગવા કહે છે;
બાલ પ્રભુને નમે છે રે—પ્રાણી તું જોને.
"સંસારીનું સુખ કાચું, કાંઇ ન દીઠું મેં સાચું;
દૂર રહેવાનું હું યાચું રે"—પ્રાણી તું જોને.
"લોકો તને બાલ જાણી, મરી ગયો લેશે માની;
કહે છે સારંગપાણી રે—પ્રાણી તું જોને.
મહીષ્મતિનું રાજ્ય કરી, માતાનું દુઃખ નિવારી;
આવજે વૈકુંઠપુરી રે"—પ્રાણી તું જોને.
પ્રભુ અંતર્ધ્યાન થાય, ધ્રુવજી સ્વદેશ જાય;
સૃષ્ટિમાં હર્ષ ફેલાય રે—પ્રાણી તું જોને.
પુષ્પથી માર્ગ છવાય, ધ્રુવજી જ્યાં ચાલ્યા જાય;
રાયનો હર્ષ ન માય રે—પ્રાણી તું જોને.
ધ્રુ'જીને અભિષેક થાય, નારદ ત્યાં વીણા વાય;
સુનીતિ મંન ફુલાય રે—પ્રાણી તું જોને.
સમય વ્યતિત થાય, ધ્રુવજી વૈકુંઠ જાય;
ગરબો દાસ 'નંદ' ગાય રે—પ્રાણી તું જોને.

---

## પ્રેમ.

(રાગ યમન. તાલ દાદરો.)

પ્રેમ બંધન અજબ અજબ! (૨)
બ્રહ્મગાંઠ સમી એ ગાંઠ,
ત્રૂ....ટે નવ છૂ......ટે—પ્રેમ.
સાવિત્રી સુકુમાર શાણી,
પ્રેમબંધનમાં મુંઝાણી; (૨)
સ્નેહ સરિતા......એ...
નીર કદી નવ ખૂ......ટે—પ્રેમ.

---

## કર્મ-ભાવ.

(રાગ ખમાજ. ત્રિતાલ.)

કરણી હોય તેવા ફળ મળશે...(૨)
વાવે જેવું તે...વું લણશે...—કરણી.
તાડપરે શ્રીફળ ક્યાં મળશે...? (૨)
બાવળ વાવ્યે બોર શું મળશે...? (૨)
આમલિએ...આંબો ના ફળશે...—કરણી.
પાપ કરે નર તાપ[1] છીપાવા[2]... (૨)
પુણ્ય કરે જન પાપ દીપાવા[3]... (૨)
પાણીમાં...માખણ ક્યાં મળશે...?—કરણી.

---

૧ સંતાપ—ત્રાસ દુ:ખ. ૨ શાંત કરવા. દૂર કરવા. ૩. દુષ્કૃત્યોને છુપાવવા અથવા ઉજવળતાનો ઓપ ચઢાવી દુનિયા સમક્ષ રજુ કરવા.

## પ્રભુ પૂજન.

[અંતર્ધ્વનીઃ—વૃત્તિઓ જુદા જુદા ભાવદર્શી પ્રેમ-પુષ્પથી પ્રભુનું પૂજન કરે છે.]

**બાળાઓ**—સખી આવો ધરાવો પુષ્પમાળા આ સુંદીર શ્યામને (૨)
ગંધ સુગંધીથી પૂજન કરીને, (૨)
નાથ નગીના રીઝાવો.—હાં સખી આવો.
તનમન ધન સહુ અરપણ કરીને, (૨)
આજ પ્રભુને મનાવો.—હાં સખી આવો.
મન વાંછીત ફળ માંગી લઇને, (૨)
સુખેથી સદન સિધાવો.—હાં સખી આવો.

---

## विज्ञापना. ( मराठी )

[ભગિનીઓને (વૃત્તિઓને) સવિનય સમર્પણ.]

स्वीकारणे, (२)
प्रेम पुष्प रचिता, ह्या सुमन ग्रन्थिला ।
अश्रू गुणीं ग्रथिता, मुकुलित नयना हास्य वदना,
अर्पितो तुम्हां त्या ।।—स्वीकारणे.
तुम्ही सुख शान्ति अगार, चारित्र्य अति उदार (२)
थोर असें उपकारीं, पत्र पुष्प सत्कार ।
भगिनी गण हो, उदात्त हृदया,
ह्या सुमन गन्थिला ।।—स्वीकारणे.

---

# સ્તવનો અને ભજનો.



## ગીતી.

વિષય ત્યજી દે મનવા, અંધ થઇ શું પડે પુંઠળ વામા;
હિતની હાની થાશે, ભજ પ્રભુને ભક્તિથી અલગ થા મા.

---

## શ્રી શારદા સ્તવન.

### શાર્દૂલ.

देवी शांतरसा सदैव सुभगा चंद्रानना चंद्रिका
वीणावाद्यरता सुरासुरगणैर्नित्यं स्मृता पूजिता ।
स्निग्धा काव्यकलारसांबरधृता स्नाता मुदा सर्वदा
श्रोत्रे नेत्रयुगं विवेकविदुषां हे शारदे त मता ॥

२

તું દેવી વરદાયિની ભગવતિ, તું પાપહા જાહ્નવી,
તું યમુના ગોદાવરી ગુણવતિ, તું ગંડકી ગોમતી;
તું નર્મદ તું સરસ્વતિ રસનિધિ, તું તુંજ હૃદ્‌પાવની,
તું સાગર તું મહોદધિ તિરથ સૌ, એ શારદા હું મતિ.

૩

તું સુસ્નાન વિલેપનાર્ચન વળી, તું પુષ્પ સૌરભ ભર્યાં,
તું છે તીર્થ પુનીત ધ્યાન તપ તું, એ જાપ જીહ્વા તણાં;
તુંથી સર્વ પ્રભા પ્રભાવ શક્તિ, વાણી કવીઓ તણી,
જેનાથી તુજ માન–ભાન ઉપજે, જીહ્વાગ્ર હો શારદે!

---

## ઈશ–સ્તવન.

### શાર્દૂલ.

જેનાથી જગ આ બધું ઝળકતું, જીવો પ્રભાવે રહ્યા,
જેનાથી અસુરો અને અરિગણો, ત્રાહે પુકારી રહ્યા;
જેનાથી ભડવીર ભક્તજન સૌ, બલ પ્રાણ પોષી રહ્યા,
તેજઃપુંજ દયાબ્ધિ હું દુઃખ હરો, હે દેવ દામોદરા!

૨

જેનાથી નભના ગણો નિયમથી, સર્વે પ્રકાશી રહ્યા,
જેનાથી વનવૃક્ષ વેલ કુસુમો, ગિરિશૃંગ શોભી રહ્યા;
જેનાથી મરિયાદ માપ ધરિને, સાતે સમુદ્રો રહ્યા,
તેજઃપુંજ દયાબ્ધિ દુઃખ હું હરો, હે દેવ દામોદરા!

૩

જેનાથી ફલફૂલ પર્ણ પામી, તરૂઓજ ફાલી રહ્યા,
જેનાથી આહ્લાદદાયી સુરભી, વાયૂ પ્રસારી રહ્યા;
જેનાથી વળી મેઘ વારિ વૃષ્ટિ, ઋતુઓ નિયમથી રહ્યા,
તેજઃપુંજ દયાબ્ધિ દુઃખ હું હરો, હે દેવ દામોદરા.

---

# 'નંદ' ચતુર્દશ નમસ્કાર સ્તોત્ર.

## હરિ ૐ

દઈ વાચા મુંગાને, ઓળંગાવે પર્વત પંગુથી,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧.
બધિર-અધિરતા હરે, રચાવે અકલ્પ્ય કાવ્યો મૂર્ખ થકી,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૨.
અંધ તિમિર કરી નષ્ટ, દાખવે સૌંદર્ય સૃષ્ટિનું સહજે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૩.
દુઃખ દારિદ્રય નિવારી, ચામર છત્ર ધરાવે રંક શિરે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૪.
દુશ્મન દોસ્ત બનાવે, ચોર લૂંટારા તણા હૃદય દ્રાવે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૫.
વિષધારી વા હિંસ્ર પ્રાણિનો, સ્વભાવ બદલાવે સહેજે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૬.
વિષ અમૃત બનાવે, સતીના શિયળ જુક્તિથી સંભાળે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૭.
પ્રબળ અરિકટક ભેદી, નિમિષ માત્રમાં શરણ શત્રુ લાવે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૮.
ભવબંધન સહુ ત્રોડે, જન્મમરણના અસહ્ય ભય ટાળે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૯.
સૂર્ય ચંદ્ર તારાગણ, અગણિત દેવાધિદેવ પણ સેવે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧૦.
ઇંદ્ર રૂદ્ર બ્રહ્માદિક અમર, અહોનિશ અંતરથી યાચે,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧૧.

યોગેંદ્ર સિદ્ધ મુનિગણ, મેળવવાને મથે દિવા રાત્રૌ,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧૨.
દીવ્ય જ્ઞાન દઇને કરતી સંશુદ્ધિ દેહ–આત્માની,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧૩.
જલ, ભૂ, ખં, સચરાચર–જંત, વાયુ, અગ્નિ, સર્વ શુદ્ધ કૃતિ,
કૃપા માત્ર જેની તે, માધવને હો નમસ્કાર મારા. ૧૪.

---

## શ્રદ્ધાંજલિ.

### શૂન્ય–દ્વૈતાદ્વૈત–વાદ.

**શાર્દૂલ.**

૧.

**શૂન્યવાદી:**–મિથ્યા છે સંસાર ને જગત આ, જૂઠું બધું માનવું,
જે આ દૃગગોચર થતું સકળ એ, સ્વપ્ના સમું જાણવું;
આભૂષણ વસનોય અધ્રુવ બધાં, શોભાવતા શૂન્યને,
અંતે શૂન્ય મહીં વિલીન થાવું, છે શાશ્વતું શૂન્ય એ.

૨.

**અદ્વૈતવાદી:**–છે મૃત્યુની આસપાસ સઘળું, જે જે વિંટાઈ રહ્યું,
જેથી હોય વિનાશ આશ નિશ્ચે, જે જે ધરી સૌ રહ્યું;
શૂન્યાભૂષણ સર્વ વાસ વસનો, ને તેજ ખોટું રહ્યું,
એ શૂન્યત્વે ભાસનું કવિ વરો ! કો' તત્ત્વ કોણે ગ્રહ્યું ?

૩.

એ છે આત્મ પ્રકાશ તત્ત્વ સત્યે, એ એ જ દેખે બધું,
એનો સર્વ પ્રભાવ સત્ય નિત્યે, એ નિત્ય એ સત્ય એ;

એનાથી તનુ માન ભાન ઉપજે, નિપજે કશું શૂન્યથી ?
માટે એક જ એક એ અલખ એ, ના શૂન્ય ના શૂન્ય એ.

૪.

**અદ્વૈતવાદી:**-એકત્ત્વે અનુમાન આપ કરશો, ભૂલાં પડી તો જશો,
બેથી હોય વિકાસ આત્મ જગનો, ના ક્યાંય સંશે'કશો;
સંસારે નરનાર, સૂર્ય વિધુ બે, રાત્રી દિવા બે રહ્યા,
બે ચક્રેજ ચલાય સ્હેલથી જગે, દ્વૈધા દિસે સર્વ આ.

૫.

,, **સાથી:**-છે દ્વૈધા અનુમાન એજ જગનું, સાચું મનેયે દિસે,
(પણ)-સંચાલક તેનોય ન્હોય જગમાં, તો ચક્ર બે શું કરે ?
એનો નિશ્ચય થાય ના, મથિ રહ્યો રાત્રૌ દિવા હું અરે !
માટે સારથિયે હશે તૃતીય એ, ભાસે મને તો ખરે.

૬.

**અદ્વૈતવાદી:**-છૂટાં ચક્ર કદી ન રે' ધરી વિના, માટે ગણો ચાર એ,
ચાલે ક્યાં ધરતી વિના વળી કહો, માટે ગણો પાંચ એ;
એ રીતે વધતા જતા જગતમાં, લાગે ન પત્તો તશો,
છે અદ્વૈતે થાગ એ સકળનો, રાખો ન સંશે'કશો.

૭.

છે અદ્વૈતે થાગ રાગ સઘળો, જાણી જુઓ તો મળે,
મિથ્યા વાદવિવાદ બાદ કરતા, શંકા બધીયે ટળે;
એકત્ત્વે અનુરાગને વળગીને, જે જે રહ્યા સર્વ એ,
પંચત્વે ભળતા બન્યા અલખ એ, ન દ્વૈત અદ્વૈત એ.

---

# અસાર સંસાર.

## [રાગઃ-રૂષીરાજના પદનો]

સગપણ આ સર્વે કાચુંરે, મૂરખ મનવા!
છે પ્રભુ નામ એક સાચુંરે, મૂરખ મનવા-ટેક.
અંધ થઇ આ શું, ભટકે છે મિથ્યા ભવમાં? (૨)
જાણે પેઠો તું દવમાંરે, મૂરખ મનવા-સગપણ આ.
સ્નેહ સગાં જનનો, માને તું સદા સાચો, (૨)
પણ દેહ ઘડો છે કાચોરે, મૂરખ મનવા-સગપણ આ.
ઉડી જાશે તું તો, આ જગ માંહેથી પળમાં, (૨)
જેમ પરપોટો હોય જળમાં રે, મૂરખ મનવા-સગપણ આ.
કંઠ સુકાઇ જાશે, કહેતા મારો આ મારો, (૨)
જેમ મૃગજળનો અણસારોરે, મૂરખ મનવા-સગપણ આ.
જોતાં જોતાંમાં, આ પ્રાણ જાશે તારો, (૨)
હોય વિજળીનો ઝબકારોરે, મૂરખ મનવા-સગપણ આ.
રસનાએ ભજી લે પ્રભુને, એ 'નંદ' સર્વદા કહે છે, (૨)
જે વિશ્વ સકળમાં રહે છે રે, મૂરખ મનવા-સગપણ આ.

---

# કન્હૈયા

(પદ.)

भाई अब कब समरोगे कन्हाइ ॥ (२)
कब समरोगे कन्हाइ ।
भाई अब कब समरोगे कन्हाइ ॥ ध्रुव ॥
खेलोंसे बचपन सब हार्यो, (२)

कामसे तृप्त भयो न युवामें ।
जराहि डरपत देखन लाग्यो, ( २ )
अब तो सुमरले कन्हाइ ।।–भाई अब.
अवसर गत नहीं हाथ लगत फीर, ( २ )
काल करत चतुराई ।
'नंदलाल' को नाथ सुमर तो, ( २ )
देत न दुःख दिखाई ।। भाई अब.

---

## હજીએ ભજ ભગવાન.

### ૫૬.

મૂરખા હજીએ ભજ ભગવાન—મૂરખા.
ઘર દારા સુત સંપત જગના, (૨)
ખાલી છે તોફાન;
શ્વાસ જતાં વિશ્વાસ ન કો'નો, (૨)
હૈયે હરિ ત્યાં હામ—મૂરખા.
ઘડીએ ઘડીએ લાગે ઠોકર, (૨)
તોય ન આવે ભાન;
મારૂં મારૂં કરીને મરતો, (૨)
મિથ્યાં કાં નાદાન ?—મૂરખા.

---

# દામોદર એ દુઃખ હારા.

## પદ.

દામોદર એ દુઃખ હારા—દામોદર એ.
આપત્તિના હોય ડુંગરો, (૨)
તો પણ દૂર કરનારા—દામોદર એ.
ભક્તજનોના હૃદય નિરંજન, (૨)
જસોદા નંદ દુલારા;
ગ્વાલ બાલ ગોપાલ સખા એ, (૨)
પાતા અમૃત ધારા—દામોદર એ.
ગ્વાલિનીઓનાશ્યામસુંદરએ, (૨)
સંત જનોના પ્યારા;
'નંદલાલ' રટ નામ નિરંતર, (૨)
વિશ્વાસે સુખકારા—દામોદર એ.

---

## ભજન.

### રાગઃ–દેશ.

હરિ ભજનાદિથી મળશે (૨)
તુજ ભવસાગર દુઃખ ટળશે રે—હરિ.
સકળ સૃષ્ટિના, સારણ કારણ,
ભકતોના ભય ભીડ નિવારણ—(૨)
અજર અમર અવિચલનું ધામ બતાવશે...રે—હરિ.

નટવર નાગર, મુદિત ગદાધર,
ભવદુઃખ હારણ, શ્રી મુરલીધર—(૨)
અગમનિગમનો માર્ગ, સુગમ કરી આપશે...રે—હરિ.

## ઈશ્વર સ્તવન.

### રાગ: સિંધુડો.

આપ રે આપ તું એ મતિ શ્[illegible],
જે થકી ગુણ [illegible] ગવાયે-ટેક.
વિકટ સંસાર-વન, વાટ છે [illegible], (૨)
વ્યાધ વસ[illegible] છવાયે,
જગ જંજાળ માયા તણી અવનવી, (૨)
પાથરે ત્યાં મતિ મૂઢ થાયે—આપ રે.
એકમાંથી ખસું, ત્યાં બીજે જઈ ફસું, (૨)
અંટપટું આ બધું ન સમજાયે;
સ્વાંગ માયા સજે અવનવા નિત નિતે, (૨)
લોભ ને મોહ મિથ્યા ભમાવે—આપ રે.
જે મતિએ મહા બુદ્ધ ગૌતમ થયા, (૨)
જે મતિએ મીરાં ને નૃસૈયા;
મહા કબીરો તુકારામ ને દાસ, થઇ (૨)
જે પથે ગુણ ગોવિંદ ગાયા—આપ રે.
દંગ કીધાં કમાલે વળી જે બુધે, (૨)
ગૌર કુંભાર તાને તણાયા;
નામદેવે રહ્યા જે મતિને ગ્રહી, (૨)
ધ્રુવજી ધ્રુવ પદને નિમાયા—આપ રે.
શાંત કીધા કહા ભક્ત જે તાનથી, (૨)
ગાનથી સ્થંભ માંહે પુરાયા;
ધ્યાન માત્ર પૂર્યાં ચીર પાંચાળિના, (૨)
માન ભંગે રહ્યા મૂર્ખ જાયા—આપ રે.

આપ હથિયાર મુજ હાથ તું એ હરે! (૨)
જે જુવે શક્ર પણ વક્ર થાયે;
ચક્રધર નાથ નહીં સાથ તારા વિના, (૨)
નાથ હીણો ન બુદ્ધિ જરાયે—આપ રે.
ભક્ત ભિડભંજનો તું સદા કહાવીયો, (૨)
આ સમે કાં ગતિ મંદ હોયે ?
એક વિશ્વાસ તુજ નામ છે 'નંદને', (૨)
શ્વાસ નિઃશ્વાસમાં તું સમાયે—આપ રે.

---

## શ્રી કૃષ્ણ સ્તુતિ.

(રાગ—નમું પદે ગિરિજાપતિને)

સ્મરૂં સદા દેવકી સુતને (૨).
વક્ત્ર-કમલ મુરલીધર તારૂં, શરણું એકજ મારે;
દયાનિધે! આપો મતિ-શુભ સન્નીતિ ને-સ્મરૂં.
ચક્ર ધરે નિજ હસ્ત,
ગદા પદ્મથી પ્રશસ્ત,
સાથે લક્ષ્મીજી અંકસ્થ,
દીપે શંખ સુ-હસ્ત,
નયન ચલન મુરલીધર તારૂં, ત્રિભૂવનને આંદોલે.—દયાનિધે.
ભાલ ધરે શુભ ગંધ,
અતિ શોભે બાજુબંધ,
વાગે વીણા મૃદંગ,
ગાયે છંદ અભંગ,
થનક થનક થૈ રાસ નિરખતાં, ચિત્ત ચઢે ચકડોળે.—દયાનિધે.

સહાય કરે નિજ ભક્ત,
રહે નિત્ય અનુરક્ત,
દિયે માન વિરક્ત,
મહાકાળ સશક્ત,
ચરણ કમલ નિશદિન, તુજ આગે 'નંદ' અતી આનંદે.—દયાનિધે.

---

## શીવજીની સ્તુતિ.

(રાગ ભૈરવી.)

દર્શન દો ગંગાધરે, ભોળા! દર્શન દો ગંધાધરે!
અંગે ભભુતી કંઠે માળા (૨) ત્રિપુન્ડ્ર ભાલ કરી—ટેક.
ભગવા વસ્ત્ર સુશોભિત પહેરી (૨) નંદીપેં સ્વારી કરી—ભોળા.
ભાંગપાન ધંતુરો ચાવી (૨) અધર રક્ત કરી—ભોળા.
જટા મંડળ શિર ઉપર સોહે (૨) વચમાં ગંગા ઠરી—ભોળા.
ગણપત ઉમિયાજીની સંગે, (૨) ત્રિશૂળ હસ્ત ગૃહી—ભોળા.
વિઠ્ઠલસુત 'નંદલાલ' ભક્તની વિનતિ ઉરમાં ધરી—ભોળા.

---

## પ્રભુપ્રાર્થના.

શ્રીવર ભૂધર જય કમલાવરઃ (૨)
મયૂર મુકુટ માધવ મુરલીધર,
નીલાંબર નટવર વ્રજભૂખન;
અજર અમર અવિચલ સબ સુખ કરઃ
જય વિશ્વંભર. (૨)—શ્રીવર.

ગણપતી ગણનાયક ગુણસાગર,
જય કરૂણાકર, વિશ્વ વિભાકર;
શરણ ચરણ તવ, સર્વ દિવાકરઃ
જય શાંતેશ્વર. (૨)—શ્રીવર.

---

## રૂકમીણી આક્રંદ.

**( રાગ—ઋષીરાજના પદનો )**

શામળિયા સદ્ય પધારો રે, સ્વામી હો મારા !
દાસીના દુઃખ નિવારો રે, સ્વામી હો મારા !—ટેક
મોહન મારે માથે, પડીયો મેરૂ શું ત્રુટી ! (૨)
આ દૈવ ઉઠયું છે રૂઠી રે, સ્વામી હો મારા !—શામળિયા.
કંસ પૂતના મારી, દીધાં વ્રજલોક ઉગારી, (૨)
જેમ રામે સીતા તારી રે, સ્વામી હો મારા !—શામળિયા.
લાખેણી લાજ આ મારી, મોહન જો લૂંટાઇ જાશે, (૨)
તો તમથી ક્યમ સહેવાશે રે ? સ્વામી હો મારા !—શામળિયા.
વ્હાલા હું તો ભુલી, ભરૂંસે તમારે, (૨)
હાવે શું કરવું મારે રે ? સ્વામી હો મારા !—શામળિયા.
થાવો નહીં સ્હાયે, વિઠ્ઠલવર કુંજબિહારી, (૨)
તો દેહ પડે આ મારી રે, સ્વામી હો મારા !—શામળિયા.
ચંદનની અર્ચા લીધી, કામણ કુબ્જાને કીધી, (૨)
શું સર્વ વાત એ જુઠી રે ? સ્વામી હો મારા !—શામળિયા.
વ્હાલા હવે વારે, ચઢોને ગિરધારી ! (૨)
ગોવિંદ મુકુંદ મુરારી રે ! સ્વામી હો મારા !—શામળિયા.

---

ચિંચણમાં વસતા શ્રી ઘોઘારી દશા પોરવાડ જ્ઞાતિના
સુવિખ્યાત શ્રીમાન્ સદ્‌ગૃહસ્થ



સ્વ૦ શેઠ લલ્લુભાઇ મથુરાદાસ.

## શ્રીધર મુરલીધર ભજો.

**(રાગઃ—વનચર વીરા વધામણી)**

શ્રીધર મુરલીધર ભજો, ભજો ,સીતા રામ;
ઘોર તિમિર તમ દૂર થશે, થાશે દીલારામ—શ્રીધર.

ઘાટ ઘડે પ્રભુ અવનવા, હરે પ્રાણી–ચિત્ત;
રિદ્ધિ દયાળુ દીનને દિયે, દિયે મોક્ષ ખચીત—શ્રીધર.

દર્દ બધાં દિલના હણે, દિલ રાખી દયાય;
શામળીયો કષ્ટ કાપતો, ધાતો ભક્ત સહાય—શ્રીધર.

પોષણ પ્રાણીનું કરે, દઈ બુદ્ધિ વિવેક;
રસ ખટરસ સબરસ ભલાં, સરજાવ્યા અનેક—શ્રીધર.

વાચા દીધી પ્રભુએ ખરે, કીધો અતિ ઉપકાર;
ડગમગતા સંસારમાં, હરિ એક આધાર—શ્રીધર.

ઉન્નતિ અવનતિ સર્વ છે તમ કર્માનુસાર;
નમન કર્યે લાંછન નહીં, દેખીયે કદિ સાર—શ્રીધર.

તિક્ષ્ણ કટુ વચનો તજી, લેજો વિનય સુકાન;
મંગલ નાવ વિષે ચઢી, શોધો કીર્તિ મકાન—શ્રીધર.

ડર કદીએ નવ રાખશો, કરતાં રૂડાં કામ;
લક્ષ્મિપતિ ‘નંદલાલ’ તો, દેખે ઠામોઠામ—શ્રીધર.

---

# શ્રી સીતાજીનું હરણ.

**(રાગ. અનુક્રમે કવાલી અને એકત્રીસો મિશ્ર.)**

**કવાલી:**–અમારો રામજી પ્યારો, અમારો રામજી પ્યારો;
રઘુકુળનો મહા તારો, અમારો રામજી પ્યારો.
માગ્યું વરદાન કૈકેયે, રાય દશરથ કને જઇને;
ભરતને રાજ્યગાદી ને, રામ વનવાસનો વારો.–અમારો.

**વળણ:**–વચન પાળવા તાતતણું, રામજીએ જઈ વન-પંથ ધર્યો,
સીતા લક્ષ્મણ સાથ લઇને, પંચવટીમાં વાસ કર્યો;
કંચન-મૃગની ઇચ્છા થઈ, સીતાજીને એવે જ સમે,
તે હણવાને ગયા રામજી ધનુષ લઈ જ્યાં હરણ ભમે.

**કવાલી:**–ધનુષ-ટંકારથી ડરતો, ચીસ પાડે હરણ મરતો,
"ધાઓ ધાઓ અહો લક્ષ્મણ, મને માર્યો મને માર્યો."–અમારો.

**વળણ:**–જૂઠી હાંક સુણી મારીચ દૈતની, સીતાજી લાગ્યા ગભરાવા,
લક્ષ્મણજીને આજ્ઞા કીધી, ભ્રાત તણી વારે ધાવા;
નિરૂપાય થઈ ગયા લક્ષ્મણજી, રામચંદ્રની પાસ હવાં,
કપટી રાવણ જોગી થઇને, આવ્યો સીતાજી હરવા.

**કવાલી:**–હઠી જોગી મનાવાને, ઓળંગી આણ સીતાએ;
પલાંગી સ્કંધ પર તેને, ગયો જેમ વીજ ઝબકારો.–અમારો.

**વળણ:**–રૂદન સાંભળી સીતાજીનું, જટાયૂ વીર વચમાં આવ્યો,
રાવણ સાથે બાથ ભીડી, પણ, તેમાં તે કંઇ ના ફાવ્યો;
રાવણ ત્યાંથી વાયૂ વેગે, આવ્યો લંકાપૂર મહીં,
અશોક વનમાં સીતાજીને, મૂકયા સુંદર મહેલ મહીં.

**કવાલી:**–જાપ જપતાં રઘુવીરના, રહ્યા સીતાજી ત્યાં શાણા;
ઝટે લંકેશ વશ કરવા, કહે 'છું દાસ હું તારો.'–અમારો.

**વળણ:**-મૃગયા કરીને આવ્યા રામજી, સીતાજીને નહીં ભાળ્યા,
લક્ષ્મણજીને પૂછી જોતાં, વિચારમાં તે વમળાયા;
બેઉ બાંધવો શોધ કરંતા, આવ્યા નગર કિસ્કંધામાં,
વાળી સુગ્રીવ કપિરાય, બાંધવ જ્યાં લઢે સામસામા.
**કવાલી:**-રામ-લક્ષ્મણ તણી સહાયે, હણ્યો મહાવીર સુગ્રીવે;
બન્યો રાજા હવે પોતે, નહીં જીવને જરા ઠારો.-અમારો.
**વળણ:**-મહાવીર હનુમંત કપીશ, ગયા સીતાજીની શોધે,
મુદ્રિકા લઈ રામજીની, આવ્યા તે અશોક વન મધે;
અશોક વનમાં ઉદાસ થઈ, સીતાજી બેઠાં'તાં જ્યારે,
વૃક્ષ ઉપરથી રામ-મુદ્રિકા, આવી પડી ખોળે ત્યારે.
**કવાલી:**-અચાનક મુદ્રિકા દેખી, રહ્યા હર્ષાશ્રુથી પેખી;
મળ્યા હનુમંતજી જ્યારે, ઉગરવાનો દીઠો આરો.-અમારો.
**વળણ:**-હિંમત આપી જનક-સુતાને ગયા કપિવર કિસ્કંધે,
કપિબલ સાથે લક્ષ્મણ રામ, લઇ આવ્યા લંકા મધે;
દશાનન નહીં કો'નું માને, તૈયાર કર્યું લશ્કર લઢવા,
ઇંદ્રજીત ને કુંભકર્ણ એ, ગયા રામ સાથે વઢવા.
**કવાલી:**-પછાડ્યો કુંભકર્ણ પહેલો, પછીથી ઇંદ્રજીત રોળ્યો;
વિભીષણ હસ્ત જોડીને, કહે મહારાજ ઉગારો.-અમારો.
**વળણ:**-શરણ લીધો સીતા-સ્વામીએ, વિભીષણને શિર હસ્ત ધર્યો,
રાવણને પણ રણમાં રોળી, રાજ્યાસન અધિકારી કર્યો;
સીતાજીને સાથ લઈ, આવ્યા રામજી અયોધ્યામાં,
આનંદોત્સવ-નગર વિષે, 'વારણા લિયે કૌશલ્યા મા.
**કવાલી:**-વરસ દશચાર રાન રહ્યા, પછીથી રાજ્યારૂઢ થયા;
વદે 'નંદલાલ' કર જોડી, 'મને છે આશરો તારો.'-અમારો.

---

## हरिजन गुणकीर्तन. (राग कलिंगडा)

में तो हरिजन के गुन गाउं (२) ॥ ध्रुव ॥
हरिजन गुरु ओर हरिजन ठाकुर, ( २ )
हरिजन शीष नमावुं ।
नानाविध कर पूजन अर्चन, ( २ )
हरिजन ध्यान लगावुं ॥ —में तो.
हरिजन ध्यावुं हरिजन गाउं, ( २ )
हरिजन धून मचावुं ।
चरन परस हरिजन के चाहुं, ( २ )
हरिजनसे सुख पावुं ॥ —में तो.
हरिजन माने हरिसें मिलावे, ( २ )
प्रेम पियूष पिलावे ।
आधिव्याधि संसार उपाधि, ( २ )
सबसे पिंड छुडावे ॥ —में तो.

---

## ( मराठी ) श्री राम भजन. ( राग काफी )

राम राम राम नाम ध्यावे......सदोदीत ध्यावें । ( २ )
मुक्तदशा......जीव पावे ॥ —सदोदीत ध्यावें—राम राम.
पावन पतिताना करणारे । पातका पासुनी उद्धरणारे ।
मंगल नाम पांडुरंगा...चे । मात्र स्मरणीं सुख पावे ॥
—सदोदीत ध्यावें—राम राम.
संताचा मकरंद मुकुंदा । भक्तांचाऽरविंद 'असु' नंदा ।
वांछित फलदायक नाम च हें । मोक्षपदीं त्या न्यावे ॥-सदो. „

## श्री राम वंदन. (राग खमाज)

पडतो मिं पायीं ।
रघुराया...पडतो मिं पायीं ।। ध्रुव ।।
तुजविण मजला कवण सु-तारक, (२)
मज पामरचे कवण उद्धारक । (२)
शरणांशी आलों तुज पायीं, (२)
सोडुनि अपनाई ।। —रघुराया.
पतित असे मिं तुं पावन-कर, (२)
दीन असे मिं तुं दीन-दुःखहर । (२)
मिं अनाथ तुं नाथ असे, (२)
नच शरण तुं विण सांई ।। —रघुराया.
सत्य सखा तुं तुं रघुनंदन, (२)
'नंदलाल' मज तुं बलकुंदन । (२)
बंधु स्वसा सुत आई बाप मज, (२)
तुं सर्वा ठायीं ।। —रघुराया.
येत नसे मजला विधि वंदन, (२)
पूजन ध्यान स्तवन विधि कीर्तन । (२)
कसा बसा तरी भक्त तुझा मिं, (२)
बुडतो तुं धाई ।। —रघुराया.

---

## श्रीराम भजन.

राम राम रट । त्यज खटपट पट, ।। —राम राम.
सुरवर सुंदिर, जय रघुनंदन ।
अतुल बली दशरथ-कुल कुंदन ।
जगजीवन बल प्राण पुरक घट ।। —राम राम.

भक्त विपद हर, धर्म धुरंधर।
असुर–अरि, रावण मद मर्दन।
हनुमंता बल व्यापक रग रग॥ —राम राम.

---

## ब्रह्मानंद. (धून)

आत्माराम तुंही तुंही (२)॥ ध्रुव॥

ब्रह्मा तुंही, विष्णु तुंही, (२)। शंकर शेष तुंही तुंही॥–आत्मा.
देव तुंही दानव तुंही, (२)। मानव देव तुंही तुंही॥–आत्मा.
शक्ति तुंही, भक्ति तुंही, (२)। मुक्ति देव तुंही तुंही॥–आत्मा.
भू तुंही, भूचर तुंही, (२)। जल जलचर हि तुंही तुंही॥–आत्मा.
खं तुंही खेचर तुंही, (२)। नभगण देव तुंही तुंही॥–आत्मा.
पवन तुंही, प्रकाश तुंही, (२)। अग्नि देव तुंही तुंही॥–आत्मा.
झाड पान, पर्वत पत्थर, (२)। जीव जंत तुंही तुंही॥–आत्मा.
जल थल थावर, जंगम तुंही, (२)। अक्षर ब्रह्म तुंही तुंही॥–आत्मा.
महालय, देवालय-मंगलमय, (२)। जंगल पर्णकुटीमें तुंही॥–आत्मा.
फलमें बीज, बीजमें फल, (२)। शून्यमें शब्द तुंही तुंही॥–आत्मा.
बलिको बल, तेजस्वी तेज,(२)। सौंदर्य झरण ही तुंही तुंही॥–आत्मा.
सगुण तुंही, निर्गुण तुंही, (२)। अजरामर ही तुंही तुंही॥–आत्मा.
निरंजन निर्विकारी तुंही, (२)। चल अविचल हि तुंही तुंही॥–आत्मा.
अगम आकृति निराकार तुं,(२)। अबाधित,बाधित तोय तुंही॥–आत्मा.
कहत 'नंद' पुरुषोत्तम पूरण, (२)। जहां देखुं वहां तुंही तुंही॥–आत्मा.

---

# રાષ્ટ્ર-ગીતો.



## સ્વરાજ્યને શિખરે.

ઘરકુટુંબનું ભલું ઇચ્છનારે આવા કટોકટીના પ્રસંગમાં સહન કરતાં તેમ જ કેટલીક બહુ અગત્યની નહીં એવી વસ્તુઓ વિના ચલાવી લેતા શીખવું જોઇએ; અને જે વગર નહીં જ ચાલી શકે તેવી જ ચીજો વસાવવી જોઇએ.

જે માણસ પોતાની આવકના પ્રમાણમાં જ ગમે તેમ કરી નિભાવતો રહે છે તેને પસ્તાવાનો અગર કોઇના કરજદાર થવાનો પ્રસંગ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. તેનો આત્મા હંમેશ પ્રફુલ્લ રહે છે, અને અંત સમયે પણ શાંતિ ભોગવે છે. એથી ઉલટું, જે મનુષ્ય આંખો મીંચી ખરચ કર્યો જાય છે તે દેવામાં ઘસડાય છે, અંત સમયે પસ્તાય છે, તેનાં બચ્ચાંઓ ચીથરેહાલ રખડતા થાય છે, અને પોતાના જન્મદાતાઓ ઉપર નિઃસાસા નાંખે છે; જેથી સર્વ કુટુંબની અવનતિ થાય છે. આને માટે ડગલે અને પગલે, કરકસરના સૂત્રને ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

**ઘરવેચી યા દેવું કરી દીવાળી કરવા કરતાં, હોળીમાં દીવાળી કરવી વધારે શ્રેયસ્કર છે.** અર્થાત્ કેટલાંક પંડિતના પૂંછડાઓ ભવિષ્યની આશાઓ ઉપર પોતાનું સૂત્ર ગોઠવી, દેવું કરીને પણ બાપદાદાઓ કરતા આવ્યા હોય તે જ પ્રમાણે થવું જોઇએ, એવી

રીતે કામ કર્યાં જાય છે: પરંતુ, પૂર્વજોના સમયની અને હાલની પરિસ્થિતિમાં કેટલો ફેરફાર થયો છે એનો તેઓ લેશ પણ ખ્યાલ કરતા નથી. કદાચ પૂર્વજોના પૂન્યથી થોડો જર–જમીનનો વારસો મળ્યો હોય તો, તે જ્યાં સુધી ફનામુકામ થાય નહીં ત્યાં સુધી તો તેઓ દીવાળી (દેવું કરીને પણ) કરીને પોતાનો ટેક જાળવી રાખે છે, અને અધમ સ્થિતિએ પોહોંચે ત્યાં સુધી તેઓ એક બાજુ પોતાનો દીવાળીનો ક્રમ ચાલુ જ રાખે છે અને બીજી બાજુ વિધિને દોષ દે છે: આના કરતાં અનુકૂળ સમય પ્રાપ્ત થયે દીવાળી ઉજવવી, એ જ સમયને અનુસરી ઉત્તમ ગણી શકાય.

વળી આજકાલ વ્યસનોનું બંડ એટલું બધું વધી ગયું છે કે, તેના યોગે કેટલાંક તો રખડતા ભિખારી બની ગયા છે; અને કેટલાંક ભિખારી લોકો બિડીની પણ ભીખ માંગતા નજરે પડે છે.

અફીણીઓ, દારૂબાજો, ભંગી ભગતો, ગાંજો અને ચરસ પીનારાઓ, તેમજ કોકીનના શોખીનોએ દેશની દુર્દશા કરવામાં કાંઇ પણ કચાસ રાખી નથી. એ તો અટ્ઠલ વ્યસનીઓ ઠર્યા; પરંતુ આજકાલ કેટલાંક કુટુંબોનો ફક્ત રોજનો ઘરનો ચાલુ ચાહ કૉફી, પાન સોપારી, બીડી વગેરે ફાલતુ વ્યસનોના ખર્ચનો અડસટ્ટો કાઢવામાં આવે તો સહજ એક કુટુંબનો નિર્વાહ ચાલી શકે, બલ્કે તેથી પણ વધી જાય એટલો જણાશે; જ્યારે હિંદુસ્થાનમાં અસંખ્ય લોકો નિરાધાર થઇ પડ્યા છે અને ન જોઇ શકાય એવી કંગાળ દશા ભોગવે છે. આ શું ઓછું ત્રાસજનક છે? **ઇશ્વરે દરેક ચીજ મનુષ્યને માટે બનાવી છે અને નહીં કે બધી ચીજોની સેવા ઉઠાવવા માટે મનુષ્યોને ઉત્પન્ન કર્યા છે;** એટલે કે મનુષ્ય સર્વોપરી ભોક્તા ગણાય અને બાકી સર્વ વસ્તુઓ ભોજ્ય પદાર્થ ગણી શકાય. છતાં આ મહદ્ સૂત્રને સર્વથા ભૂલી જઈ, લોકો વ્યસનોના (અયશ આરામની ચીજોના) કેવળ ગુલામ થઈ રહ્યા છે. કેટલું આશ્ચર્યજનક?

હા. કેટલાંક દ્રવ્યના ગર્વથી ઉન્મત્ત શ્રીમાનો સવાલ કરશે કે "શું ત્યારે છતે પૈસે અમારે રાખ ચોળી સાધુડા બની જવું ? શા માટે પ્રભુએ આપેલા પૈસાનો યથેચ્છ મોજશોખમાં ઉપયોગ ન કરવો ?"

અલબત્ત, બંધુઓ, યથેચ્છ પણ યોગ્ય ઉપયોગજ કરવો ઘટે. જરૂર યાદ રાખજો કે "**પ્રભુની મહેરબાનીનો ગેરઉપયોગ કરવાથી અવશ્ય દુષ્પરિણામજ આવશે.** પ્રભુએ પોતાની પ્રભુતાનું પ્રતિનિધિત્વ આપને સોંપ્યું છે ખરૂં, પરંતુ, આ વિશ્વરૂપી અરિસામાં તેનું યોગ્ય પ્રતિબિંબ નહીં પડે તો તે વિશ્વવિરાટ્ સર્વશક્તિમાન્ પરમાત્માના પ્રજ્વલિત ક્રોધાંગારથી યા તો એ અરિસાનો અગર તો ઉપર્યુક્ત પ્રતિનિધિત્વનો નિમિષ માત્રમાં વિધ્વંસ થશે. સમય ચાલ્યો જશે, હાથ આવેલી બાજી ક્ષણમાં બગડશે, અને છેવટે હાથ ઘસવાનો વખત આવશે. પ્રભુની કૃપાને માનતા હો, સમજતા હો અને ચાહતા હો, તો તેના સૃજેલા અન્ય પ્રાણીઓ તમારાજ નિરાધાર બંધુઓ તરફ પ્રથમ રહેમ નજર, દયાભાવ અને લાગણીમય હૃદયથી જોતા રહો. તેમના દુઃખે દુઃખી અને તેમને સુખે સુખી બનતા શીખો. તેઓના હૃદય વાંચતાં શીખો. તમારાથી બની શકે ત્યાં સુધી તેમને હાથ આપો. બંધુઓ ! એ હિન્દી બાંધવો ! આને માટે આપને દૂર જવાની જરૂર નથી. વધુ પરિશ્રમ લેવાની જરૂર નથી. માત્ર તમારે વૃત્તિઓ જ કેળવવાની છે. સાથે સાથે થોડો સ્વાર્થ છોડવો પડશે. હાય ! હિંદુસ્થાન ! ઓ એક સમયના સુવર્ણપુર હિન્દુસ્થાન ! આજ તારી શી દશા ! સેંકડો હજારો અરે લાખો મનુષ્યોને પુરૂં એકવેળ ભોજન નથી મળતું; અને તારા ભાગ્યે નિર્માણ થયેલા પ્રભુના પ્રતિનિધિઓ સમય સમજ્યાં વિના યથેચ્છ વૈભવો ભોગવવામાં જ પોતાની પ્રભુતા સમજે છે. પ્રભુ, તેમને સદ્બુદ્ધિ આપો ! તેમના અંતરમાં સત્ય પ્રેરણા કરો !

આપણી આંખોને (અમુકજ પસંદગીનું) વ્યસન છે, નાકને (અમુકજ ગંધનું) વ્યસન છે, કાનને (લોકોની ચેષ્ટા સાંભળવાનું) વ્યસન છે, જીભને

(અમુકજ સ્વાદોનું) વ્યસન છે, શિરને (છત્રનું) વ્યસન છે, પગને (પગરખાનું) વ્યસન છે, અને ચામડીને પણ (ઝીણા જાડા વસ્ત્રોનું) વ્યસન છે, અર્થાત્ આપણું આખું શરીર ઓતપ્રોત (અંદરથી અને બહારથી) વ્યસનોમાંજ રચી પચી રહેલું છે. જ્યાં સુધી આપણે આંખોના પડળો ખોલીને એ વ્યસનોને શોધી શોધીને હાંકી કાઢીશું નહીં ત્યાં સુધી, આ જીંદગીમાં આપણી ઉન્નતિનો માર્ગ સરળ થવો સર્વથા અશક્ય છે.

મનુષ્ય પ્રાણી પોતાને સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ અથવા ઉચ્ચતમ હોવાનું ગુમાન ધરાવે છે પરંતુ ઘણાં ખરાં તો આવા સાધારણ વ્યસનો આગળ ગરીબ ગુલામ જેવા બની જાય છે; જ્યારે બહારથી સ્વરાજ્ય મેળવવાનો ડોળ ઘાલે છે. શ્રીદેવી એમનાથી દુર ન્હાસે છે. સ્વરાજ્ય દેવી એમને દેખી આંખો મીંચી દે છે. ધૈર્ય એમનો સંગાથ તજી દે છે અને વ્યસની વિષયી લાલચુ બાયલાઓજ માત્ર તેઓના સાથી થાય છે.

વળી કેટલાંક ઘરોમાં ઔષધરૂપી વ્યસનોએ એટલી જડ ઘાલી છે કે તેના વ્યસનીઓ પોતાનું ઘર મૂળમાંથી ઉખડી જાય ત્યાં સુધી પણ તેના મોહને છોડતાં જ નથી. તેઓનું સૂત્ર એકજ ધોરણે ચાલ્યું આવે છેઃ– 'ભુખ ના લાગે કે ડૉકટરની દવા લેવી; દવા લઇ પાછું ડબલ ખાવું એટલે સહજે અજીર્ણ થાય, ત્યારે વળી ડૉકટરને ત્યાં જવું, અને દવા લઇ ફરી ખાવા પીવાનું ભાન ન રાખવું:' જેથી શિરોવેદના, પેટદુખી, જ્વર યા અણધાર્યા ભયંકર રોગોને પુષ્ટી મળે છે. એટલે બિચારા ડૉકટર લોકોની રોજી ચાલુ રહે છે. કહેવત છે કે આંધળો દળે અને કુતરો ખાય, પરંતુ કુદરતી નિયમો પાળવાનું તેઓને સૂઝતું નથી.

ઘરડાંઓનાં સહેલાં હાથનાં ઉપાયોને તેઓ હસી કાઢે છે. જમાનાને અનુસરતા દાખલા પણ જોશો તો જણાશે કે કોઇ પણ જાતનું મશીન યા એન્જીન એકવાર બગડ્યા પછી તેમાં વધુ સ્ટીમ યા કોલસા ભરવાથી તે ચાલશે નહીં; પણ કચરો કાઢી નાંખી સાફ કર્યા પછી જ તે

પાછું સારી રીતે ચાલી શકશે. તો તદનુસાર આપણું શરીર યંત્ર બગડ્યા પછી તેના ઉપર ખોરાકનો વધુ બોજો લાદવાના ઇરાદાથી દવા લેવા કરતાં અપવાસ નિયમો શા માટે પાળવામાં ન આવે ? પરંતુ આપણે તે નિયમો ભૂલી ગયા છીએ અને આ વિલાયતી વ્યસનોમાં સજડ સપડાયાં છીએ. અલબત, પૂર્વ કર્મના ભોક્તવ્ય દોષો આ જન્મમાં કુદરતી જીવલેણ વ્યાધિના રૂપમાં પરિણત થયેલાં પણ કેટલાંક દાખલાઓમાં જણાય છે ખરાં; પરંતુ તે ઘણી જ થોડી સંખ્યામાં હોય છે. ઉંડાણમાં ઉતરતાં સ્પષ્ટ સમજાશે કે આપણાં અસલ વૈદિક યમ નિયમો પાશ્ચિમાત્ય લોકોએ એક યા બીજી રીતે ઘણી જ યુક્તિ પુરઃસર ગૃહણ કર્યાં છે, જ્યારે આપણે તેને સદંતર ઉંચા મૂકી દીધાં છે.

અહો, વ્યસનોમાં રચીપચી રહી અંધ બની ગયેલ હિંદવાસીઓ, હજી પણ તમારી આંખો ખોલો અને જુઓ કે એ વ્યસનોએ તમોને શી સ્થિતિએ લાવી મૂકયા છે.

સ્વતંત્રતાના સોનાના કલ્લાં હાથમાંથી ચાલ્યા ગયા છે અને પરતંત્રતાની લોહાની બેડીથી હાથ જકડાઈ ગયા છે; હાર ચાલ્યો ગયો છે અને દામણું (ઢોરોના ગળે બાંધવાનું દોરડું) તેની જગોએ આવ્યું છે. તમારી (કેશરીઓની) પ્રાર્થનાઓ પાશ્ચિમાત્ય લોકોને હાસ્ય વિનોદનો વિષય થઈ પડ્યો છે. છતાં, તમારી માતા સ્વરાજ્યદેવી હાથમાં ખુલ્લું ખડ્ગ લઇ ચોમેર દુષ્ટો સામે ઘૂમે છે. અને તમોને વારંવાર સાવધ થવા પોકાર કરી રહી છે. સચેત થાઓ, સાવધ થાઓ, અને જુઓ કે પરિસ્થિતિ શી છે. આત્મબળ–હથિયારથી દૂર્વ્યસન–બેડીઓ તોડી, રક્ષા કરતી માતાને રાહત આપવા કમર કસો. બ્હીકણ બાયલાપણું છોડી દઈ આગળ ધસો. વિશ્વાસનો વાવટો સામે રાખી પાછા પગ નહીં કરતાં, દુષ્ટો ઉપર એકદમ તુટી પડો. જુઓ જુઓ સામે વિજયદેવી વિજય–માળ તમારા શિરોમાં આરોપવા એકીપગે થઈ રહી છે.

## સંવત ૧૯૭૭ કાર્તિક શુકલ ૧.

### (રાગઃ–રળિયામણી ગુજરાત જોવા જોગ.)
### (વિલંબીત ચૌતાલ).

વિક્રમતણું આ વર્ષ જે, નવલું જુઓ છો હર્ષથી,
બળતું દિસે અંતરથકી, નાના વ્યસનના દર્શથી;
જે દેશ વિક્રમનો હતો, તે દેશના સંતાન આ,
આદેશ ક્રમને તોડતા, ચક્રમ બન્યા ધરી મૂઢતા.
અભિમાન હોયે દેશનું, સેવા કરો તનમન થકી,
પાછાં પનોતા ના ધરો, ધનથી યદિ તે થઈ શકી;
નિજ બંધુઓ અજ્ઞાનથી, સડતા વ્યસન ગર્તા મહીં;
તેને બચાવા આદરો, યત્નો ભલે કષ્ટો સહી;
નિજ દેશનો પૈસો અરે, પરદેશમાં ઘસડાય જ્યાં!
તેને જતો અટકાવવા, આંખો મીંચામણ થાય કાં?
નિજ દેશ બંધુઓ શિરે, જુલ્મો–સિતમ વરસે જહાં,
ઓ હિંદ વીરાઓ! હજી, શું શાંત થૈ બેસી રહ્યા?
નિર્દોષ દેશી બાંધવો, અન્યાયથી પકડાય છે,
કૈં કેદમાં સપડાય તો, કૈંના શિરોવધ થાય છે;
કૈં બાળકીઓના અરે, શીયળ વ્રતો ભંગાય છે,
કૈંની અરેરે! લાજ, ધોળે દાહડે લૂંટાય છે.
ધન ધાન્ય પરદેશે જતાં, ગાયો તણાં વધ થાય છે,
તોયે બનીને બાયલાં, સાંખી રહ્યા આ જુલ્મ શે?
તે ભીમ અર્જુન પાંડવો, ચૌહાણને ખેંગાર ક્યાં?
તે વીર વિક્રમ કર્ણના, પ્રાક્રમ તણાં પરતાપ ક્યાં?
તે વીર્યના અનુજો તમો, નિર્માલ્યતાને આદરો,
તો કૂખ લાજે માતની, શુરવીર! સજ્જ થઇ રહો.

સમજ્યો. અરે ! પાંચાળ તનયા પણ મુકાઇ સભામહીં,
સમર્થ પાંચ પતિ છતાંયે ધર્મ આજ્ઞા અનુસરી.
ઓ કર્મવીર! તું ધર્મધારી, ટેક તારી રાખજે,
પણ સમજીને શાણા, રખે માતા ઉદર લજવાડજે.
આ રાજ્ય રાણીનું નથી, માઝાં* નથી આ રાજ્યમાં,
સેવક બન્યા સત્તાધિશો, સત્તા ચલાવે સહેજમાં;
હે કાન તો ત્યાં સાન ના, હો સાન તો ત્યાં કાન ક્યાં ?
જ્યાં ભાન માન જબાન ના, બાકી રહે મેદાન ત્યાં.

---

## ભારતભૂમિ.

**(રાગ-હમીર.)**

ભૂમિ ભારતના નર ર...ત્ન અહો...
તવ ચિત્ત વિષે...અભિલાષ દિસે...(૨)
જીવ જે તરસે...તલસે...વિલસે......
ઠરશે દિન ચા...ર તણે...અરસે...—ભૂમિ.

**અંતરો ૧.**

વાદળ થકી ઢંકાયલાં, રવિકીર્ણ છુપાં નવ રહે,
વાદળ વિખૂટાં થઈ જતાં, આત્મ-પ્રકાશે ઝળહળે;
જેના પ્રતાપવડે સદા, આ વિશ્વ ઘટમાળો વહે,
તે નષ્ટ થાયે જો કદી, તો ભાર વ્યર્થ ભૂમિ સહે.
કદિ વિઘ્ન નડે...તવ કા...યૈ વિષે......
શિર હસ્ત હજો...ભૂ દે...વીના...—ભૂમિ.

* મર્યાદા.

અંતરો ૨.

વિણ કેળવ્યે ઘઉં પિષ્ટ, પોળી તો સુંવાળી નહીં બને,
વિણ કેળવ્યે હીરા અને, માણિક્ય પત્થર સમ રહે;
નહિ સંપ કેળવણી છતાં, જળને વલોવ્યા સમ ગણો,
આ નંદ ને જો ચાહતા હો, તો ખરે સંપજ ભણો.
નહિં માન્ય કરો...કદિ આ...પ ભલે......
શિર હસ્ત હજો......ભૂ દે...વીના...–ભૂમિ.

---

## हिंदीयुवक.

हिंदी युवक संसारमें, सब नौकरी करने लगे;
संतान भारतके अभी, सब नौकरी करने लगे.
पंडीत हो या मूर्ख हो, धनवंत वा दारिद्र हो;
व्यापार हुन्नर छोडके, सब नौकरी करने लगे.
पढता हुआ हिंदी युवक, मनमे तरंग उठा रहा;
बॅरीस्टरी सोलीस्टरी और, क्या वकीलीकी मझाह!
पंडीत बनके ढुंढते, अच्छीशी भारी नौकरी;
मूरख बिचारे क्या करे, बस नौकरी! बस नौकरी!
स्वातंत्र्य निजके खो रहे, और अन्यकी बातों करे;
वह कौन घरका न्याय हो, आः नौकरी! बूरी करी.
जो नौकरी करने उचित, सो नौकरी को ना करे;
और नौकरी माफिक जिसीमें, द्रव्य संपत ना ठहरे.
अखंड उज्वल-कीर्तिमय-लक्ष्मी सदा उनको मिले;
जो परार्थे निज द्रव्य, तन मन बुद्धिका, नित व्यय करे.

## સ્વભાવ-ધર્મ.

### (તાલ ઝંપા.)

આમ્ર-તરૂવર પરે આમ્રફળ આવશે,
　　બાવળે કંટકો બાઝશે;
જાંબ જાંબુ વળી શીત છાયા દિયે,
　　તાલવૃક્ષે ઉભા દાઝશે.　　—આમ્ર.
લીમ સીંચો ભલે ક્ષીરથી શતવિધિ,
　　કટુપણું એ કદી ત્યાગશે ?
દૂર્જનો છો ભણ્યાં હો ઘણું ખંતથી,
　　નીચવૃત્તિ નહીં વામશે.　　—આમ્ર.
કાગ ચેષ્ટા કરે ચાતુરી શતગુણી,
　　હંસનો અંશ શું આવશે ?
મોર ઇંડાં કદી ના ચિતરવા પડે,
　　સજ્જનો સજ્જનો કહાવશે.　　—આમ્ર.
સદ્દ વિચારો થકી જે પ્રજા ઉપજે,
　　સંત સમુદાય શોભાવશે;
દૂર્વિચારો મહીં તે જ ઉપજાવતા,
　　નામ કુળનુંજ લજ્જાવશે.　　—આમ્ર.
જે ફળોની તમે આશ ધારો સદા,
　　તે જ તે બીજથી આવશે;
ભાવના ઉચ્ચ હોયે સદા તે નરો,
　　સ્વર્ગ ભૂમી પરે લાવશે.　　—આમ્ર.
ક્ષેત્ર ના શુદ્ધ ત્યાં બીજનો દોષ શો ?
　　ઋતુ વિના સ્વાદુ ફળ લાગશે ?

બાળ લગ્નો કજોડા તજી કેળવો,
  ભાવિ માતા દુઃખો ભાંગશે. —આમ્ર.
હિંદના હીરકણો હિંદ શોભાવશે,
  હિંદ આદિત્ય જ્યાં જામશે;
દુષ્ટ સત્તાધિશો પુંઠ ત્યાં દાવશે,
  દુષ્કૃતિના ફળો પામશે. —આમ્ર.
ધીર ધર હિંદ અવિંદ જાગે લગી,
  કષ્ટ તારા સહુ કાપશે;
વાંસના સદ્દવિચારો થકી ગુંથજે,
  હાથ હેતે હરી આપશે. —આમ્ર.

---

## બારડોલી સત્યાગ્રહ (રૈયતનો પડકાર) તા૦ ૧-૮-૨૮.

### અમે મરશું ન મારીશું કબુલત લેખ દીધો છે.

(ગઝલ.)

થશે સરકાર ઝાલીમ તો, અમારૂં શું કરી લેશે?
અમે તૈયાર મરવા ત્યાં, વધુ એ દુઃખ શું દેશે?
અમારા દેશને કાજે, અમે તો ભેખ લીધો છે;
અમે મરશું ન મારીશું, કબુલત લેખ દીધો છે.
વીધાતા વક્ર થાશે તો, બધાં ઘરબાર લૂંટાશે;
(પરંતુ) અમારા આત્મબળ સામે, ન ટક્કર એ કદી દેશે.
ભલે સરકાર વાંકી રે,' અમે સીધી કરી લઇશું;
અમારા હિન્દને માટે, ખરો ફાળો અમે દઇશું.
(શું?) અમારા ધર્મના ઝઘડા, તમે લેખી સતાવો છો?
( ,, ) અમારા જાતીના ઝઘડા, તમે દેખી દબાવો છો?

મુંબઈના સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત



વૈદ્યરાજ પ્રતાપરાય ત્રંબકલાલ.





યોગ દૃષ્ટિ.

ભલે ને ધર્મ જુદાં છે, ભલે જાતી બખેડાં હો;
અમે સૌ એક માતાના, સમો આવે તમે જોશો.
(શું ?) વિધર્મી ને વિદેશીઓ, સમયનો લાભ લઇ જાશે ?
સમો એ તો ગયો ચાલી, હવે ના લાભ કંઇ જોશે.
કદી શું રાક્ષસો ચૂસે, વધારે રક્ત રૈયતનું ?
જીવે જે રૈયતો ઉપર, બન્યા હો આમ પુષ્ટ–તનુ !
ખુદાઇ ન્યાયનો દિલમાં, હજીયે કાંઇ ડર રાખો;
નહીં તો માનજો આવ્યો, તમારો દાહડો વાંકો.
તમે જુલ્મી ભલે જુલ્મો, ગુજારી મારશો અમને;
અમે મરશું છતાંયે, એ કૃતિ ના ઠારશે તમને.
અમે નિઃશસ્ત્ર છઇએ ને, હજી નિઃશસ્ત્ર રહી લઢશું,
તમારા અસ્ત્ર શસ્ત્રોને, સીધી છાતીએ ઝીલીશું.
તમારા કૃત્યના ફળ તો, અવશ્યે ચાખવાં પડશે;
તમારા બાલ બચ્ચાંઓ, છતે પૈસે ભૂખે મરશે.
અમે સત્યાગ્રહી શૂરા, ન ખાલી મુંડ હાલવશું;
ખરૂં જે ભાસતું અમને, અમે એ સર્વ દાખવશું.
હવે તો હદ થઈ હાર્યા, તમારા સર્વ વચનોથી;
નહીં જો ન્યાય દેશો તો, હલાવીશું કુવચનોથી.
અમે સત્યાગ્રહી શૂરા, કદી ના પુંઠ દાખવશુ;
અમારા હિંદને કાજે, અમારા પ્રાણ આપીશું.
(જો) કરે ઇન્સાફ રૈયતનો, ખરો રાજા થઇ રહેશે;
ન રૈયત માનશે રાજા, સ્વહસ્તે રાજ્ય ભ્રષ્ટ થશે.
નથી પટ્ટો લખી આપ્યો, ઇસુએ જુલ્મગારોને;
સતાવી પુષ્ટ થઈ રહેવા, રીબાવી શસ્ત્રહીનોને.

(છતાંય) તમારા પાપનું ભાતું, ભલે ભરપૂર બાંધી લ્યો,
તમારાથી બને તે સર્વ, સામગ્રી ભરી લઈ લ્યો;
(જો) જવું હો નર્કને દ્વારે, ન આશા સ્વર્ગની રાખો,
તમારા કૃત્યના પૂરા, કદાપિ ફળ તમે ચાહો.
બન્યું બારડોલી પાણીપત, શૂરા ઓ હિન્દીઓ જાગો!
તજી મતભેદ સઘળાંએ, હવે એ ઉદ્યમે લાગો.
તમારી સર્વ શક્તિઓ, બતાવા સત્ય છે તક આ;
ગુમાવી તો ગુમાવ્યું સર્વ, જાણો, દોષ દેજો ના.
બધાં હિંદુ, મુસલમીન, પારસી, સંતાન ભારતના;
ભલે ધર્મે રહ્યા જુદાં, છતાં સૌ એક માદરના.
નથી આ સ્વાર્થ કંઈ અંગત, નથી અંગત લઢાઈ આ;
રહ્યો છે પ્રશ્ન રાષ્ટ્ર તણો, જુઓને સ્થાન ભારત ક્યાં?
તજી આપસના ઝઘડા સૌ, હવે તૈયાર થઈ ડોલો;
વધાવી લ્યો ભલાં '**વલ્લભ**', અને બારડોલી જય બોલો.

---

# પંજાબના વીર કેસરી શ્રી. લાલા લજપતરાયના અવસાન સમયે.

**(લલિત.)**

**લા**લશે થયો, અદૃશ્ય આમ તું?
**લાભ** કૈં દીઠો, આવ્ય બાપ તું!
**લ**ક્ષધા ત્રુટે, તાર ઉરના;
**જ**લ્દિ આવને, હોય ધીર ના.

પક્ષધાતિયું, ભાગ્ય હિંદનું;
તન્ત્ર રાજ્યનું, વિશ્રામ દષ્ટિયું.
રાખીને હ્રદે, હિન્દ લાગણી;
યન્ત્ર ચાલતાં, આવજે ત્વરી !

---

## પંજાબ કેસરી શ્રી. લાલા લજપતરાયનું અવસાન.

નથી સમય રડવાનો બાંધવો ! થાવ હવે તૈયાર,
બાંધવો ! થાવ હવે તયાર;
મરણ ન મૂકે કદી કોઇને, હાથ ધરો હથીઆર:
બાંધવો ! થાવ હવે તૈયાર.

ઉદય થાય તે અસ્ત થવાને, અસ્ત ઉદયને કાજ;
ચઢતી પડતી હોય વિશ્વમાં, સદૈવ સારે કાજ:
બાંધવો ! થાવ હવે તૈયાર.

જીવે તે મરવાના જાણો, મરણ જનમને કાજ;
જનમ મરણ ઘટમાળ વિશ્વની, શે થાવો નારાજ ?
બાંધવો ! થાવ હવે તૈયાર.

રોળાણો પંજાબ કેસરી, લેવા જતા સ્વરાજ;
ત્યમ રોળાયા કૈંક વીર નર, ન્યાય ધર્મને કાજ:
બાંધવો ! થાવ હવે તયાર.

શૌર્ય ભર્યું એ મોત, મોત ના, અમર જીવન મહારાજ !
ડર મૂકી દે હિંદ મોતનો, સ્હેજે મળે સ્વરાજ:
બાંધવો ! થાવ હવે તૈયાર.

જીવ્યું જીવન તેણે જગમાં, દેશ ધરી દિલ દાઝ;
મુવો છતાં જીવ્યો જાણો એ, મોત નહિં શિર તાજ:
બાંધવો ! થાવ હવે તૈયાર.

જીર્ણ વસ્ત્ર ફેંકી દેવાતા, નૂતન અંગ ધરાય;
દીવ્ય દેહ ધરશે નિશ્ચે ત્યમ, **લાલા લજપતરાય:**
બાંધવો ! થાવ હવે તૈયાર.

---

## ગૌમાતના પોકાર.

### કહો ગોપાલ એ ક્યાં છે ?

**ગઝલ.**

"હવે ગૌ પાલનારા એ, કહો ગોપાલ એ ક્યાં છે ?
જશોદાના દુલ્હૈયાજી, કન્હૈયાલાલ એ ક્યાં છે ?
કન્હૈયાના ખરા ભક્તો, હવે ગોવાળ એ ક્યાં છે ?
અમીરસ સારતી આંખે, હવે ગોપીજનો ક્યાં એ ?
ગયો કાલિંદીનો કાંઠો, નથી યમુના કિનારો એ;
ન વૃંદાવન ન ગોકુળ એ, ન બંસી છેડનારો એ !
મધુરાં સ્વર દેનારા, હવે એ વાંસ પણ ક્યાં છે ?
લતા પત્રાદિકોમાંએ, હવે એ વાસ પણ ક્યાં છે ?
ગયો એ યુગ પલટાઈ, હવે તો હદ થઈ હારી;
બખેડાં ધર્મના જ્યાં ત્યાં, ખરો કલિયુગ આવ્યો' રી" !

---

# હવે ગોપાલ આવોને બચાવોને અધર્મ થકી!

**કવ્વાલી.**

"હવેના હિન્દીઓ બાપુ, અમારૂં માંસ ખાનારા;
કરે અપકાર ઉપકારે, બન્યા છે હાય હત્યારા!
કહાવે હિન્દીઓ પોતે, ખરા ગોપાલના ભક્ત;
દહીં માખણ મહીં ખેલે, સદા સંસારમાં રક્ત.
વછેરાંઓ અમારાં તો, વલેખાં મારતા રહેતાં;
કસાઈ રેંસતા ગાયો, છતાં દિલ દાઝ ના ધરતાં.
કન્હૈયાએ વસાવ્યું'તું, અમારે કાજ વૃંદાવન;
મળે ના પેટભર અમને, હવે તો ભાઈ સૂકું તૃણ!
ભભૂકે છે હૃદયમાં આગ, એવી કે શમી જાવું,
ધરાના ગર્ભમાં હાવે, ન હિન્દી હાથ જઈ રહેવું!
બધાં સ્વાર્થી અમે દેખ્યા, મળ્યું પય ત્યાં સુધી પીધું;
ન ખાવા ઘાસ પણ દીધું, અરે રક્તે ચુંસી લીધું!
ધરાયા ના હજી એથી, કરે કલ્પાંત વાછરડાં;
ન એનીએ દયા લેતા, કસાઇ હાથ દાંતરડાં!
અરેરે! લોભ માનવનો, કરે શા ભ્રષ્ટ ધર્મ થકી!
હવે ગોપાલ આવોને, બચાવોને અધર્મ થકી"!

---

# પુરાવો એ કન્હૈયાનો, બધી આલમ લખી રાખે.

**ગઝલ.**

"બધે ધર્માંધતા વાધી, ખરી બુદ્ધી ન કયાં લાધી;
બન્યા પાખંડીઓ નેતા, સમયસર યુક્તિઓ સાધી.
ધમંડીબાજ લોકોએ. અનર્થો ધર્મના કીધાં;
ઇસુ જરથુસ્ત કે પયગંબરોને શીર એ દીધાં.
મનેશા પુરવા આવા, બન્યા કે લોક હત્યારા;
મનાવી ધર્મને નામે, ચલાવી ગાય હત્યા ક્યાં.
નથી પયગંબરે કીધું, ભલા ઇસુખ્રિસ્ત કયાં કહે છે ?
અવસ્તા બાઇબલે કોરાન, જેની સાખ દઇ રહે છે.
જવા દો માર્ગ પરમાર્થી, અરે કાંઇ સ્વાર્થ તો શીખો !
ખુદાઇ ન્યાય મેળવવા, ભલા કાંઇ માર્ગ તો રાખો !
અમે હિન્દુ, મુસલ્મીન, પારસી, સૌની કરી રક્ષા;
ન જાતી ભેદ કંઇ રાખ્યો, બધાં હિન્દી ગણી રક્ષ્યા.
બધાંએ હિન્દમાતાના તમે સંતાન બંધુઓ;
હજી સમજાય તો બાપુ, સમયસર ભૂલ સમજી લ્યો !
બતાવ્યું છે કન્હૈયાએ, દહીં માખણ મહીં ખેલી,
ખરી જે શક્તિ હિન્દોની, રહી ગૌમાતમાં રેલી.
કર્યો સંહાર અસુરોનો, દહીં માખણતણાં બળથી;
ન માંસાહાર કીધો તો, કન્હૈયાએ કદી છળથી.
પુરાવો એ કન્હૈયાનો, બધી આલમ લખી રાખે;
ન શક્તિ માંસમાં એવી, દધી ઘૃત દુગ્ધ જે દાખે."

---

## ગયા ક્યાં વૈશ્નવો શૂરા !

"ગયા ક્યાં વૈશ્નવો શૂરા ! હજી આલસ્ય કાં રાખો?
નમાલા કાં બનો બાપુ ! 'કરે ગૌમાત પોકારો.
અમારા બાળને છોડી, તમારાં બાળ પોષ્યા છે;
કદર આવી કરો તો તો, ખરે ગોપાળ રોષ્યા છે !
ચમન બાજી મહીં પૈસો તમે, મુબલક ઉડાવો છો,
શહેરી જીંદગી ફેશન મહીં, સાથે લુંટાવો છો;
છરીઓ સાથ આ ઉભા, જુઓ સામે કસૈઓને,
મરે છે માત, આવીને હવે સત્વર બચાવોને !

---

## અહિંસા માર્ગમાં મુક્તિ.

"અમારા પુષ્પની સૌરભ, ખરી લીધી કન્હૈયાએ;
ન બીજાં તો કશું સમજ્યા, ખરા કૃત્યાજ હૈયાં એ.
(ઉલટું) લઈ ઈર્શા મુસલ્મીનો, કરે વિધ્વંસ ગાયોનો;
નમાલા હિન્દુઓ કરતાં, ગુમાવ્યો કાબુ કાયાનો.
તમારાં ધર્મ ઝઘડાંનો, વિદેશી લાભ લઈ જાયે;
લઢે બે બીલ્લીઓ ઘરમાં, ચુકાવે મર્કટો ન્યાયે !
ન મચ્છીમાં રહી શક્તિ, નથી કો' માંસમાં શક્તિ;
ન બીજે ક્યાંય એ શક્તિ, રહી ગોદુગ્ધમાં શક્તિ.
પ્રભુમાં હોય જો પ્રીતિ, સ્વધર્મે હોય જો ભક્તિ;
ગણો જીવો બધાં બન્ધુ, અહિંસા માર્ગમાં મુક્તિ."

---

## શ્રી મહા ગુજરાતનું મંગલ સ્તવન.

**(રાગ હમીર.)**

જય જય જય વિજયી ગુજરાત; (૨)
ઉજ્વલ અરૂણુ પ્રભાત—જય જય.
સંકટ હરણી તું જ તું જ તું, (૨)
તું માતા, દેવી તું, ત્રાતા
હિન્દતણી સાક્ષાત—જય જય.
બાહુ-બલી તું, એ જ એક મત, (૨)
સંકટના સમયે નીપજાવ્યા,
વીર નરો વિખ્યાત—જય જય.
બુદ્ધિ-બલ તું, કાવ્ય-કુંજ તું, (૨)
પ્રોત્સાહન દેનાર તત્ત્વ તું,
હું બાલક, તું માત—જય જય.

---

## નિજાનંદે મસ્ત રહેવું.

ભલાં હો ભારતી ભૈયા, અધીરા ના થઈ રોવું;
ભજીને ભારતી મૈયા, નિજાનંદે મસ્ત રે'વું.
ગણ્યું પ્યારૂં પ્રભુએ તે, ખરૂં પ્યારૂં કરી લેવું;
પડે તે તે કષ્ટ સ્હેવું; નિજાનંદે મસ્ત રે'વું.
ન દુઃખોથી ડરી જાવું, સમો આવે મરી જાવું;
"કરે તે હિન્દ" એ કે'વું, નિજાનંદે મસ્ત રે'વું.
હશે જો કર્મ કૂડાં તો, ફળો ક્યાં આવશે રૂડાં?
રૂડે રંગે સદા જોવું, નિજાનંદે મસ્ત રે'વું.

# તત્ત્વ-પ્રકાશ.



## નિવેદન.

**(રાગ સવૈયા)**

મુંબાપુરીના મધ્ય ભાગમાં, વૈદ્યરત્ન બહુ કરે નિવાસ;
એક એકથી અદકાં ડાહ્યાં, સુજ્ઞજનો રાખે વિશ્વાસ. ૧

મધ્યભાગ ભૂલેશ્વર કહીએ, દેવાલયનું સ્થાન નિદાન;
સ્થાન અમારૂં તત્સમીપ છે, વાત કહું સુણ દઇને ધ્યાન. ૨

મિત્ર એક મારા બહુ જ્ઞાની, વૈદ્ય વિભૂષણ રૂપ અગાર;
નામ પ્રતાપ પ્રતાપ ખરો એ, ગૌર વર્ણ ગુણનો ભંડાર. ૩

ગોઠવણી જુક્તિથી રાખે, નાનકડી એકની માંય;
ગાદી તકીયા કાચ કપાટો, ઔષધનો સારો ભંડાર. ૪

રાજવૈદ્ય પ્રપિતા કહેવાતા, ગયા દેવને શરણે જ્યાંય;
ખાલી ગાદી રહી કુંડલા, પિતા તેમના ચલવે ત્યાંય. ૫

તે જ સમયથી મિત્ર અમારા, ચલવે મુંબાપુરીમાં કામ;
વિનય ભાવ ને પ્રશસ્ય પ્રતિભા, સંભાળે વડીલોનું નામ. ૬

એક સમય બેઠાં'તાં બન્ને, મિત્ર અમે કરતા'તાં વાત;
સુંદર—શૈલી—યુક્ત વિનોદી, મિત્રે ત્યાં દીધું દૃષ્ટાંત. ૭

ભાવપૂર્ણ દૃષ્ટાંત સુણી, ખેંચાણું લખવા મારૂં ચિત્ત;
સત્યાસત્ય તમે જોવું, છે છાશ મહીં સુંદર નવનીત. ૮

× × × × ×

## દૃષ્ટાંતઃ-

એક સમય કો રાજા-મંત્રી સ્નેહ-બંધુઓ હતા સમાન;
સમય પરત્વે એક બીજા સારૂં આપે પોતાના પ્રાણ. ૯
બાગમહીં ફરતાતા બન્ને, મિત્રો એક દિને સંગાથ;
સામે બોરડીએ ફળ દીઠું, સુંદર ઝોલા ખાતું રાય. ૧૦
લોભાણું રાજાનું મન, તે લેવા ઉંચો નીચો થાય;
પવન હલાવે પાંદડીઓ પણ ડાળી તો નહીં નમે જરાય. ૧૧
મંત્રી ત્યાં કહે છે રાજાને, 'આપ જરા ઘુંટણીએ થાવ;
પીઠ ચઢી હું લાવું એ ફળ, હોંસે આપ પછીથી ખાવ'. ૧૨
નિર્મળ હૃદયી રાજપુત્ર, તત્ક્ષણે થયો જયમ ચાર પગો;
મંત્રી ચારે મેર જોઇને, થયો સ્વાર ક્ષણમાંય અહો! ૧૩
કોઈ જોતું નથી મારૂં આ નીચ કાર્ય, મનમાં ધારી;
તોડી લઈ સુંદર ફળને પળમાં ઉભો ભૂ-પગ-ધારી. ૧૪
રાજા તો સુંદર ફળ દેખી, હર્ષ સાથ ભેટયો મિત્ર;
જ્યાં ખરર ખરર સાદ સાંભળ્યો, મંત્રી બન્યો જેમ ચિત્ર. ૧૫
'કોણ અહીં છે મૂર્ખ અરે'? કહેતામાં આવ્યો એક જણો;
નમસ્કાર રાજાને કીધાં, ક્રોધ મંત્રીપર દીસે ઘણો. ૧૬
આસો પલ્લવ વૃક્ષ ઘટામાં, દાભ વાઢતો માળી એક;
જોયું તેણે સર્વ દૃષ્ય આ, મનમાં પામ્યો છે બહુ ખેદ. ૧૭

**માળીઃ**-(સ્વગત) "હદ કીધી બાપુ આને તો, ચઢયો ઘણું એ તો ઉંચે;
નિશ્ચે થોડા સમય મહીં, પટકાવો બહુ દેખું નીચે." ૧૮

**રાજાઃ**-'કહે અલ્યા તું કોણ, અને સંતાયો' તો અહિંઆ શા કાજ?
સત્ય બોલ તો શીપ રહેશે, નહીં તો મોત સમજવું આજ. ૧૯

**માળી:**–"કૃપાનાથ કાં ક્રોધ કરો છો! અમે ખેડુતો રૈયત આપ!
દાભ વાઢતો હતો ઝાડ નીચે, એમાં શો ક્રોધ અમાપ! ૨૦
શાંત થઇને રાજા બોલ્યો, "જે તારે જોઇએ તે માંગ;
ધ્યાન રાખજે વાત આજની જાય નહીં મુખ બ્હાર લગાર." ૨૧
**માળી:**–"ભલું બાપજી ભલું, આપ સંતોખ્યા હો તો એમ કરો;
'આ દિવાન છે તારા કુળનો' એ વાક્યનો નિષેધ કરો. ૨૨
તામ્રપત્રપર લેખ આપનો, સહિ સિક્કા સાથે આપો;
'દિવાનકુળનો આજથકી તું નથી કુટુંબી,' એ ભાખો." ૨૩
**રાજા:**–"અરે ભાઈ આ શું માંગે! ગાંડો ઘેલો તો થયો નથી?
માંગ એવું કે, દળદર તારૂં, દૂર વસે જઈ આજથકી." ૨૪
**માળી:**–"પ્રભુ રોટલો દે છે અમને, આપ કૃપાએ વધુ સુખી;
સંતોખ્યા હો દીનપરે તો, આપો, સમજું દયા કરી." ૨૫
વચની રાયે દુર્દૈદ દેખી, કર્યો ઉપરનો કોલકરાર;
વાતો કરતાં વહી ગયા જ્યાં, વર્ષો ઉપર બે ત્રણ ચાર. ૨૬
એક સમય એવો આવ્યો કે, છંછેડાયો છે રાજન;
મંત્રી દૂર થઈ મંત્રીની, વૈર વસ્યું છે એને મંન. ૨૭

× × × × ×

**રાજા:**–"અરે નીચ મેં કૃપા કરી, પદવી દીધી તુજને ઉંચી;
માન ન રાખે જરા અમારૂં, ઉપદેશે આંખો મીંચી. ૨૮
માળીના કુળમાં જન્મ્યો તું, છેક માળીડો ખરો ઠર્યો;
તું શું જાણે રાજકાજ, છટ્! ખબરદાર! જો શબ્દ કર્યો. ૨૯
રસ્તો માપ અહીંથી હમણાં, હાલ હાલ ચાલ્યો જા બ્હાર!
મસ્તકની પરવા રાખે તો, મુખ દાખીશ ના બીજી વાર!!" ૩૦

**મંત્રી:**-"કૃપા ખરી પ્રભુની, જેણે, બલ ને બુદ્ધિ આપ્યા મુજને;
બન્યો નિમિત્ત નમાવા, ભૂપ ભલભલાં આપ ચરણ રજને. ૩૧
આપ કૃપા પણ પ્રભુ કૃપાએ, કહો આપ શું કરી શકો?
વક્ર થઈ ભ્રકુટી પ્રભુની જ્યાં, ડગલું એક ન ભરી શકો. ૩૨
**રાજા:**-'ચૂપ મૂર્ખ! બકવાટ છોડ'! કહી ખડ્ગ મૂઠપર હાથ ધર્યો;
આંખો રક્ત જોઈ રાજાની, પહેરેગીરે દૂર કર્યો. ૩૩
**મંત્રી:**-(જતાં જતાં) રંગમહેલ જ દેશવટો, યદિ મિત્રતણું સુખ એથી વધે!
(પણ) ભ્રષ્ટ સખા નિતિધર્મ થતાં, શિદ પ્રાણ શરીર વિષે અટકે! ૩૪

× × × × ×

ઢંઢેરો પીટવ્યો નગરોમાં, "દિવાન પદથી ભ્રષ્ટ કર્યો;
દિવાન સાથે સર્વ કુટુંબી, રાજ્ય-ભૂમિથી દૂર કરો." ૩૫

× × × ×

હાંકી કાઢ્યા સર્વ કુટુંબી, પછી ગયા જ્યાં માળી એ;
રાજ્ય બહાર જવાનું કહેતાં, તામ્રપત્ર ઝટ દીધું તે. ૩૬
સઘળાં દેખી વિસ્મય પામ્યા, લઈ ગયા રાજાની પાસ;
દીર્ઘદષ્ટિ દેખી ખેડુતની, રાજા પણ પામ્યો ઉલ્લાસ. ૩૭
સંતોષ્યા જ્યાં રાય, દિધાં ખેડુતને પણ, સન્માન ઘણાં;
દ્રવ્ય રત્ન અણમોલાં આપ્યા, નૃપને ત્યાં શી હોય મણા! ૩૮
જે જન ઉપર ચઢે ઘણો, તે પડે એકદમ નિશ્ચે માન;
નહીં રહે આધાર કોઈનો, એ જ મળે વૈદ્યનું નિદાન. ૩૯

× × × × ×

## પ્રતિકાર:-( મિત્ર-લક્ષણ )

હવે જુઓ એ પ્રીત રીત, મંત્રી-રાજાની કેમ વસી;
બંને જણને સોના પેઠે, પત્થર ઉપર જુઓ કસી. ૪૦

મિત્ર હોય છે ઘણાં જગતમાં, સ્વાર્થ-સાધુ તાલી મિત્રો;
ધર્મ-મિત્ર ને કર્મ-મિત્ર, કો'શર્મ મિત્રના છે ચિત્રો. ૪૧
ડગ ડગ ભરતાં મળે મિત્ર એ, પણ સાચો ક્યાં સથવારો ?
અદ્ભુત પ્રેમ વસે રગરગમાં એવા દિસતા વિરલ નરો. ૪૨
સ્વાર્થહીનતા, ક્ષમાશીલતા, હૃદય સરલતા, મુખ્ય ગુણો;
અવગુણ ઢાંકે, વ્યક્ત કરે ગુણ, એકમેક સન્મિત્ર ગણો. ૪૩
મિત્ર થયા બે પહાડસિંહ ને, ચાંપરાજ હાડા રાણો;
દીવ્ય પ્રેમ જ્યાં વહે રગરગે, પ્રીત રીત એવી જાણો. ૪૪
પૂર્ણ પ્રેમી હાડે મૂક્યું માથું, વિશ્વાસે નિજ નારી;
પ્રાણ બચાવ્યા પ્રિયના, થઈ હાડા રાણી ગુણિકા નારી. ૪૫

× × × × ×

મિત્ર બને મંત્રી રાજાનો, એ બનવું છે બહુ મુશ્કેલ;
એકમેકથી વધે જગતમાં, તો જામે છે તેનો મેળ. ૪૬
જગનો તો એ બન્યો નીમ, લશ્કર લઢાઇમાં માર્યું જાય;
જીત થાય તેઓના બળથી, યશ ખાટે સેનાનો રાય. ૪૭
મૃગયા કરવા ગયા રાયજી, લીધું લશ્કર કુત્તા સાથ;
છંછેડી વનરાજ સતાવ્યો, માર્યો મારી ગોળી બાર. ૪૮
થયા કંઇક કુત્તાઓ ઘાયલ, માર્યા ગયા કૈંક સરદાર;
પણ અંતે મહારાજ ધીરવીરે, પાડ્યા પાસા પોબાર. ૪૯
'વાહ બહાદુરો ધન્ય ! નરો ! તમને કહું કે તમ રાજાને;
મોજ શોખ રાજાના પુરવા, છોડી કુદરતી માઝાને. ૫૦
રાજા તો જઈ મહેલ વિષે, યશલીન રહી રસ કેલિ કરે;
હૈયાં ફૂટાં વીર નરોનાં, પત્નિ-બાલ નયનાશ્રુ ભરે. ૫૧

રાજા મંત્રીથી શોભે છે, મંત્રી રાજાથી સરદાર;
રૈયત જો માને રાજાને, તો રાજા રૈયતનો ધાર. ૫૨
ઉપરથી રાજા ઉતરે છે, એ તો સઘળું મિથ્યા જાણ;
ધર્મ નીતિએ ગયો ઉલટો, થયો ભ્રષ્ટ-પદ એ જ નિદાન. ૫૩
વિશમ ભાવના મટી કદી, મૈત્રી કો કાળે વસી નથી;
સ્નેહ-સરિતા શુદ્ધ, મલિન કંટકને માર્ગે વહી નથી. ૫૪
સ્વાર્થહીન રાજા, મંત્રીને, મિત્ર બનાવે, કદી બને ?
મિત્ર હોય એવા રાજાનો, નીચતા શું દિલ વાસ કરે ? ૫૫
રાજા વાજા ને વનચર સહુ, લોક વાયકા એક ઠરે;
કરે ન કદી ઉપકાર, ભુલે બહુ, સત્તાથી મદમાં જ ફરે. ૫૬
પાપ કરે નર, ડગલે પગલે, તેનું ફળ નહીં ચાહે તે;
પુણ્ય કરે કદિ લેશ માત્ર તો, ફળની આશા રાખે છે. ૫૭
પોપટ બેઠો પાંજરીએ, જે બોલે મીઠું લાગે તે;
કૌઓ ભણતો રામ નામ છો, કર્કશ કર્ણ સતાવે એ. ૫૮
સત્ત્વગુણી સદ્‌ગુણ નહીં મેલે, રજોગુણી રાજા રહેશે;
તમોગુણી તામસ ના છોડે, પરિણામે તે પસ્તાશે. ૫૯
માટે સત્ત્વગુણી સજ્જન ! ચેતીને રહેજો તમે સદા;
રજોગુણી રાજા જેવામાં, નહીં ધરો વિશ્વાસ કદા. ૬૦
હોય જુજ લાખો રાજાઓમાં, એકાદો સત્ત્વગુણી;
માટે કરતા પ્રીત કસોટી કરો, જોઈ મંત્રીના ભણી. ૬૧
સ્વાર્થી રાજા હશે મૂળથી, હશે સ્વાર્થમાં પૂરણ અંધ;
સાધારણ ફળ માટે નમિયો, કોણ કહે બળિયો બળવંત. ૬૨
રૂડી દેવા શિક્ષા એ, મંત્રીએ હશે લીધો ઉપાય;
પણ સ્વાર્થી રાજા શું સમજે, લોભીનું ધન કુત્તા ખાય. ૬૩

મંત્રી પણ નિર્માલ્ય હોય, એવું તો, જરી જણાય નહીં;
સ્વાર થયો રાજાને શિર એ, સાધારણતા નહીં નહીં. ૬૪
નિશ્ચે રાજ્યભ્રષ્ટ કુળદીપક, રાજબીજ એ હશે જરૂર;
પણ લાખોમાંનો જ એક એ, સત્ત્વ ગુણી સતનો મગરૂર. ૬૫
નીચ બુદ્ધિ જો હોત એ વિષે, તો શાને કરતે પંચાત;
જે બુદ્ધિથી રાય નમાવ્યો, તે બુદ્ધિથી રાજા થાત. ૬૬
રાજપીઠપર સ્વાર થતાં, જોયું જે એણે ચારોમેર;
એ ન હોય દુષ્કર્મ ગણીને, હશે રાયના હિત ખાતેર. ૬૭
ભાન ભૂલ્યો ભૂપાલ સ્વાર્થમાં, જ્ઞાન ગયું બુદ્ધિ નાઠી;
તે સમયે ભૂપાલ હતો નહીં, સ્વાર્થ તણી સૂઝી કાઠી. ૬૮

## ભાવ-ધર્મઃ-

માનવ દેવ થયા બહુ લોકો, દાનવ પણ માનવ બહુ થાય;
દેવપણું જ્યાં તજે માનવી, દાનવ એ માનવ કહેવાય. ૬૯
સત્ત્વગુણી જે શુદ્ધ દેવ તે, રજોગુણી દાનવ જાણો;
તમો ગુણી સંપૂર્ણ જનો તે, દૈત્ય માનવીઓ માનો. ૭૦
દેવ વસે છે સર્વ દેહમાં, જેને આત્મા સહુ કહે છે;
જેનું મન છે શુદ્ધ દેવ ત્યાં, શુદ્ધ અરીસા સમ રહે છે. ૭૧
સત્ત્વગુણી આકાશ શુદ્ધ છે, વાદળીયું રજ તમ કહેવાય;
જેવામાં નારાયણ જેવા, તેવા તેમાં દર્શન થાય. ૭૨
અભ્રહીન આકાશ હોય તો, પૂર્ણ તેજ ભાનુ આપે;
ઓછાં અદકાં હોય વાદળાં, તે માપે જ તિમિર કાપે. ૭૩
જીવ જંતને પ્રાણી માત્રમાં, આત્મા એક પ્રકાશ કરે;
દેહ કર્મ સંબંધ થકી એ, સદા અવનવા રૂપ ધરે. ૭૪
નથી કપાતો શસ્ત્ર થકી એ, નથી બળાતો વહ્નિ થકી;
નથી ડૂબાડાતો જળમાં એ, ફેંકાયે ના પવન થકી. ૭૫

માન અને અપમાન ન બાધે, માઝાં લાજ વસે બહુ દૂર;
આકૃતિહીન નિરંજન એ તો, જેનો સારથી છે બહુ શૂર. ૭૬
માયા ગઈ છે ભાન ભુલી, દેખી આત્માનું અનુપમ રૂપ;
વિરહ વ્યથામાં ભ્રમિત ફરે છે, આશ્વાસન મન દે અનુરૂપ. ૭૭
સત્ત્વ બુદ્ધિ નારી, આત્માનું, કરે સદા સારથિનું કામ;
પણ માયાનો, મન શકુની વ્યંડળ, માનીતો છે સરદાર. ૭૮
લાલચ લાંચ દઈ ભરમાવી, ભૂલાવે બુદ્ધિનું ભાન;
માયા–વાસ પ્રતિ લઈ જાવા, સમજાવી લે છે એ કામ. ૭૯
સાચું તે જુઠું સમજાવે, જુઠાને સાચું કરતો;
જળ હોયે ત્યાં થળ સમજાવી, થળમાં જળ ભ્રમને ભરતો. ૮૦
નિર્ણય બુદ્ધિ કરે સત્યનો, પ્રતિકાર જ ત્યાં એ કરતો;
સંશય* સળીઓ સળગાવીને, દૂર દૂર હસતો ફરતો. ૮૧
સંભ્રમમાં જ્યાં પડી બુદ્ધિ, બેશુદ્ધ થવાની દવા થકી;
અવળા પાટા બાંધીને મન, જાય બની સારથી નકી. ૮૨
વેગે ચાલ્યું જાય લઈ મન, આત્માનો રથ માયા જ્યાં;
પણ અવિકારી આનંદરૂપ, નિહાળી ખેલ હસે તનમાં. ૮૩
મોહરૂપી મદિરા પાયો ત્યાં, મસ્ત બન્યા ઇંદ્રિય તુરંગો;
અથડાતો અફળાતો લાવ્યા, રથ, માયાનો જ્યાં બુરંગો.† ૮૪
છૂટા છોડ્યા ચરવા ઘોડા,‡ વિષય–વલ્લિ–વિષ÷ બાગ વિષે;
સ્વાદ લાગતાં સર્વસ ખોયું, વ્યસન રંગેરંગ માંહી વસે. ૮૫
વેશ વિવિધ પલટાવે માયા, કરવા આત્માને આધીન;
પણ એ અડગ અનંત અરૂપ, ન આવે હાથ બની ત્યાં દીન. ૮૬

* એનુંજ નામ બુદ્ધિને બેશુદ્ધ કરવાની દવા. † પડાવ.
‡ ઇન્દ્રિયો. ÷ જે બાગ કામવાસનાને ઉત્તેજીત કરનાર (વિષ) માફક (વલ્લી) જડીબુટ્ટીઓથી જ ખીલી રહ્યો છે ત્યાં; સાંસારીક પ્રાપંચીક જીવનમાં.




નિર્મળ હૃદયી રાજપુત્ર, તત્ક્ષણે થયો જયમ ચાર પગોઃ

હૃદયપૂર્ણ ભાવેથી કરવા બેઠી, આત્માની સ્તુતિ એ;
ભક્તિભાવ ખરો જોયો ત્યાં, કીધી મહેર દયા નિધિએ. ૮૭
આત્મા:–"સાંભળ માયા સલુણી શાણી, વાત ખરી કહું તે તુજને;
બ્રહ્મા જ્યાં હાર્યા જગથી ત્યાં, હૃદય મધ્યે મળી તું મુજને. ૮૮
મંથન થાતાં હૃદય તણું, તું આવી જેવી હૃદય બહાર;
સાન વડે બ્રહ્મા સમજાવ્યા, લઈ ગયા તુજને નિજદ્વાર. ૮૯
સૃષ્ટિ સરજાવી બ્રહ્માએ, મારી આજ્ઞાથી ફરી વાર;
છૂટી મેલી જગમાં તુજને, જેથી સરળ નભે સંસાર. ૯૦
દીઠેલું સુખ મારામાં, માટે ના ગોઠે ક્યાંય લગાર;
શોધે તું મુજને ઘટઘટમાં, પણ પામી નહીં તેનો પાર. ૯૧
વાત કહું સુણ ધ્યાન દઈ, તુંને હુંમાં નહીં ફેર લગાર;
તારા વિણ મારે નહીં ચાલે, હું વિણ ના તુજને તલભાર. ૯૨
મુજમાં તું છે હૃદયરૂપે, ને હૃદય મહીં મારો સંચાર;
તુંને હું બે સાથ રહેથી, ચાલે છે જગનો વ્યવહાર. ૯૩
ઘટઘટ વ્યાપી રહું જગતમાં, ભૂચર જલચર ખેચરમાં;
જલ થલ તરૂ ને તેજ બધામાં, દઉં ચેતન જડ પત્થરમાં. ૯૪
જ્યાં દેખે ત્યાં દેખ વિભૂતિ, મારી સંશય દૂર કરી;
વિરહ વ્યથા તારી દૂર થાશે, દુ:ખ ન દેશે કદી ફરી. ૯૫
તુજ સ્વરૂપ યથાર્થ પિછાણે, તે નહીં રહેશે હુંથી દૂર;
જ્ઞાન ધરાવે તારા રૂપનું, તે મુજ ભક્ત હશેજ જરૂર. ૯૬
તું તારો પૂર ભાવ ભજવતી, રહેજે આ જગમાં સુખથી;
ભક્ત હશે મારા પૂરા તે, રહેશે મુક્ત સદા દુખથી. ૯૭
તે જાણી લેશે તુજને, નિજ કર્મ તણાં ફળથી સહેજે;
તું તેની ચિંતા નવ ધરતી, મસ્ત સદા સુખમાં રહેજે. ૯૮

પૂર્ણ કસોટી તું લેજે, કાંઈ નહીં દંભ ધરી છટકે;
પાખંડી જીવો સઘળાં, તુજ માયા જાળ વિષે અટકે. ૯૯

**માયા:–**"જીવ પ્રભુ આવે ક્યાંથી, જો આત્મા ચેતનરૂપ નિધાન;
જીવ અને આત્મામાં ભેદ ન હોય, કહો શું પાપ વિધાન? ૧૦૦
હું ને આપ મહીં જો ભેદ નથી જરીએ, જ્યમ કહો છો આપ;
જીવ અગર આત્માને પાખંડી ગણવો એ મહા અપરાધ." ૧૦૧

**આત્મા:–**"ઠીક પુછ્યું તેં સાંભળ માયા, કહું છું સત્ય તને આ વાત;
જડચેતન સંયોગ બને, ત્યારે, એ જીવ સમજ સાક્ષાત. ૧૦૨
જીવ ફરે સંયોગ વિવશ ત્યાં, જેવા જેવા કર્મ કરે;
તેવા તેવા કર્મફળોથી, અવર અવર અવતાર ધરે. ૧૦૩
અજર અમર અવિચલ આત્માને સુખદુ:ખ કદી નહીં બાધે;
દેહ વડે ફળ જીવ ભોગવે, કર્મ તણાં ફળ એ ચાખે. ૧૦૪
જીર્ણ વસ્ત્ર ફેંકી દઇને જ્યમ, નવ વસ્ત્રો સહુ ધારે છે;
એક દેહ છોડી બીજી લે, આત્મા સર્વ પ્રકારે તે." ૧૦૫

**(માટે)** કોણ કહો રાજા કો મંત્રી, કોણ ચઢ્યો કો નીચે પડ્યો?
માત્ર ભેદ એ દેહ તણાં, જો આત્માથી એ એક ગણો. ૧૦૬

**પ્રશ્ન:–**"સમજાયું એ તો સઘળું પણ, શંકા મનમાં રહે લગાર;
પોપટ કોણ વળી કૌઓ શું? વાત મહીં ક્યાં છે આધાર? ૧૦૭
મન માયા સાથે ક્યાંથી ને, કેમ થયો વ્યંડળ સરદાર?
બુદ્ધિ કોણ હતી ને, ક્યાંથી આવી? એ નવ કહ્યું લગાર. ૧૦૮
અવળાં પાટા બંધાયા તે, છોડે કોણ અને શી રીત?
જો નવ છોડે એને તો, બુદ્ધિની અધોગતી જ ખચીત. ૧૦૯
ઉપર આપે કહ્યું વળી, ઉપકાર વિષે તે શા કાજે?
વાત વિચારી જોતાં તો, સંબંધ ન હોયે કો સાથે." ૧૧૦

**ઉત્તર:**-સજ્જન જન શુક સમ સમજી લ્યો, દુર્જન કૌઓ કહેવાયે;
પૂજાયે પહેલો સઘળે જ્યાં, બીજાથી સહુ અકળાયે. ૧૧૧
અક્ષર જ્ઞાન વિહીન સુજન હો, લાયક વિશ્વાસે તો યે;
વિશ્વસનીય અઢાર પુરાણે પૂરો પણ દૂર્જન ન્હોયે. ૧૧૨
બત્રીસે પકવાન તજી, સુંદર ફળ શુક દિલથી ચ્હાયે;
છપ્પન ભોગ છતાં, વિષ્ટા દેખી કૌઓ મન લલચાયે. ૧૧૩
માટે સજ્જન જન શુક સમ, કૌઓ દૂર્જન જન કહેવાયે;
હોય દશા વિપરીત છતાં, સુજનો કુજનો કદિ ના થાયે. ૧૧૪

## બુદ્ધિ:-

સૃષ્ટિ સરજાવી બ્રહ્માએ, ચેતન મૂકયું શ્રી જગદીશ;
પણ ફાવ્યા નહિં તર્ક પ્રમાણે સિંચ્યું તત્ત્વ બુદ્ધિનું ઈશ. ૧૧૫
જે તત્ત્વે કાંધી સ્ફૂર્ણા, બ્રહ્માંડ સકળ સરજાવાની;
તે જ તત્ત્વનું તત્ત્વ હતું એ, વાત નહીં ભરમાવાની. ૧૧૬
વહેતો મેલ્યો અખૂટ ઝરોએ, ઉંચેથી પૃથ્વિપર ઈશ;
આવી અટકયો ચેતનતામાં, જેમ જાન્હવી શંકર શીશ. ૧૧૭
સ્વાતી બિંદુથી બને મોતિઓ, પણ સરખા સઘળાં ના હોય;
ધારણ કરનારા જેવા, તેવા તેમાં મુક્તાફળ સોય. ૧૧૮
કોઇ દીસે છે શ્વેત રૂપાળાં, ગોળ તેજનો હોય ન પાર;
કોઈ ભમરડા રૂપ દીસે છે, તેજસ્વી પીળાં અંબાર. ૧૧૯
કોઈ વળી લાંબા કો ચપટા, કોઈ તણું તો અદ્ભુત રૂપ;
નાના મોટા રંગ દુરંગી, કોઈ બને ખોટા કદરૂપ. ૧૨૦
કોઈ ઉપરથી દીસે રૂપાળાં, પણ સાચા ના હોય લગાર;
જરા દબાતા ફટ દઈ ફૂટે, એવા પણ બહુના દેદાર. ૧૨૧

સ્વાતી–બિંદુથી બને મોતી, એમાં તો સંશય નહીં જરાય:
પણ ધારણ કરનારા જેવો, તેમાં રહે સદા અંતરાય. ૧૨૨
બુદ્ધિ તત્ત્વ તણું પણ સઘળું, સમજી લેવું એણી પેર;
જેમાં જેવી ધારણ શક્તિ, રૂપ ધરે એ તેણી પેર. ૧૨૩
પારાની શીશી સમજો, ઢોળાઈ જાય કદી નીચે;
છિન્ન વિછિન્ન કણો ઝીણાં, મોટાં ફેલાતાં બહુ દીસે. ૧૨૪
હાથ વતી યા તો ઝાડુથી, યત્ન કર્યે સંકલાશે;
નાના મોટામાં મળી જાશે, નદીઓ જેમ સમુદ્ર વિશે. ૧૨૫
તેમ હશે અદકું જેમાં એ તત્ત્વ, તીવ્ર બુદ્ધિનું જાણ;
ઉભરાતું વહેતું રહેશે એ, પાવન કરતું સર્વ પ્રમાણ. ૧૨૬
આકર્ષણ કરતું સઘળાનું, નાશ કરી પાતક મળ રૂપ:
જડતા જે ચેતનમાં વ્યાપે, શુદ્ધ કરી કરતું તદ્રૂપ. ૧૨૭
આ રીતે સત્સંગ ગુરૂની, કૃપાવડે બંધન છૂટે;
બળ વ્યાપે પાછું રગરગમાં, બુદ્ધિ બેશુદ્ધિ મૂકે. ૧૨૮
માને નહીં મનનું જરીએ, સીધે રસ્તે રથને લઈ જાય;
તત્ત્વ હતું જે તત્ત્વ તણું, તે માંહે લીન થવા દીલ ચ્હાય. ૧૨૯
આવ્યું ભાન અને કૌવત જ્યાં, રક્ત બની ગઈ છે આંખો:
ઉગ્ર સ્વરૂપ સતેજ નિહાળ્યું, ત્યાં મનને આવી પાંખો. ૧૩૦
પડતો મેલી દેહરૂપી રથ, જાય ઉડી માયા પાસે;
શત્રૂ સટકયો પંજામાંથી, હાય હવે તે શું થાશે! ૧૩૧
વેગે દોડ્યા ઇંદ્રિય–ઘોડા, નિષ્કંટક જ્યાં માર્ગ થયો;
સારથિ સાથે રથ આત્માનો, ઝરણાં સામે ખડા કર્યો. ૧૩૨
તેજ રૂપ ચૈતન્ય થઈને, મળે તેજમાં આત્મા જાણ;
તત્ત્વરૂપ બુદ્ધિ પલટાતાં, મળે ઝરણમાં એ જ પ્રમાણ. ૧૩૩

તેજ તત્ત્વહીણાં રથને, માયા કે મન દિલથી નહીં બ્હાય;
જે માટીનો બન્યો ખટારો, તેમાં ભસ્મરૂપે પલટાય. ૧૩૪
બુદ્ધિ તત્ત્વ કહ્યું ઉપરનું, હવે કહું મનનો મહિમાય;
ધ્યાન દઇને કરો શ્રવણ ને, ધરો પ્રશ્ન જો શંકા થાય. ૧૩૫

**મનઃ—**

તીવ્ર બુદ્ધિ સારથી આગળ, માયાનું ચાલ્યું નહીં જરાય;
માયાનો પથ બાજુ મૂકી, રથ આત્માનો એ લઇ જાય. ૧૩૬
પરીણામ આવ્યું એવું કે, બ્રહ્મચારી સહુ લોક થતા;
તપવ્રત ધારી માયા મેલી, સર્વે લોક વૈકુંઠ જતા. ૧૩૭
માયા પણ વૈકુંઠ ગઇ, કીધી વિજ્ઞપ્તિ જોડી હાથ;
સાધક એક પ્રભુ આપો તો, થાય ભલેરો એ સંગાથ. ૧૩૮
વિચાર કરી મસ્તિષ્ક ધુણાવ્યું, ત્યાં ઉપજ્યું માયાવી મન;
હાથ જોડી સામે ઉભું, 'આજ્ઞા આપોને શ્રી ભગવન્'! ૧૩૯
**પરમાત્માઃ—**"જા, માયા સાથે રહીને, તારે કરવું છે એનું કામ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ બધે, વિસ્તાર જઇ માયાનું નામ. ૧૪૦
મહા માયાનું મહત્ત્વ બતાવી, બુદ્ધિની શુદ્ધિ કરજે;
દુર્ગમ માર્ગ વિષે પણ તું નિત, શિર માયાને લઇ ફરજે. ૧૪૧
તારી ગતિ અકુંઠિત રહેશે, વેગ ન બ્રહ્મા જાણી શકે;
સર્વ હૃદયમાં તું સંચરશે, વાદ વિવાદ મચાવી શકે. ૧૪૨
પણ બુદ્ધિ જ્યાં શુદ્ધ હશે, ત્યાં ફાવે જોર નહીં જરિયે;
રહેવું પડશે વશ તોયે, મુંઝાવું નહીં તારે કદિએ. ૧૪૩
જ્યાં બુદ્ધિ છે શુદ્ધ મલહીના, ત્યાં મારો સાક્ષાત નિવાસ;
જોર જુલમ કો'નો નહિં ચાલે, તો તારે શે થવું હતાશ"? ૧૪૪
**મનઃ—**'ઠીક પ્રભુ, જેવી આજ્ઞા'! કહી, મન માયાને લઇ ચાલ્યું;
પ્રથમ ફરી વૈકુંઠ વિષે, માયાનું મહત્ત્વ ફેલાવ્યું. ૧૪૫

કેંક ઉપરથી ગબડ્યા હેઠે, કેંક ઉપર જાતા અટક્યા;
કેંક થયા તલ્લીન મોહ વશ, કેંક મુશીબતથી સટક્યા. ૧૪૬

જામ્યું જોર મહા માયાનું, મન બુદ્ધિને ભરમાવે;
શુદ્ધ સત્ત્વ-બુદ્ધિ વિણ, સાધારણ જીવોનું નહીં ફાવે. ૧૪૭

સર્વ લોકમાં સર્વ હૃદયમાં, મન માયા સાથે ભળતું;
પરિચયથી બુદ્ધિ ભરમાવી, મહા કારણમાં જઈ મળતું. ૧૪૮

મહા કારણથી જીવ જન્મતો, બુદ્ધિનો આશ્રય લેતો;
એ મન માયામાં સપડાતો, ફરીવારે ચક્રે ચઢતો. ૧૪૯

ચોર્યાશીના ચક્ર મહીં, મન-માયાના ફંદે ફરતો;
કર્મ ધર્મ સંયોગ વડે, સદ્‌ગુરૂ કૃપાથી એ તરતો. ૧૫૦

**પ્રશ્ન:**-મહા કારણ શું ? ક્યાંથી આવ્યું ? સમજાવો તો બહુ સારૂં;
સ્પષ્ટ કહો તો સમજું કાંઈ, બાકી સઘળું અંધારૂં. ૧૫૧

**ઉત્તર:**-મહા કારણ-તરૂ મૂળ તત્ત્વના ઓજસ થકી ઉદ્‌ભવ્યું પ્રમાણ;
એજ વૃક્ષફળ જીવરૂપમાં, આત્મા બીજ નિઃસંશય જાણ. ૧૫૨

પ્રજ્ઞા-પુષ્પ મહા સુંદર, ફેલાવે ચારો મેર સુગંધ;
મન-કંટક વેષ્ટિત જ્યાં સુધી એ, ત્યાં લગી નાવે તેની ગંધ. ૧૫૩

ખીલ્યું હોય ન પુષ્પ, મહા માયા ત્યાં લગી લેતી ઉપભોગ;
મન-કંટક મદથી માની લે, એ સુંદરતા નિજ સંયોગ. ૧૫૪

પણ જ્યાં સંત સમાગમ વાયુ, ફૂંકાયો એ ફૂલ પરે;
*સાગર-પુષ્પ તણી રેશા સમ, મન-કાંટા નરમાશ ધરે. ૧૫૫

સુંદરતાની પરિસીમા ત્યાં, મૃગ મદની આમોદ કશું;
માયા મુગ્ધ બને જેથી જયમ, માંત્રિક શબ્દથી સાપ વિંછુ. ૧૫૬

---

***સાગર પુષ્પ=સમુદ્ર કમળ. એક જીવડાના મસ્તક ઉપરની કલગી; જે સમુદ્ર કીનારેની ઢીલી જમીનના છીછરાં પાણીના ખાબોચીયાઓમાં જોવામાં આવે છે.**

## ઉપકારઃ-

કરે જનો ઉપકાર ઘણાં, તેમાનું એક દઉં દષ્ટાંત;
વિચાર કરતા શુદ્ધ જણાશે, સ્વાર્થ ખરો કે એ ઉપકાર. ૧૫૭
**દષ્ટાંત:**—એક સમે કો મિત્ર બંધુ, ઘેરાયો દુર્દૈવે ચોમેરે;
દેવું કરીને લગ્ન કીધાં ત્યાં, છુટી નોકરી એણી પેર. ૧૫૮
ઘણો સમય ખાધું બેઠા પણ, ગોઠે નહીં દિલમાંય લગાર;
આડા અવળાં કરે વેપલાં, પણ પાસા ન પડે પોબાર. ૧૫૯
દુઃખી દુઃખી થઈ રહ્યો છે, ભાવે નહીં ખાવાનું અન્ન;
દેવું બમણું થઈ ગયું ને, દુઃખ મહીં કાઢે છે દન. ૧૬૦
મુંબાઈ જેવું શહેર હતું પણ, હાય! દૈવની કહું શી વાત !
ફાંફાં મારે નોકરી માટે, ચિંતામાં જાયે દિન રાત. ૧૬૧
એવે સમયે મિત્ર એક, ધીરજ દે છે કરવા ઉપકાર;
દઇશ રૂપૈયા પાંચસો તને, જા કર ફાવે તે વેપાર. ૧૬૨
સો પહેલાં દીધાં તે લઇને, ગયો દેશ દેશાવર એક;
ઘણું વિચારી ઠીક ખરીદ્યો, દાણો તેણે ભૂલી છેક. ૧૬૩
આવ્યો કરી ખરીદી ત્યાં, બેઠા છે ભાવ બજારોમાં;
માલ સાથ હુંડી આવી ત્યાં, પડ્યો દ્વિતીય વિચારોમાં. ૧૬૪
પ્રથમે માંગ્યા ચારસો રૂપૈયા બાકીના દ્વિતીય કને;
**દલીલ:**—હુંડી નહીં ભરશું હમણાં તો, ખોટ જશે તમને મુજને. ૧૬૫
**જવાબ:**—ભલે જાય નુકશાની, પણ, સગવડ હમણાં તો થાય નહીં;
ખડી રહેવા દિયો હુંડી બે ચાર દિવસ, ઉપાય નહીં. ૧૬૬
ગયા બીજા બેચાર દિવસ પણ, સવડ હુંડીની નવ થાયે;
ભાવ ઘટે ને ખોટ વધે દરરોજ પ્રથમ જીવ અકળાયે. ૧૬૭
છેવટમાં દ્વિતીયે કીધું જે, લઈ ગયા સો તેનું શું ?
વળી જશે આ ખોટ વધારે, તેનું પણ શી રીત થવું ? ૧૬૮

હુંડીનું હું કંઈ નવ જાણું, સવડે સંભાળો દાણા;
આવો ધંધો નહીં પોષાયે, લાવી દ્યો મારા નાણાં ૧૬૯
પ્રથમ પૂછ્યું હતું તમે તે, આજ પુછો એ તો અન્યાય;
ફાંસામાં મુજને નાંખ્યો ને, હવે પુછો છો એ શો ન્યાય? ૧૭૦
જાણો છો પહેલેથી કે, મુજ ગાંઠે પૈસો પાઈ નથી;
મરી રહ્યો છું કૈંક દિવસથી, ખાવાનું પણ ભાન નથી. ૧૭૧
**દલીલ:**–ખોટ વધી છે તમ વાંકેને, ડેમરેજ પણ હજી ચઢે;
ભલે છતાંયે કરો ખુલાસો, જેવું કરવું હજી ઘટે. ૧૭૨
**જવાબ:**–એ મુજને શાને સંભળાવે, ગમે તેમ તું કાઢી લે;
લે બીજા દઉં છું એ સો, ત્રણસોનું ખાતું પાડી દે. ૧૭૨
વ્યાજ ટકા પંદર પડશે, તારે ફાવે તો લઈ જાજે;
તારે જોખમ માલ પડ્યો છે, દોષ નહીં મુજને દેજે. ૧૭૪
રાખીને વિશ્વાસ પ્રભુપર, ખાતું પણ પાડી દીધું;
ઘટ પેટે મૂકયા પૈસાને, હુંડીનું કારજ કીધું. ૧૭૫

* * * * *

નુકશાની જાવા બદલે જો, હોત ફાયદામાં વેપાર;
હોંસ થકી ધારી નાણાં, શ્રીમાન વધુ કરતે ઉપકાર. ૧૭૬
વ્યાજ ટકા પંદર તો લેતજ, વળી ફાયદે પોણો ભાગ;
રક્ત ચૂસવા કાજ રંકના, શ્રીમંતો શોધે શા લાગ! ૧૭૭
મહેનત મજુરી રંક તણીનો, ધરે ન દિલમાં ખ્યાલ લગાર;
શ્રીમંતો સરજાયા જગમાં, શું કરવા આવા ઉપકાર? ૧૭૮
ધિ:ક ધિ:ક શ્રીમંતાઇ એ, ધિ:ક હૃદય શૂન્યો આવા!
શા માટે ધરતા મ્હોટમ પદ? જો સરજાયા હો ખાવા. ૧૭૯
વેચાતું ગાંધી પાસે, ઔદાર્ય નથી કયાંયે મળતું;
સ્વાર્થી કાગ સજે પીછાં બહુ, મોર તણું પદ શું મળતું? ૧૮૦

લાખ્ખોનો વ્યાપાર ડહોળતો, હતો નહીં બીજો કંઈ રંક;
પડ્યો હોત પાસો સીધો તો, બડાશ એ હાંકત નિઃશંક. ૧૮૧
નફા મહીં તો ભાગ બરોબર, અર્ધા ઉપર નિશ્ચય લેત;
વ્યાજ ટકા નવનું તો પહેલો, દેત અરે આભાર સમેત. ૧૮૨
પડે વ્યાજ મહેનત પહેલાંને, છતાં ભાગ્યપર છે આધાર;
બીજો બેઠો ખાય ખુશીથી, હા! પૈસા તારી બલીહાર. ૧૮૩
આ રીતે ઉપકાર ધનીકો, રંક પરે દિનરાત કરે;
ઉંડાણે તો સ્વાર્થ ખરો, ઉપર નિઃસ્વાર્થી ડોળ ધરે. ૧૮૪
ઉદારતા ખાતાની પણ, નિર્મળ હૃદયેથી હતી નહિં;
ખેતરડું પહેલાનું એકજ, બીજાની ત્યાં આંખ રહી. ૧૮૫
આ ઉપકાર કહો કેવો? કલ્યાણ કરે પણ કોનું એ?
કૂપ થકી અધવચ્ચે લાવી કાપ મુકે જે દોરડીએ. ૧૮૬
હાજી હા સહુ કરે જગતમાં, સ્વાર્થ લીન કાચા હૃદયે;
સત્ય વચનથી સત્ય માર્ગે, ના ચલે કદાપી પ્રાણ ગયે. ૧૮૭
સ્વાર્થી જન જે ચઢે ઘણો તે, પડે નિચે નિશ્ચે નાદાન;
પણ જે સ્વાર્થ વિહોણાં ચઢિયા, એ તો અચલજ ધ્રૂવ સમાન. ૧૮૮

## સ્વાર્થઃ–(દલીલ)

સ્વાર્થ દિસે ડગલે પગલે. છે સ્વાર્થ ભર્યો સંસાર બધો;
સ્વાર્થ મહીં દુનિયા ડોલે વળી, સ્વાર્થ વડે વ્યવહાર બધો. ૧૮૯
માત પિતા ભગિની સુત બાંધવ, પત્નિ પતિ વળિ મિત્ર ગણો;
દાખવતા બહુ પ્રેમ પરસ્પર, સર્વ પ્રભાવજ સ્વાર્થ તણો. ૧૯૦
સ્વાર્થ કદી નહીં હોય પરસ્પર, તો શિદ સર્વ પ્રયત્ન કરે?
સાધુ સતી જતિ સર્વે ખરે, નિજ સ્વાર્થ મહીંજ સદા વિચરે. ૧૯૧

માત પિતા નિજ વંશ વધારણ, પુત્ર પરે બહુ પ્યાર કરે;
વૃદ્ધ વયે ઉપયોગી થવા વળી, પિંડ તણી પણ આશ પરે. ૧૯૨
સંચિત દ્રવ્ય તણી અભિલાષથી, પુત્ર પ્રીતી પિતુ માત પરે;
બાંધવ બાંહ્ય તણું બળ ધારીને બાંધવ બ્હેન જ પ્રેમ ધરે. ૧૯૩
સાચવતી ગૃહિણી ગૃહને વળી, ભોગ સુયોગ સદાય મળે;
તેમજ કંથ પ્રસાદ વડે નિત, કામિની કામના સર્વ ફળે. ૧૯૪
સ્વાર્થ વડે નહીં પ્રેમ વડે કહું, એ જ પ્રણય વિધાન ખરે;
સાધુ સતી જતિ સર્વ વળી, મન મોક્ષ તણો દિલ સ્વાર્થ ધરે. ૧૯૫
ઓતપ્રોત જગ સ્વાર્થ વડે, નહીં સ્વાર્થ વિના અણુમાત્ર જગા;
જીવ જંત પશુ પક્ષિ બધાં, નિજ સ્વાર્થ મહીંજ રહેલ મચ્યા. ૧૯૬
દુઃખ દિસે દુનિયા ભરમાં ત્યમ, સ્વાર્થ છવાઈ રહ્યો જગમાં;
એક જ દૃષ્ય જણાય ઉભેમાં, વાત કહું ધરજો ચિત્તમાં. ૧૯૭

દૃષ્ટાંતઃ—એક સમે એક પુત્રવતી, ડોશી વસતી કોઈ નગ્ર વિષે;
સાથ સંબંધી ન કોઈ બીજાં, બહુ ગાઢ પરસ્પર પ્રેમ દિસે. ૧૯૮
માત તણો બસ પુત્ર દુલારો, પુત્રને મા વિણ ઓથ નહીં;
રાજ્ય વિષે પરદેશ મહીં ક્યાંહી, નોકરીથી ગુજરાન કરે. ૧૯૯

* * * * *

દૈવ યોગ એવો આવ્યો કે, પુત્ર ઘણો જ બિમાર પડ્યો;
વૈદ્યે પણ આશા મૂકી જ્યાં, કાળ આવીને થયો ખડો. ૨૦૦
માતા બહુ દુઃખી થાશે, પોતાના વિયોગથી જાણી;
પત્ર પાઠવ્યો પુત્ર દુલારે, સાથે કાપડ બેશ લઈ. ૨૦૧
"દુનિયામાં દુઃખી ના હોયે, એવાથી શીવરાવીને;
ડગલો આ કાપડનો માતા, મોકલજો સત્વરે મને." ૨૦૨
પ્રેમ ભર્યો વાંચી કાગળ મા, ગાંડી ગાંડી થઈ રહી;
જે આવે તેને વંચાવે, પુત્ર પ્રેમમાં ઢળી રહી. ૨૦૩

પાડોશીને ઘેર જઈ, વિજ્ઞપ્તિ જોડી હાથ કરે;
'આપ સર્વથી વધુ સુખી છો, કરો કૃપા તો કાજ સરે.' ૨૦૪

**અનુભવ. દૃષ્ય:-૧ લું.**

'ભોળી બાઈ મારા જેવું, દુ:ખી બીજું કોણ હશે!
બાર વર્ષનો લાડકવાયો, પુત્ર મર્યે હજુ વર્ષ થશે'! ૨૦૫

**અનુભવ. દૃષ્ય:-૨ જું.**

ત્યાંથી જાતાં દેવમંદીરે, મળી સુઘડ કો સુંદર નાર;
ચંચલ ચાલ ચપલ નયનો, વળી વસ્ત્ર સજ્યા છે સુંદર સાર. ૨૦૬
નિશ્ચે આ બહુ સુખી દીસે છે, એમાં શંકા નહીં જરાય;
વાતે વળગી વૃદ્ધાએ ઝટ, પત્ર મૂકયો એના કરમાંય. ૨૦૭
વાંચીને નિ:શ્વાસ મુકી, લઈ ચાલી ડોશીને સંગાથ;
નિજઘર લાવી બેસાડી, ખોલી માંહે, ત્યાં આવ્યા નાથ. ૨૦૮
ભોજનની કીધી તૈયારી, પ્રાણપતિ જમવા બેઠા;
વાતવાતમાં વઢી, કરી કંકાસ, કકળતા એ ઉઠ્યા. ૨૦૯
નસ્કોરાં ફૂંફાડા ભરતાં, આંખો લાલ થઈ ગઈ છે;
હાથ ધોઈ કપડાં પહેરીને, સ્વારી બહાર પડી ગઈ છે. ૨૧૦
ડોશી તો આ દૃષ્ય દેખીને, સડાક હેતી ખડી થઈ;
ભામાએ આવી સમજાવ્યું, 'આવી દુ:ખી સદા રહી.' ૨૧૧

**અનુભવ. દૃષ્ય:-૩ જું.**

ડોશી પણ નિ:શ્વાસ મુકી, ચાલી એ ઘર માંહેથી બ્હાર;
અદ્‌ભુત લાવણ્યમયી કોઈ, રસ્તે જાતાં દીઠી નાર. ૨૧૨
ફૂલ ઝરે જ્યાં હાસ્ય કરે ત્યાં, જાણે રંભા રૂપ-અગાર;
શ્વેત દંતપંક્તિ રવિકાર્ણે, દાખવતી વિજળી ચમકાર. ૨૧૩
મૃગનયના એ હંસગામિની, સજી સર્વ સોળે શૃંગાર;
પુષ્પ તણી લઈ છાબ હાથમાં, જાતી પૂજવા શંભુનાથ. ૨૧૪

સુખસાગરનું સુખ અનુભવતી, દુઃખ ન દેખા દે તલભાર;
ચંદ્રમુખી ચપલા જોતી જ્યાં, તેને દેતી મુંગો માર. ૨૧૫
'આ છે સુખસાગરનું સત્ત્વ, નહીં એ માંહે ફેર લગાર;
એને જઈને જો વિનવું તો, સરશે મારૂં સઘળું કાજ.' ૨૧૬
પુત્ર–પ્રેમથી બની નિડર એ, પાસે જઈને જોડ્યા હાથ;
"આપ સમા સુખીયા દુનિયામાં, દેખાવા દુર્લભ છે વાત." ૨૧૭
'હશે બાઈ, જે કાર્ય હોય તે કહો ખુશીથી આપ મને;
વાત વધાર્યે મળે સાર શો, પ્રભુ સુખી રાખો તમને'! ૨૧૮
ડોશી આશામાં ડોલે, આનંદ ભેર કાગળ કાઢ્યો;
હૃદય થકી ઉપકાર ગણી લઈ, તરૂણીના કરમાં આપ્યો. ૨૧૯
વાંચીને ચતુરા પળમાં તો, ચિત્ર જેમ દિગ્મૂઢ બની;
'આવું છું હમણાં' કહીને, ચાલી એ શિવ મંદીર ભણી. ૨૨૦
પૂજન અર્ચન કરી શંભુનું, આવી એ ડોશી પાસે;
લઈ ચાલી એને સંગાથે, લાવી સત્ત્વર નિજ વાસે. ૨૨૧
સ્વાગત કીધું સર્વ પ્રકારે, બેસાડી છૂપે ભાગે;
આવ્યા કંથ બહાર થકી ત્યાં, તરૂણી જઈ લાગી પાગે. ૨૨૨
કાઢી કપડાં આજ્ઞા કીધી, 'ક્યાં છે જા ચાબુક લઈ આવ'!
પળમાં લાવી દીધી તે લઈ, ચાલ્યા કંથ ઉપરને માળ. ૨૨૩
પેટીમાં પૂરેલું શબ તે, ઝટપટ તેણે કાઢ્યું બહાર;
ફાંસામાં શિરથી લટકાવી, સાત દીધાં ચાબુકના માર. ૨૨૪
પત્નિને પાસે રાખીને, નિત્ય નિયમથી આવું થાય;
તે પછી ધોઈ હસ્ત પાદ, એ કંથ નારના જમવા જાય. ૨૨૫
સુખ–સૂરજ સંતાઈ ગયો ત્યાં, પળમાં દુઃખ સમુદ્ર વિષે;
ચંદ્ર–મૂખ પલટાઈ ગયું જ્યમ, ચંદ્ર પ્રફુલ્લિત રાહુ ગ્રસે. ૨૨૬

ડોશી તો આ સર્વ જોઇને, વિસ્મયતામાં ગઈ ડુબી;
સ્વપ્ન અરે દેખું કે સાચું, ભ્રમણામાં થઈ સ્તબ્ધ રહી. ૨૨૭
ભોજનથી પરવારી જ્યાં, એ કંથ નારના બ્હાર ગયા;
આવી લલના ડોશી પાસે, પૂછે છે "કાપડ છે ક્યાં? ૨૨૮
શીવી દઉં ડગલો એવો કે, પુત્ર તમો બે યાદ કરો:
કાપડ લાવો માપ બતાવો, શા માટે મન શોચ ધરો?" ૨૨૯
ઝબકીને જાગી હોયે ત્યમ, ડોશીએ ભ્રમણા ત્યાગી;
તરૂણીને એ દૃષ્ય તણો કંઈ, ખ્યાલ મુખે દેવા લાગી. ૨૩૦
સાચું કે જૂઠું નવ જાણું, સ્વપ્ન હતું કે સત્ય બધું;
ખ્યાલ કહો કે દૃષ્ય ખરૂં, જે મેં દીઠું તે સૌ કીધું. ૨૩૧
"ભોળી બાઈ સ્વપ્ન નહીં પણ, સત્ય હતું જે કાંઈ દીઠું;
શબ એ મારા માડી જાયા, ભ્રાત તણું આપે દીઠું. ૨૩૨
દેશ પારની હતી સજા, એ માડી જાયા વીર શિરે:
સંકટમાં આવ્યે સંભારી, ભગિની આ હત ભાગ્ય અરે! ૨૩૩
પત્ર પાઠવ્યો હતો હું પરે. મળવા ઉપવનમાંય લખેલ;
નામ હતું નહીં તે ઉપર પણ, અવસર તો ચોક્કસ ટાંકેલ. ૨૩૪
બંધુ પ્રેમથી બની ઘેલી હું, હૈયામાં આનંદ ન માય;
ઝટપટ ઘરનું કાર્ય ઉકેલી, સજ્જ થઈ ગઈ ઉપવનમાંય. ૨૩૫
ભૂલી ટેબલપર કાગળ એ, આવ્યો પ્રાણ પતિને હાથ;
શંકાશીલ હૃદય પુરૂષાના, ક્રોધ આવતા થાય ન વાર. ૨૩૬
એ પણ મારી પૂંઠે આવ્યા, અમને જોતાં બેઠા દૂર;
શુદ્ધ પ્રેમ બંધુ ભગિનીનો, વર્ષોથી વિખૂટાનો પૂર. ૨૩૭
ચુંબન કરતાં, હાસ્ય લાવતાં, હૃદયો પણ ભેટી જાતાં;
રક્ત બની આંખો સ્વામીની, લીધી રાઇફલ એ જોતાં. ૨૩૮

તાકીને ગોળી મારી ત્યાં, ધડાક દેતો પડિયો ભ્રાત;
હૈયાફાટ રૂદન કરતી હું, ત્યાં, આવી ઉભા મુજ નાથ: ૨૩૯
પડ્યા ઉપર પાટુ દીધું, ધક્કો મારી મુજને પટકી;
ગડધા પાટુ મારીને, મૃત બંધુની ખબરે લીધી. ૨૪૦
સમજાવ્યું બહુએ સ્વામીને, પણ શંકા કેમે નવ જાય;
નિત્ય નિયમથી ફટકા દેતા, ત્યાર પછી ભોજન લેવાય. ૨૪૧
આવું સુખ કર્મે જડીયું, એ પણ છે ભાગ્યતણો મહિમાંય;
રાત દીવસ અંતર સળગે પણ, બીજાને કહીને શું થાય." ! ૨૪૨

ડોશી:–તું તો બાઈ બહુ દુઃખી છો, ભુલ થઈ મારી દીજે;
તારો હાથ ન લાગે કામ, મને જાવા દે કોઈ બીજે'. ૨૪૩

**અનુભવ. દૃષ્ય:–૪ થું.**

ત્રીજે દિન ગઈ ચૌટામાં દીઠો સુંદર મહેલ વિશાળ;
ચિત્ર* વિચિત્ર લખેલાં ચિત્રો, ચોંટે આંખ ઉડી તત્કાળ. ૨૪૪
હીંડોળે હીંચે લલના કો, રમત રમે છે નાના બાળ'
દાસીઓ પંખા ઢોળે છે, બોલ ઉપાડે થાય ન વાર. ૨૪૫
સુંદરતા અનુપમ જ્યાં ભાળી, ડોશીએ મન કર્યો વિચાર:
જો સુખ આવામાં નહીં હોયે, તો દુઃખી સઘળો સંસાર. ૨૪૬
શોભા શી આ મહેલ તણીને, શી સુંદરતા નારીની !
રંભા રૂપ કહું કે લક્ષ્મી, જાહ્નવી પતિત પાવિની. ૨૪૭
એમ વિચારી ડોશી તો જઈ, ઉભી હીંડોળાની પાસ;
પત્ર દઈ તરૂણીના કરમાં, કર જોડીને ઉભી ખાસ. ૨૪૮
પ્રમદાએ કાગળ વાંચીને, બેસાડી વૃદ્ધાને પાસ;
સ્વાગત કીધું સર્વ પ્રકારે, જલ તાંબુલ દીધાં મુખવાસ. ૨૪૯
દાસીઓને દૂર કરી એકાંત મહીં એ કહે છે વાત;

---

* રંગબેરંગી આલેખેલાં.

"ભોળી બાઈ ભૂલ કરે છે, સુખ મુજને નહીં દિન કે રાત. ૨૫૦
ઉપરનું સુખ છે સઘળું પણ, અંતરમાં સળગે હોળી;
કહું કોને જઈ દુઃખ માહરૂં, તું તો દેખાયે ભોળી. ૨૫૧
લક્ષ્મીની છે પૂર્ણ કૃપા, વળી પુત્ર સુખથી દૂર નથી;
દાસદાસીઓ અનુચરના સુખમાંય લગીરે ખોડ નથી. ૨૫૨
પુત્ર થયો જ્યાં વર્ષ પાંચનો મંદવાડ મુજને આવ્યો;
વૈદ્યોએ આશા છોડી પણ, પ્રાણ જતાં બહુ ગુંચવાયો. ૨૫૩
પ્રાણપતિ પાસે બેઠા, બહુ રાતદીવસ મહેનત કરતાં;
પ્રેમ અગાધ પરસ્પરથી બહુ રાજવૈદ્ય પણ ન્હોતરતાં. ૨૫૪
જ્યાં રીબાતાં બહુ દેખી, મુજને ત્યાં પૂછ્યું વ્હાલ ધરી;
'બોલ પ્રિયે દિલ ખોલીને, હુંથી કાંઈ તે ચોરી કરી. ૨૫૫
ક્ષમા સર્વ છે ગુન્હો તાહરો, જાણ અજાણ્યે થયો હશે;
શા માટે મુંઝાય નકામું ? પ્રભુકૃપાથી ઠીક થશે.' ૨૫૬
નાથ ! નથી મુંઝાપો બીજો, 'લાડકવાયો બાલુડો !
હું જાતાં બીજી મા થાશે, હા ! ઘેલુડો કાલુડો' ! ૨૫૭
લે આ વચન દઉં છું તુજને, હું નહીં પરણું કદી ફરી;
શું વિશ્વાસ નથી મુજમાં કે, કહેવું પડશે ફરી ફરી ? ૨૫૮
નાથ ! નથી વિશ્વાસ ગયો પણ એ તો છે જગનો વ્યવહાર;
નહીં પરણે તેને પરણાવે, સગાં પરાણે હા ! સંસાર ! ૨૫૯
ધીર હતો નરવીર છતાં, ગંભીર પ્રેમનો અનુરાગી;
કંઠ સુકાતાં બોલી ન શક્યો, અશ્રુધાર વહેવા લાગી. ૨૬૦
બંદોબસ્ત કરી ડોકટરનો, લીધી તીક્ષ્ણ છરી નિજ હાથ;
દુર્ભાગિણીના કંથે તે ક્ષણ, નષ્ટ કરી ગુહ્યેંદ્રિય ખાસ. ૨૬૧
'બોલ હજી છે બાકી કાંઈ, મનમાં મેલું કાંઈ ન રાખ;
જે શંકા મનમાં હોયે તે, ખુલ્લે દિલથી કાઢી નાંખ.' ૨૬૨

હું હતભાગી શું બોલું, પણ તે પળથી ચિંતા નાઠી;
મુજ બાલુડો નહિ દુઃખ પામે, એ શ્રદ્ધા સર્જક બેઠી. ૨૬૩
થોડા દિવસોમાં જ પછીથી, હું પામી આરોગ્ય દશા;
પશ્ચાત્તાપ કરૂં કરણીનો, દિન રેણી એવી જ દશા. ૨૬૪
કહો હવે આ સુખ શૈયાને, દરિયામાં બોળી નાંખુ;
કે કાંડી દઉં એ સહુને, કે હૈયામાં હોળી રાખું? ૨૬૫
ડોશી તો દિગ્મૂઢ બની ગઈ, બોલી શકી જરાય નહીં;
ઘેર જઈ નિઃશ્વાસ મૂકે ત્યાં, પત્ર ટપાલી દિયે જઈ. ૨૬૬
વંચાવ્યો પાડોશી પાસે, પુત્ર મરણનો પત્ર હતો;
પણ દીઠી દુનિયા દુઃખી ત્યાં, શોક બહુ નહિ હૃદય વસ્યો. ૨૬૭
દીધો હાથ કપાળે ને, હાથો ઘસતી વળગી કામે;
જાતાં સમય કટાઈ ગયું દુઃખ, શોક તણું ન રહ્યું નામે. ૨૬૮
એ રીતે છે સ્વાર્થ જગતમાં, ઓતપ્રોત જ્યાં જોશો ત્યાંય;
નાનેથી મોટામાં જોશો, છીદ્ર નહીં દેખાશે ક્યાંય. ૨૬૯

**ખુલાસો:**—સ્વાર્થ ગણો જે આપ ખરે, એ માયાથી નહીં ભિન્ન લગાર;
નામ જુદું આપ્યું એ તો, માયાથી સરળ નભે સંસાર. ૨૭૦
જે આપે કીધું સઘળું, સ્વારથ માટે એમાં નહીં ફેર;
એ માયાનું રૂપ અનેરૂં, ઉગ્ર કહો કે નીચ ન ફેર. ૨૭૧
માયા ફરતી વિશ્વ વિષે, ધારીને રૂપ ત્રિવિધ આકાર;
ઉચ્ચ અધમ ને મધ્યમ એવા, રૂપ ધરે માયા ત્રણ ધાર. ૨૭૨
પરમારથ ઉંચી કોટી માયાનું અદ્ભુત રૂપ નિધાન;
જેણે એ માયા સાધી, તેનાથી દૂર નહીં ભગવાન. ૨૭૩
આ છે શાસ્ત્ર ઘણું જ અટપટું, ઉંડું સમજાતું નહીં સહેલ;
જેવી બુદ્ધિમાં ભળતી એ, તેવું તેનું રૂપ કરેલ. ૨૭૪

બુદ્ધિ તીવ્ર હશે જ્યાં ત્યાં, માયા પરમારથ રૂપ ધરે;
પ્રાણી માત્ર સમાન ગણી, નહીં ભેદભાવ ઉરમાંય ભરે. ૨૭૫
ગ્રાહ્ય અને શું ત્યાજ્ય ખરૂં, સહુ તેનો ભેદ જ એ પામે;
સત્ય સ્વરૂપ પિછાણીને, માયાથી પ્રભુપદને પામે. ૨૭૬
લોહ મળે ઢગલે ઢગલે પણ, કાંચન શોધ્યું કસે મળતું;
કાચ તણાં કટકા મળતા બહુ, રત્ન રખડતાં ના જડતું. ૨૭૭
ધ્રુવ ચઢ્યો પ્રહ્લાદ ચઢ્યો વળી, ચઢ્યા સુધન્વાને અમરીશ;
ભક્તો નરસૈંયા સમ ચઢીયા, જેની સ્હાયે શ્રી જગદીશ. ૨૭૮
મીરાંએ પતિનું નવ માન્યું, હૃદે રામ રમતા હરનીશ;
અનન્ય એવા ભક્ત જનોની, કીર્તિ ફેલાયે ચહુદીશ. ૨૭૯
એ સ્વારથ તો ઉંચ કોટીનો, માયાનું જે શ્રેષ્ઠ સ્વરૂપ;
જન્મ મરણનો ભય ટાળી, પરમાત્માથી કરતો તદ્રૂપ. ૨૮૦
સાધારણ બુદ્ધિથી ભળતા, માયા મધ્યમ રૂપ ધરે;
સ્વારથ સાધી, પરમારથ કરવામાં, નિશ્ચે પ્રીત કરે. ૨૮૧
એ રીતે ઓછું અદકું, બુદ્ધિનું જેમાં હોય પ્રમાણ;
તેવું તે માયામાં મળીને, કરશે કારજ નક્કી જાણ. ૨૮૨
પણ જ્યાં નીચ હશે બુદ્ધિ, ત્યાં તો માયાનું અધમ જ રૂપ;
પરની દાઝ નહીં દિલમાં લવ, જે કહેવાતું સ્વાર્થ સ્વરૂપ. ૨૮૩
પોતાની દમડી માટે, બીજાનું બહુ નુકશાન કરે;
સ્વાર્થ સાધવા પંડ તણો, નિર્દયતાથી પર પ્રાણ હરે. ૨૮૪
નિર્ધન કે શ્રીમંત ન જાણે, દયા નહીં દિલ લેશ ધરે;
પાખંડી નીતી વરતાવી, સ્વાર્થ મહીં ગુલતાન ફરે. ૨૮૫

× × × × ×

**છેવટ:**–અંત સુધી જો હોત, બેઉ મંત્રી રાજાના એક વિચાર;
સ્વર્ગ લોક પણ નિશ્ચે, જોવા પ્રીત, લેત ભૂપર અવતાર. ૨૮૬
પ્રીત રીત સાચી એ કહીએ, શંકા નહીં જરિએ હૃદયે;
પતંગ બાળે કાય દીપમાં, પ્રેમ ન છોડે પ્રાણ ગયે. ૨૮૭
રાજા મંત્રી મિત્ર હતા પણ, સત્તા બળ રાજા પાસે;
મંત્રી માત્ર પતંગ સમો રહી, દૂર થયો મન ઉલ્લાસે. ૨૮૮
પ્રીત પતંગ તણી નિઃસ્વાર્થી, દીપક પ્રેમ ધરે સ્વાર્થે;
શુદ્ધ કયો બેમાં એ તો, જાણી લ્યો વિચારથી સ્હેજે. ૨૮૯
દીપક પ્રેમ પતંગ વિષે, બિલ્લી મૂષકપર જેમ ધરે;
સત્તાધીશ્વર તેમ બતાવે, અવલંબીત આધીન પરે. ૨૯૦
જે ભય વ્યાપ્યો રાજાને, ખેડુતનો ખરરર સાદ સુણી;
તેની માત્ર અગમચેતીથી, મંત્રી જોતો દિશા ભણી. ૨૯૧
ખેડુત વર માંગી શું જાણે, છતાં સમયનો લીધો લાભ;
'આ રાજાના પટ્ટો કરતાં ભલું સ્વતંત્રી ખેડુત રાજ'. ૨૯૨
મનમાં તો રળિયાત હશે જે, ભલું થયું ભાંગી જંજાળ;
ક્રોધ હશે મંત્રીપર તે, તજવા આવા સ્વાર્થી ભૂપાળ. ૨૯૩
અંતે મોર પિછાંથી ઢાંકયો, સ્વાર્થી કાગ થયો ખુલ્લો;
સત્ત્વગુણીએ સત્ત્વ ન છોડ્યું, ભલે કરે એ સર કિલ્લો. ૨૯૪
મંત્રીએ શાંતી નવ છોડી, ક્ષમાશીલતા ધરી હૃદે;
અવગુણ ઢાંકી વ્યક્ત કરે ગુણ, મિત્ર તણાં એ પદે પદે. ૨૯૫
સ્વાર્થહીન ને સરલ હૃદયથી એ જો એનું કાર્ય કરે;
રાજાથી છો દૂર વસે પણ, રાજા એ જ નિઃશંક ઠરે. ૨૯૬

---

## તત્ત્વ-પ્રકાશ. (ચિત્ર-નિદર્શન.)

**ઝૂલણા. તાલ ૮.**

અનંતના બ્રહ્મ-રંધ્રે થકી ઊપજ્યો,
પ્રણવનો નાદ ત્રૈલોક્ય ભેદી;
સ્થિર થતાં એ ભ્રૂવો મધ્ય દેવેશના,
પરિણમી મૂલ નર-દેહ લીધી. ૧.

એક અંશ-સ્વરૂપે રહ્યો ભૂચરો,
નાસિકાગ્રે ધર્મ ધેનુ ધારી;
ત્રિગુણ વૈગુણ્ય ઉત્પાદકો પોષકો,
ને વળી કાળ શો ધ્વંસ કારી. ૨.

પુરુષ અને પ્રકૃતિ સ્થાન ઉત્પત્તિનું,
વિષ્ણુ લક્ષ્મી રૂપે પોષતો એ;
શિવ અને શક્તિ, મહાકાલ ઉગ્ર-સ્વરૂપે
રહી, સર્વ વિધ્વંસતો જે. ૩.

જે ભજે જેમને તેમને એ વરે,
એમને જે ભજે ભક્ત સાચા;
તેમને તે વરે, નિશ્ચયે એ કરે
આખરે એક, એ વેદ વાચા. ૪.

પુરુષ સ્વ-પ્રકૃતિ મૂલ માયા મહીં,
ગર્ભ વિચેતન રૂપ મૂકે;
પ્રધાન પ્રકૃતિ-પુરુષ જોડલાં નિપજવાં
એ મહત્તત્વથી કોટી થોકે. ૫.

जोडुं प्रत्येक महत्तत्त्व उत्पादकुं,
सत्त्व रज तम त्रिगुण तेथी होये;
तम थकी शब्द, आकाश शब्दे करी,
स्पर्श आकाशथी एम स्होये. ६.

स्पर्शथी वायू ने रूप वायू थकी,
तेज रूपे करी उद्भवे जे;
तेजथी रस अने रसथकी जल बने,
गंध जलथी अने पृथ्वि गंधे. ७.

पांच ज्ञानेन्द्रियो पांच कर्मेंद्रियो,
बुद्धि प्राणो रजे तो विकास्या;
इंन्द्रियोना अने चार हृदयांगना,
चौद देवोज सत्त्वे प्रकाश्या. ८.

सर्व भेळां बळे स्वात्म अंशे रच्यां,
पिंड ब्रह्मांड वैराट भारी;
एज वैराटना नाभि पद्मे विभू,
ऊपन्या ब्रह्म ब्रह्मा विचारी. ९

एज ब्रह्मा शिरोभागथी ऊपज्या,
वेद चत्वारि उपवेद चारे;
न्याय वेदांग खट धर्मशास्त्रो,
मिमांसा अनेरा पुराणो अढारे. १०.

ब्रह्मविद् ब्रह्म ब्रह्माण्डने भाळवा,
साधियो योग तपोबलेथी;

सिद्ध पुरुषो मरिच्यादि ऋषिओ तणी,
मानसिक सृष्टि उत्पन्न कीधी. ११.
वंश वाध्यो नहीं सिद्ध पुरुषो थकी,
सिद्ध थइ सर्व वैकुंठ जाता;
स्वांग अंशे करी ऊपजव्युं जोडकुं,
शतरूपा ने मनु धर्म-भ्राता. १२.
सत्त्व रज तम गुणो-मिश्र भावेज ए,
उपजव्युं जोडकुं ब्रह्म देवे;
सृष्टि दीधी भरी, ब्रह्म आज्ञाथकी,
तेमणे मैथुनी धर्म भावे. १३.
कर्म गुणना विभागे करी मनुज सौ,
अनुसरी मैथुनी धर्म धारा;
ऊर्ध्व मध्या अने अधगति अनुभवे,
सिद्ध जीवो फरे मुक्त सारा. १४.
अनंत एतो निराकार निरंजनो,
आंखमां 'नंद' ए केम आवे ?
ते छतांये धरे रूप ए अवनवा,
रीझववा भक्तने भक्तिभावे. १५.
भाव जे जे धरी भक्त जे जे भजे,
ए समा रूप अनंत लेतो;
सर्वने कर्मना धर्मथी साचवी,
सर्वदा आप निर्लेप रहेतो. १६.

---

# ચિન્તા.

સમય ફરે શાસ્ત્રો ફરે, ફરે ઋતુ નક્ષત્ર;
પ્રણાલિકા ત્યમ લેખની, એ જ ન્યાય સર્વત્ર. ૧

× × × × ×

વિણ ચિંતા ચતુરાઈ નહીં, નહિં દુઃખ ક્ષીણ શરીર;
વિના પાપ લક્ષ્મી નહીં, આ કલિયુગમાં વીર. ૨
મૂર્ખો લક્ષ્મી યાચતો, લક્ષ્મીવરની પાસ;
કૃપા કરી લક્ષ્મીવરે, આપી લક્ષ્મી ખાસ. ૩
હતું નહીં નિજ ભાગ્યમાં, માગ્યું પ્રભુની પાસ;
હરખ-વાત મળતાં થયો, નિશ્ચે પામ્યો ત્રાસ. ૪
ભૂલી ગયો ભગવાનને, ખોયું તન મન ભાન;
લક્ષ્મી લૂંટાઈ ગઈ, રહ્યો એ જ નાદાન. ૫
લક્ષ્મી લીધી મ્હેનતે, રીઝાડી જગનાથ;
હાથ ઘસી એ તો રહ્યો, ખોયાં બન્ને સાથ. ૬
લૂંટારૂ જે લઈ ગયા, લૂંટી લક્ષ્મી આપ;
મોજ કરે છે હાલ તો, એવા કલિ પ્રતાપ. ૭
મૂર્ખ લક્ષ્મી કાં માંગ તું, છોડી લક્ષ્મીનાથ;
લક્ષ્મીપતિને માંગ તો, લક્ષ્મી આવે સાથ. ૮
દામોદર દુઃખે મળે, સુખમાં ભૂલી જવાય;
માટે સુખદુઃખ સાથમાં, રાખ્યા છે યદુરાય. ૯
ભૂલ કદી કરતો નહીં, માંગી વજ્ર શરીર;
ભૂલી જઈશ ભગવંત ને, થશે ગર્વ ગંભીર. ૧૦
રાવણ બાણાસુર બળી, બન્યા બહુ બળવંત;
ત્રાહિ ત્રાહિ ત્રિભુવન કરે, કૃપા ખરી ભગવંત! ૧૧

ઇશ્વરને લેવા પડ્યા, વાર વાર અવતાર;
ગળ્યા ગર્વ એ સર્વના, હર્યા અસુર અપાર. ૧૨
કૃપા માત્ર જો માંગ તો, આવે સઘળું સાથ;
અવળ ચવળ કંઈ માંગતા, વધે અવર ઉત્પાત. ૧૩
રોળાયા રણમાં બધાં, રહ્યા ન વજ્ર કોય;
આસન જોતું ઓપતું, ઊડાડે નહીં કોય. ૧૪
રામ થઈ રાવણ હણ્યો, બાણ હણ્યો ચક્રપાણ;
વામન થઈ બલી ચાંપીયો, એવા કૃપા નિધાન. ૧૫
હિરણ્યકશ્યપુ મારીયો, નૃસિંહરૂપ ભગવાન;
કેશી કંસ પછાડીયા, કૃષ્ણરૂપ ગુણવાન. ૧૬
હિરણ્યાક્ષ પળમાં હણ્યો, ધરી વરાહી દેહ;
મત્સ્યરૂપ મંથન કર્યું, સમુદ્ર રત્ન લીધેલ. ૧૭
એવા લીધાં ઘણેરડાં, અવતારો નારાણ,
દયા કરી ચિત્તમાં ધરી, પ્રાણીઓની ત્રાણ. ૧૮
નરને ચિંતા ત્રૈણની પેટ વેઠ ને ટેક;
નારાયણને સર્વની પ્રાણી પ્રાણ અનેક. ૧૯
નર તું નિશ્ચે જાણજે, નારાયણનો અંશ;
નારાયણ ચિંતા તણો, તુજને લાગે દંશ. ૨૦
વંઝાને સંતાનની, નિર્ધનિયાને પેટ;
સાધુને છે મોક્ષની ટેકીલાને ટેક. ૨૧
ચિંતા તું બડભાગિણી, પ્રભુને તુજ આધાર;
તુજ આધારે જગતનું, ચાલે સૂત્ર નિર્ધાર. ૨૨
ચિંતા ચતુરા ધન્ય તું! ધન્ય ધન્ય તુજ નામ!
તુજ આધારે હરિહરા, કરતા સઘળાં કામ. ૨૩
ચિંતા શિખવે ચાતુરી, ગુણીયલમાં બહુ ગુણ;
જાણે સઘળાં અનુભવી, સત્ય કહું તે સુણ. ૨૪

ચિંતાથી જે ઉદ્ભવે, શાશ્વત શાંતિ માન;
વિણ ચિંતા શાંતિ ખરે, તરલ તરંગ સમાન. ૨૫
દુઃખના વાદળ જ્યાં લગી, વરસ્યા નહીં શિર હોય;
ગર્વ ગળે ના ત્યાં લગી, શ્રી હરી દૂરજ હોય. ૨૬

× × × × ×

જેને નથી વીતી જરી, દીઠી રીતિ સંસારમાં;
નિશ્ચે સમજજો પ્રાણિ એ, સમજ્યો નથી ભવસારમાં. ૨૭

× × × × ×

ચિંતા ચાક ચઢ્યા વિના, ભવરસ નવ સમજાય;
હાથે કુંભ ઘડાય ના, વિના ચક્ર કુંભાર. ૨૮
ચિંતા તાપ તપ્યા વિના, પાપ પ્રલય નવ થાય;
સુવર્ણ જયમ તાપ્યા વિના, શુદ્ધ કદી નહીં થાય. ૨૯
હરિજન સોંપે હરજીને, ચિંતા સઘળી આપ;
રાખે નહીં ભક્તિ વિના, અંતર એક ઉચાટ. ૩૦

× × × × ×

હોય તે સોંપે બીજાને, હોય ના તે દેય શું ?
લાજ શી નિર્લજ્જને, નાગો નીચોવે ન્હાય શું ? ૩૧

× × × × ×

ડોળ ઘણાં છો દાખવો, પ્રભુ કદી ન ઠગાય;
અંતર્યામી આગળે, પાપ કદી ન છૂપાય. ૩૨
છોડે ચિંતા નવ છૂટે, દોડે વાંસોવાંસ,
હોડે હરિજનને ગયે, નિશ્ચે પામે ત્રાસ; ૩૩
નિશ્ચે પામે ત્રાસ, વાંસ નિમિશમાં મૂકે,
કહે 'નંદ' હરિ-દાસ, પાશ યમના પણ ચૂકે. ૩૪

# ઉપદેશામૃત.



## સુવર્ણ વાક્યો.

### પડે તે તે કષ્ટ સહેવું, નિજાનંદે મસ્ત રહેવું.

### આશા.

આશા ન રાખવી એ ઉત્તમ સુખ છે.

આશા દુ:ખનું ઉજળું સ્વરૂપ છે.

આશા (ઉપર જ જીવવું) એ સુખનું કનિષ્ઠ સાધન છે.

આશા એ જ જીવાત્માને સંભ્રમમાં નાંખી બંધનયુક્ત કરવાનું અવિચ્છિન્ન ફરતું વિધિનું વિધાનાસ્ત્ર છે; જેથી મહાસાગરના મત્સ્યોની પેઠે જીવાત્મા આશા–જાળમાં અજબ રીતે જકડાઈ રહે છે.

આશામાં ઝુરતા અને તેમાં જ આનંદ માનનારા એ નિત્ય જીવો, આશાની જાળને જાણ્યાં છતાં તેમાંથી છુટવાનો પ્રયત્ન ન કરનારા એ બદ્ધ જીવો, આશા જાળમાંથી છૂટવાનો પ્રયત્ન કરનારા એ મુમુક્ષુ જીવો, અને આશા જાળનો સ્પર્શ થતાં જ દૂર દોડી જનારા એ મુક્ત જીવો, જાણવા.

આશા એ માયાનું બાળ સ્વરૂપ, મોહ એ માયાનું યુવા–સ્વરૂપ, મુગ્ધા (લુબ્ધા)વસ્થા એ માયાનું પ્રૌઢ–સ્વરૂપ, અને વિશ્વ–પ્રેમ (સમભાવપણું) જે જોયા પછી કાંઈ જોવાનું બાકી રહેતું નથી, જે જાણ્યા પછી કાંઈ જાણવાનું બાકી રહેતું નથી, અને જે મેળવ્યા પછી કાંઈ મેળવવાનું

બાકી રહેતું નથી, એ **માયાની ઉચ્ચતમ** પરાવસ્થાનું સ્વરૂપ. **માટે મુમુક્ષુ** જીવે **માયાના આ છેલ્લાં** ચતુર્થ સ્વરૂપનું જ ધ્યાન ધરવું એ શ્રેયસ્કર છે. પહેલાં ત્રણે સ્વરૂપો ભયાવહ જાણવા.

## ઇચ્છા.

પ્રાણી **માત્રમાં** ઇચ્છા એ જ અજબ શક્તિ છે.

પ્રાણીઓનું ઉચ્ચ સ્થિતિનું અથવા અધોગતિનું કારણ માત્ર તેમની ઇચ્છા જ છે.

ઇચ્છાશક્તિને જેટલા **પ્રમાણમાં** જે દિશામાં કેળવી હોય તેટલા પ્રમાણમાં તે દિશાનું ફળ વહેલું મોડું **અવશ્ય** મળે જ છે; **માટે** સદિચ્છા અગર દુરિચ્છાને પોષવા (કેળવવા) પહેલાં પુખ્ત વિચાર કરવો.

તીવ્રતમ ઇચ્છા શક્તિથી આભના તારા પણ ખેરવી શકાય એવો યોગાભ્યાસીઓનો અનુભવ છે.

તીવ્રેચ્છા એ જ **મહાયોગ**; અને તેની સિદ્ધિ એ યોગની પરાકાષ્ઠા.

ઇચ્છા સ્વાવલંબી છે જ્યારે આશા પરાવલંબી છે; **માટેજ** ઇચ્છા-શક્તિને યોગ્ય રીતે કેળવવી–હિતાવહ છે; જ્યારે આશા તો કેવળ ભયા-વહ જ છે. ઉચ્ચતમ ઇચ્છાશક્તિ, એ જ યોગનું મુક્તિ–દ્વાર.

માત્ર મનથી કોઇનું યા પોતાનું સારૂ યા બુરૂં થવાની ઇચ્છા કરવી એ ઇચ્છાનું **અધમ–સ્વરૂપ.**

તેમ થવામાં સાધનો મેળવવા **મનસા**, વાચા, કર્મણા યત્ન કરવો એ એનું **મધ્યમ–સ્વરૂપ.**

અને સાધનો મળ્યા પછી યોગ્ય **સમયે** તેનો ઉપયોગ કરવો એ એનું **ઉચ્ચતમ–સ્વરૂપ.**

સદિચ્છા અગર દુરિચ્છા તીવ્રતમ સ્વરૂપ પકડયા પછી જરૂર ફળે છે.

## દુ:ખ.

દુ:ખ ડહાપણનો ગુરૂ છે.

દુ:ખથી ડરવું એ પ્રભુતાથી દૂર રહેવા જેવું છે.

દુ:ખને પ્રેમથી આલિંગન દઈ શાંતિથી સુવું એ આનંદમૂર્તિની સમાધિ અવસ્થા. એ અવસ્થા એજ જીવની ઉચ્ચતમ સ્થિતિ, શક્તિ અને અંતિમ મુક્તિ.

દુ:ખ જીવાત્માની કસોટી છે.

## યોગ.

ખુલ્લી આંખે આંધળા થવું (ત્રાટક નિયમ) અને બંધ આંખે દેખતા થવું (ધ્યાન);

ખુલ્લે કાને બહેરા થવું (પ્રત્યાહાર) અને બંધ કાને સાંભળતા થવું (ધારણા);

ખુલ્લી નાસિકાએ ગંધ અટકાવવો (આસન) અને બંધ નાસિકાએ સુગંધનો આનંદ અનુભવવો (પ્રાણાયામ); ખુલ્લે મોઢે સ્વાદને મારવો (યમ) અને બંધ મોઢે રસને અનુભવવો (સમાધિ).

અર્થાત્:-

બાહ્યેંદ્રિયોને અંતર્મુખ કરી, દુન્યવી દૃશ્ય ચીજોની પારના સુખને અનુભવ લેવો એનું નામ યોગ.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ; એ આઠ અંગયુક્ત યોગ તે અષ્ટાંગ યોગ જાણવો.

## આર્યા. (સંસ્કૃત ઉપરથી.)

અમર જ હોયે કાયા, ગણીને, જ્ઞાનામૃત નિત ઉર ભરતા;
(પણ) મરણ ભમે છે માથે, સમજી, ધર્માચરણ સુજન કરતા.

( राग मांड–केरवा. )

ते जन झालें निधनाला ॥ ध्रुव ॥
लपंडाव सुरु ज्यानिं केले ।—
झाले निधनाला ॥ ते जन.
स्वार्थ परी, न च भान असे जरी । ( २ )
देव भीती ज्याला ॥ — ते जन.

---

## સંસ્કૃત શ્લોકો ઉપરથી.

### પંડિત.

જેના સર્વ સમારંભો, કામ સંકલ્પ વર્જ્ય છે;
જ્ઞાનાગ્નિદગ્ધ કર્મોથી, પંડિત એજ ગણાય છે.

### દુહો.

નર દીપે રૂપથી સદા, ગુણથી રૂપ શોભાય;
જ્ઞાન વડે ગુણ દીપશે, જ્ઞાન ક્ષમાથી સુહાય.

### છપ્પય.

ધૈર્ય ધરે દુઃખે સદા, અભ્યુદયે ક્ષમાય,
સભા વિષે પટુતા ધરે, શૌર્ય ધરે રણમાંય;
કીર્ત્તિની ઇચ્છા કરે, હરિભજન શ્રવણ સાર,
સંત કહે છે સર્વ એ મહાત્મા પ્રકૃતિ પ્રકાર.

### છપ્પય.

માણિક્ય નહીં હોય, દેખિતા સૌ પત્થરોમાં,
મૌક્તિક પણ નહીં મળે, સર્વ કુંજર કર્ણોમાં;
ચંદન કેરૂં કાષ્ટ જો, બતાવે સર્વ વને,
સંત કહે સાધુ મળે, દરદેશે ચોટે તને.

## વિદ્યા.

### શાર્દૂલ.

વિદ્યા સુંદર રૂપ છે પુરૂષનું, સંપદ્ મહા ગુપ્ત એ,
વિદ્યા ભોગ વિલાસ કીર્તિ અરપે, વિદ્યા ગુરૂનો-ગુરૂ;
વિદ્યા બંધુ વિદેશ દૈવત બધું, વિદ્યા દિયે સુખ સૌ,
વિદ્યા રાજગૃહે પૂજાય ધન ના, વિદ્યા વિના નર પશુ.

---

## વાણી.

### શાર્દૂલ.

બાજૂ-બંધ વિશાલ હારથી કદી, દીપે નહીં પૂરૂષો.
દીપે ના કદી સ્નાન, ગંધ, પૂષ્પે, વેણી અલંકારથી;
વાણી સંસ્કૃત માત્ર નિર્મળ વદે, શોભે મહાપૂરૂષો,
વાણીનું અચલિત ભૂષણ સદા. છે સૌ ચલિત્ ભૂષણો.

---

## તત્ત્વ.

### ઈન્દ્રવજ્રા.

જ્યાં યે ન કાંઈ, નવ ત્યાંય કાંઈ
જ્યાં જ્યાં જઉં ત્યાં, ન દિસે જ કાંઈ
જોતા વિચારી, જગમાં ન કાંઈ
આત્મા પિછાણ્યે અહંકુ ન કાંઈ

---

# લક્ષ્મીનો માર્ગ.

## વસંત તિલકા.

લક્ષ્મીતણો ગમન માર્ગ યથાવકાશ,
કાં દાન ભોગ અથવા ત્રીજો વિનાશ;
જે લે ન ભોગ યદિ પાત્રકરે ન દે છો,
તેના ધને તૃતીય માર્ગ લીધેલ દેખો.

---

# ધન. (મરાઠી ઉપરથી)

## માલિની.

પઈ પઈ કરીને આ, મેળવ્યું દ્રવ્ય ભારે,
ધન બહુ સુખ દેશે, જાણીને અંતરે રે;
અધિક ધન છતાંયે, દુઃખ દેખે ઉરે રે!
શરણ સ્મરણ હાવે, સદ્‌ગુરૂ તુંજ તુરે.

---

# વિધિ

## ત્રોટક.

લખિયા વિધિલેખ લલાટ વિષે,
નહિં કોટિ ઉપાયથી દૂર થશે;
ધન થોડું ઘણું મળવાનું હશે,
તે અચાનક આવી તને મળશે; ૧
કદિ હોય અતી નબળો જનમાં,
કદિ વ્યાઘ્ર પશુ ચરતા વનમાં,
કદિ હોય મહા વિષ–જંગલમાં,
કદિ નીર્જન નિર્જળ ભૂ–સ્થળમાં: ૨

કદિ વૃષ્ટિ નહિં ખટ વર્ષ પડે,
નહિ ધાન્ય અને જળ શોધ્યું જડે,
કદિ ઘાસ સુકું, નજરે ન પડે,
કદિ માત પિતા વળિ ભ્રાત લડે. ૩

બહુ કોટિ ઉપાય થકી ન મળે,
કદિ હોય સમર્થજ ભૂપ ભલે:
કદિ મેરૂ વિષે ભટકે જ ભલે,
નહિં ભાગ્ય વિના કાંઈ કાર્ય ફળે. ૪

કદિ કુંભ નદીં જળ ભાર વહે,
અધિકું મહાસાગર કે જ કુવે;
ધર ધીરજ શાંતિ ઉરેજ સદા,
નહિં દાખવ વૃત્તિ કૃપણ જનને. ૫

---

## તમાકુનો તમાસો !

### "ગઝલ"

તમાકુ આપ મેં દીઠો, તમાસો નાચ્યરો ભારી;
નચાવે લોકને તું તો, ફસાવીને કીધી ખ્વારી.
અમલ તારો દિસે છે, સર્વ કોઈ રાય રંકોમાં;
નમંતા લોક હું દેખું, સુણુંતા આપ ડંકો જ્યાં.
ગરીબો કે તવંગરમાં, નથી દીઠો હજી કોઈ;
મુકીને માન પોતાનું, નથી મોહ્યો તને જોઈ.
મજુરો આપડા બેહાલ, થાતા કામથી જ્યારે;
બહાનું કાઢી બીડીનું, લીએ વિશ્રાંતી એ ત્યારે.

અરે રે ! એ દુવા દેતા, પ્રથમ તારા વિધાતાને;
તણાતાં જ્યાં બુરે હાલે, દિયે એ દોષ પોતાને.
કમાતા કે ભણંતા છોકરાં, જોશો તમે દષ્ટે;
બીડીના દુષ્ટ દૂર્વ્યસને, દમીયલ શ્યામ અધરોષ્ટે.
ગૃહસ્થી લોકની શી વાત, કહેવી આપની આગે;
દશા દેખી બુરી થાતી, હા...ય અંતર અતી લાગે.
સવ્હારે ઉઠતાં પહેલાં, તમાકુ દંત ધોવાને;
પછીથી પાનની પટ્ટી, અધરને રક્ત કરવાને.
નહિં માને છતાં દિલ તો, ભરૂચી ભેળવી ચૂને;
તડાકી લેઈ ચપટીમાં, મુખા અધરે પછી ચૂવે.
ભરીને થૂંકથી મોઢું, વલોવે તે પછી મ્હોમાં;
કરંતા વાત મિત્રો સાથ, વસ્ત્રોને બગાડે એ.
નહિં થાયે હજી કંઈ દસ્ત, શેઠ ઉઠ તુમાખીમાં;
લઈ ડબ્બી બીડીની હાથમાં બોલે તુમાખીમાં.
ધરી હોંસે હવે મુખમાં, બીડી વિચબંધની કાઢી;
ધરે છે આગને મુખ પર, જીવંતા જ્યોત પ્રગટાવી.
કહે ગોટા જઈ ગગને, સમાપ્તિ યજ્ઞની કીધી;
હવે આનંદમાં શેઠ, ઉઠી જળ લોટી કર લીધી.
આવતા શેઠ શું કહે છે, 'બલીહારી પ્રભુ તારી;
અલૌકિક ચીજ તેં કીધી, હૃદયને શાંતી દેનારી'.
'અલ્યા ઓ જો જરા તપખીરની, ડબ્બી પડી છે કયાં ?
કરે બેહાલ આ સળખમ, જરા શાંતિ થવા દે ના'.
જઈ છોરો લઈ આવ્યો, ગુલાબી તપખિરી ડબ્બી;
'લિઓ બાપુ ! લઈ આવ્યો તમારી નટ નટી બુટ્ટી'.

શ્રીયુત શેઠ નારણદાસ કેશુરદાસ પારેખના જ્યેષ્ઠ પુત્ર



ભલું થાજો ભલા છોરા, સદા તારૂં ભલું થાજો;
રહી તત્પર સદા સત્કાર્યમાં, શાંતિ સદા પા'જો.
ઉઘડતાં ઢાંકણું ડબ્બી તણું છિંકણી હતી જેમાં;
ઉડી નાના રમંતા બાળના નિર્દોષ નેત્રોમાં.
રડે એ બાળકો બેહાલ, ચોળી આંખને હાથે;
હવામાં ઉડતા રજકણ, પ્રવેશે નાકમાં સાથે.
સડાકો બાપ પણ તાણી, ગયો એ પુત્રની વ્હારે;
અરે અથડાય પુત્રો જ્યાં, વેદના છીંકની ભારે.
કરે છીં છીં હવે છોરા, સરે લીંટો તણા લપકા;
અતી મ્હોટા અવાજે બાપ પણ,'આં છીં'જુઓ કરતા.
બિચારા બાળ પાડે ચીસ, ઝબકીને અતી રોતા;
મળ્યા ભેગા બધાં પાડોશિઓ, હેવાલને પુછતા.
રહ્યા છાનાં રડંતા બાળકો, પણ તાવ નાનાને;
પછી જંતર અને મંતર તણાં, ઉપચાર ત્યાં થાતા.
પુરી પચ્ચીશની ઉઠી, થયો જ્યાં છોકરો સારો;
મુકે પાણી હવે તપકીર પર, એ બાપ મતબાલો.
હજી તો બહુ રહ્યું કહેવું, કદી કંટાળશો વાંચી;
તમાકુ ચીજ જેવી ચીજ, 'નંદ' ના કદી યાચી.

૨

ફકીરો સાધુ સંન્યાસી, મથે વ્યસનો મુકાવાને;
ધરી એ હાથમાં હોંસે, તમાકું ચિલ્મમાં તાણે.
'બનાયી યહ અમીરી ચીઝકું, અલ્લાહને પ્યારે;
જીસીકો સેવનેસે કયા, જીગરકો શાંત કર ડારે'!
નથી જેને પઈ પૈસા તણી, આ લોકમાં પરવા;
ફસાયો જો તમાકુમાં, પડે છે યાર એ મરવા.

ભિખારૂં ભીખ માંગે છે, 'પ્રભુ સુખ શાંતિ સહુ દેશે;
રિબાતા આ મને બીડી, અરેરે કોઈ જો પાશે'!
અમીરી રાજ રજવાડો, જરી દૃષ્ટી કરી ન્યાળો;
નથી જ્યાં ન્યૂનતા પૈસા તણી, એ મંદીરો ભાળો.
તમાકુ ગોળમાં ભેળી, બનાવે છે ગુડાકુને;
પછી ચિલ્મો ભરી હોકાવડે, તાણે તમાકુને.
અમલદારો અમીરો પાંચ કે પચ્ચી મળી ભેળા;
લિયે આસ્વાદ હોકાનો, ક્રમેથી હાં! જુઓ કેવા.
'અમીરી ચીજ આ દુનિયા વિષે, જે કોઈ ના પીશે;
અરેરે! વ્યર્થ એ જન્મ્યો ભૂમિપર અંતે પસ્તાશે'.
જુઓને ભૂપતિઓ જે, સર્વના ન્યાયના દાતા;
પ્રજા ગૌબ્રાહ્મણોમાં જે, સદા સુખશાંતિને ચ્હાતા.
બની લંપટ અરે વ્યસનો થકી બેહાલ એ થાતા;
રહ્યો ક્યાં ન્યાય ભૂપાલો તણો? ઓ ઇશ તું ત્રાતા!
બનાવી સર્વ કોઈ ચીજ, આ દુનિયા વિષે ઇશે;
નથી એમાં અરે એકે, વિના ઉપયોગની દીસે.
જીવોને કાજ વસ્તુઓ, જીવો ના વસ્તુઓ માટે;
ભુલો કાં ભેદ એ સૃષ્ટિનિયમનો માર્ગને વાટે.
બનાવો દાસ વ્યસનોને, બનો કાં દાસ એના હો!
ગુલામો કાં બનો એનાં? ખરી જો શાન્તિને ચાહો.

૩

કદી દીઠા નથી ભાઈ, સુધારાના તમે સાથી;
ખરે જો જો તમે નક્કી, બહુ છે મોજ આનાથી.
વકિલ બૅરિસ્ટરો કે ડૉકટરો, જોશો વિચારોમાં;
હાથમાં બ્રીફ પ્રિસ્ક્રિપ્શન, અને ચીરોટ મોઢામાં.

ધુમાડા કાઢતાં મ્હોથી, હાથથી લેખણી ચાલે;
કાનથી રાવ સાંભળતા, આંખ ઝીણી કરી ભાળે.
વળી કૈતો તમે જોશો, ભટકતા પૂર ફેશનમાં;
પાટલુન કોટને સ્ટોકિંગ્સ વિલાતી બૂટ છે પગમાં.
હાથમાં સ્ટીકની સાથે, યૂરોપી હૅટ પણ માથે;
ગળે પટ્ટો વિલાયતનો, ટાઈ સાથે કડક બાંધે.
આવડે અક્ષરે ના એક પણ, ઇંગ્લીશનો જેને;
સીઝર સિગરેટ વિણ ચાલે નહીં, ઘડીએક પણ તેને.
અરે ઓ હિંદિ બંધુઓ, હજી નયનો જરી ખોલો;
બની શું લીન વ્યસનોમાં, મુખે સ્વાતંત્ર્ય જય બોલો!
ગુમાવ્યા જ્ઞાનતંતુઓ, સુકાયા હૃદયઝરણાંઓ;
શરિરકૌવત ગયું ચાલી, છતાં મદમસ્ત કાં ડોલો ?
ગયું ને જાય છે જાશે તણાતું દ્રવ્ય પરદેશે;
તમારા દેશની દાઝે જરા ઉંચું કરી ભાળો.
અંશ હો દેશ ભક્તિનો, શુષ્ક તમ હૃદયમંદીરે;
કહ્યું 'નંદલાલ'નું માની, લૂંટાતી લક્ષ્મી છોડાવો.

---

## દુનિઆનો માનીતો–શત્રુ.

### ખ્યાલ.

આ દુનિયામાં નવું લાકડું, ચાહતણું પેઠું કયાંઈ;
ટી ચીજના ગુણ ઉચ્ચારૂં, શ્રવણ કરો હિન્દુ ભાઈ.
અરે રામ આતે શું કરવા, બેઠા છે હિન્દી લોકો!
વગર વિચાર્યું કાર્ય આદરી, ખાએ છે જબરી ડોકો.
પ્રથમ ચીજ આ અજબ ચાહની, ચીન વિષે બનવા પામી;
તેમાં પણ યૂરોપ તણી, આ દુનિયામાં ખ્યાતી જામી.

સિલોન, પેકિન, કાંગ્રાવેલી, કલકત્તાની બલિહારી.
પોલ્સનની અજબ પ્રકૃત્તિવાળી, પણ લીપ્ટનથી સૌ હારી.
યૂરોપિ લોકો, મિલ્ક શુગર વિનાની, ચાહ પીવા લાગ્યા;
દુધ સાકર વિણુ કદી ન ચાલે, એવા હિંદિઓ જાગ્યા.
હિંદિ લોકના ભાગ્ય ભ્રષ્ટથી, હોટલ્સો તૈયાર થઈ,
તે પૈકીં હું કહું તમોને, સાંભળજો સૌ કાન દઈ.
અમદાવાદ નિવાસિ સજ્જનો, લક્ષ્મિ–લૉજમાં લ્હેર કરે.
ગોખલે–વેલણકર હોટલમાં, મુંબઈ–વાસી પેટ ભરે.
દોન સિંગલ ભજી બટાટી, પાવશેર પુરી આના,
શંકરપાળે અસેલ ચાંગલે, નવટાંકાંચા પ્લેટ આણા.
એટલામાં બે ગુજરાતીઓ, પાઘડા ઘાલી ત્યાં આવ્યા,
ડબલ એક લેમન કોલ્ડડ્રીંક, આમચ્યા સાઠીં લાવા.
એક સમે બે નિર્ધનિયાઓ, ગામ એકમાં ફરતા'તા,
પૃચ્છા કરતાં એમ જણાયું, ચહાની દુકાન જોતાતા.
'અરે ભાઈ શું કાર્ય આદર્યું, વ્યર્થ પઇસા કાં નાંખો ?
ગૌશાળામાં દૂધ મળે છે, તે પીને ભુખડી ભાંગો.
'દૂધ થકી વાયૂ પકડે છે, પચે નહીં એ તો મુજને,
ચાહ તણી તો ખુબી ન્યારી છે, ખબર નથી કે શું તુજને ?
ઉંઘ ઉડાવે આળસ કાઢે, કામ કરાવે ચુપકીથી,
મૂરખ જન શું સમજે એમાં, વ્યર્થ બીએ છે બિલ્લીથી'.
પ્રાચિનના લોકો સરવે, ઘણું કઠણુ કામ હાથે કરતા,
મુસાફરી ચાલી કરવામાં કદી નહીં પાછળ પડતા;
આધુનિક અબળા, સબળા, નબળા થઇને ઇહ છે વિચરે,
સત્ય શોધતાં, વિચારવંતોના, તનુ રોમાંચ ખડા કરે.

માઇલ એની મુસાફરી પણ, પગે ચાલીને થાય નહીં,
પાંચ શેરનો બોજો લઇ જતા, કમ્મર વાંકી થઇ રહી.
વધુ કહું શું ભાઈ! આપણાં કાળજડા કોરી ખાધાં,
શક્તિ આપણી બધી હરીને, રક્ત તણા પાણી કીધાં.
નથી ગયું કાંઈ વહી હજી, ચેતીને ચાલો સહુ ભાઈ,
ચીંચણવાસી 'નંદલાલ'ના વચનોપર, કરી ખ્યાલ કંઈ.

---

## કાળી દેવી યાને ચહા નિષેધ.

### કવાલી.

મૂર્ખ તું જઇશ મા બ્હેકી, નવીન વસ્તુ નિહાળીને;
થશે દુ:ખ પ્રાપ્ત એમાંથી, અંધ તું જો વિચારીને—મૂર્ખ.
અગર ચોક્કસ સમજ મનમાં, ઉપજશે વ્યાધિઓ તનમાં;
સખત આજ્ઞા બધી તારી, શકે ના તે ઉઠાવીને—મૂર્ખ.
કરૂં બેહાલ હું તેના, પડે જે પાશમાં મારા;
કાળી મા નામ છે મારૂં, ખબર છે કે નહીં તુજને—મૂર્ખ.
અગર વસ્તુ બધીઓમાં, નામ પંકાય છે મારૂં;
રૂવે છે તું વખત આવે, હિંમત સૌ જાય હારીને—મૂર્ખ.
અમલમાં તું બને ઘેલો, સમય સાધી કરે ખેલો;
ચમનબાજી ઉડાવે શું? મૂર્ખ મન જો વિચારીને—મૂર્ખ.
કદી કો દર્દિ કે બેદર્દ, પડે જો ફાંસમાં મારા;
દઉં શાંતી સદાની હું, છુરી વિષની ઉતારીને—મૂર્ખ.
પેટમાં પેશીને ખાવું, કદી કોને મનાવું ના;
બજાવું બાપની સેવા, મની કલદાર અપાવીને—મૂર્ખ.
કહે કો રંડી, દેવી ચા, નિશાની યા જડીબુટ્ટી;
જાદુગર ચોર જીવનનો, છતાં પરવા નહીં મુજને—મૂર્ખ.

અરે મિજલસ હશે જો ક્યાં, અગર તો સાલગીરી જ્યાં;
પ્રથમ પૂજે મને લોકો, મુકી દે તું લવારીને—મૂર્ખ.
અરે હોટલ તણો ટોટલ નથી કોઇએ હજી કીધો;
કરે શું માથ્થરો મૂર્ખા, જરા મન જો વિચારીને—મૂર્ખ.
સ્નેહ મેં કૈંકથી સાંધ્યો, સાસરા કૈંક મેં કીધાં;
પવાલા પ્રેમના પાઇ, દીધાં કૈંને ઉધારીને—મૂર્ખ.
મુસાફર થા જરા તું યાર, બતાવું કૈંક મમ ભર્તાર;
ન લાવે દોષ પણ તલભાર, મનાવે સર્વ યારીને—મૂર્ખ.
નજર કર સ્ટેશનો પર તો, બતાવું સર્વને ત્યાં હું;
અધરથી ચૂમીઓ લેતા, રીઝાવે કૈંક પ્યારીને—મૂર્ખ.
ન જાણે ભેદ જાતીનો, ન માણે ધર્મ નીતીનો;
વિના આ સાર પ્રીતીનો, સર્વ દેતા વિસારીને—મૂર્ખ.
નહીં કો' ઉંચ કે નીચા, અમો દિલમાં કદી ધરતા;
સર્વ સમદૃષ્ટિથી જોતા, અમો તો દૂધ વારીને—મૂર્ખ.
કહ્યું 'નંદલાલ'નું માની, મૂર્ખ તું છોડ નાદાની;
વ્યસન છે ચીજ મહા બુરી, તજીદે કાળી દેવીને—મૂર્ખ.

---

## દેહધારી જીવને.

જ્યારે હતો જઠરમાં, નવ માસ માના,
દીનો[1] બન્યો અતીવ, દુઃસહ યાતનામાં;
દૂર્ગંધ મૂત્ર મળ નર્ક, ભરેલ જેમાં,
કીટો[2] સમો તફડતો, સડતોય તેમાં;
કીધી અતિ કરગરી, સ્તુતિ આર્ત[3] વાણી,
આપ્યા વળી વચન, શ્રી ભજવા મુરારી;

---

૧ દયામણો. ૨ કીડાઓ. ૩ કરૂણાજનક.

તે સાંભળી કીધ કૃપા, પ્રભુ ચક્ર-પાણી,
નૌ[૧] માસમાં વિપત એ, સઘળી વિદારી.
છોડ્યો મહા નરકથી, અવતાર આપ્યો;
ભૂમિ પરે મનુજ[૨] સુંદર, દેહ થાપ્યો.
દીધી મતિ ગહન ને, ગતિ શુદ્ધ વાચા;
સર્વેન્દ્રિયો સુગમ ને, ગમ[૩] જ્ઞાન[૪] સાંચા.[૫]
રે મૂર્ખ એ સકળ વાત, મૂકી વિસારે,
સંસારના ક્ષણિક સ્વાદ, મહીં શું ફાલે?
આપ્યા હતા વચન તે, શું દીધા વિસારી!
માયા તણાં પવનમાં, ગઈ શુદ્ધ સારી.
રે મૂઢ! એ સકળ વાત, મને[૬] વિચારી;
જાયા સમે સ્તન ભર્યાં, પયથી મુરારી.
જાયે વહ્યો અમુલ વારિ સમો સમો[૭] રી;
જોને અલ્યા નયન પાંખ, જરી પ્રસારી.
ખોયું ભલાં, શિશુ પણું રમતો રમીને;
યૌવન ગયું પશુ સમું, વિખ-કામ[૮] લીને.
આવ્યે જરા[૯] બળ જશે, વપુનું હણાઈ;
નિસ્તેજ નેન પણ થાય, સુઝે ન કાંઈ.
દાંતો પડે મુખ ગળે, લીંટ નાક ઢાળે;
કાંઠો વળે, ચરણ દંડ વિના ન ચાલે.
માથે ઉભો, નયન કાળ કરાળ ફાડે;
તાંકી રહ્યો જ વિધુને,[૧૦] જયમ રાહુ ન્યાળે.

---

૧ નવ. ૨ મનુષ્ય. ૩ સમજ-બુદ્ધિ. ૪ જ્ઞાન. ૫ સંચા-મશીન, ૬ મનમાં. ૭ સમય, ૮ વિષય-વિષ-કેફ. ૯ ઘડપણ. ૧૦ ચંદ્રને.

આવી અચાનક, અસુ[1] હરશે અજાણ્યે;
મીની[2] ગ્રસે મુશક વા, બગ મીન[3] જાણે.
છોડી જશે પલકમાં, નરદેહ પ્રાણો;
માતા પિતા ભગિની ભ્રાત, ન સાથ કો'નો.
રહેશે રડી વધુ[4] વળી, તન વા તનુજા;
સંગાથ ના સુકૃત દુષ્કૃત, વીણ દૂજા.
દેવો થશે જરૂર જાણ જવાબ સારો;[5]
શે કાજ તેં ધરણીપે, અવતાર ધાર્યો.
ભૂલી જતાં નિયત કર્મ, કૃતાંત,[6] કામી!
ત્રૂટી પડે શિર, ઘટા[7] ઘન[8] દુઃખ જામી.
આજ્ઞા સુણી ધરમની, ફરવા ફરીથી;
ચક્રાર[9] પંક્તિ સમ, યોનિ વિષે ક્રમેથી.
નીચા ઢળે નયન, મસ્તક હાથ લેશે;
સંભારતાં વચન, ગર્ભ વિપાક વેશે.
માટે હજી સ્મર અલ્યા, સ્મરનાથ[10] ચિત્તે;
માની જરી મન વિષે કહ્યું 'નંદ' પ્રીતે.

---

# દાતા ન છૂપે દારિદ્રી સમીપે.

(ઇંદ્રવજ્રા)

હજાર હાથે જગદીશ આપે,
લેશો કહો કેટલું એ જ હાથે?
લેતો થશે તેટલે હાથ જ્યારે,
સંભાળશો એ કરોથી શું ત્યારે? ૧

---

૧ પ્રાણ. ૨ બિલાડી. ૩ માછલું. ૪ સ્ત્રી. ૫ સઘળો. ૬ યમરાજ.
૭ જુથ્થ, ૮ વાદળાં ૯ ચાકડાના આરાની પંક્તિ. ૧૦ કામદેવનો દેવ-પ્રભુ.

આપ્યું ન કર્મે અખિલેશ બાપે,
તે પામરો આ બિચારા શું આપે!
જ્યાં સાધનો તે ન પોહોંચ્યા કિનારે,
ડૂબી રહ્યા તે બીજાને શું તારે! ૨
છે રંગભૂમિ ધરા સત્ય માનો,
ને પાત્ર સૌ પ્રાણીઓને પ્રમાણો;
જે તે ભજાવ્યે જશે વેશ તેનો,
તેમાં નહીં માનવો દોષ કો'નો. ૩
સંચીત હોયે ફળો કર્મના જે,
તે ભોગવ્યે મુક્તિ માનો ખચીતે;
જ્યાં શ્વાસ લેવો નથી હાથમાંયે,
દેવો બીજાને જ શો દોષ ત્યાંયે! ૪
માંગી સતાવો નહીં રક્ષકોને,
એ તો રખેવાળ લક્ષ્મીતણાં રે;
દેખો દયાથી દયા પાત્ર એ છે,
દાતા ન છૂપે દરિદ્રી સમીપે. ૫

---

## ઇંદ્ર વજ્ર.

વૈકુંઠમાં વાસ તેનો જ હોયે, દઈ બોધ સન્માર્ગનો છે રહ્યો જે;
પ્રત્યક્ષ એ દેવ જેવો મનાયે, તાદૃશ્ય દેખાય ના દેહ તોયે. ૧
પરડે ભલે માનુષી દેહ ધારી, રાખી દયા લે બીજાને ઉગારી;
યત્નોવડે માનવી દેવ થાયે, ત્રણે ભૂમિમાં યશોગાન હોયે. ૨
બન્ધો ન બાધે રહે મોક્ષ–રાજી, કલ્યાણકારી પ્રભુ તો થશેજી;
લાલિત્ય સંકીર્તને જે રીઝાવે, લક્ષ્મી–પતિ નંદના 'નંદ' ભાવે. ૩

---

# નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે.

( ભુજંગી. )

અલ્યા હું કરૂં મેં કર્યું શું બકે છે ?
નથી કાંડીએ હાલવી હાથ તારે;
થવાનું થતું જાય છે ને જ થાશે,
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૧
નકામો વહે બોજ ના સાર જાણે,
ખટારા તણો ભાર શું શ્વાન તાણે;
તજીદે અભીમાન એને ગ્રહે શે ?
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૨
અભીમાનથી કૈંક લંકેશ જેવા,
ગયા હામને દામ મેલી અકેલા;
કર્યાં કર્મ જે હાથ તે સાથ રહેશે,
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૩
થયા કૈંક રાજા હરિશ્ચંદ્ર જેવા,
મહા પુણ્યશાળી નરો ધર્મ જેવા;
ગ્રહ્યા કર્મયોગે વિધું રાહુ ગ્રાસે,
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૪
ઘણાંએ ન ધાર્યાં કદી સ્વપ્નમાંયે,
સહ્યા કષ્ટ એવા વિધિની ગતિએ;
ધરી ધૈર્ય દુઃખે રહેવું, ડરે શે ?
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૫
ભલે વિશ્વના દુઃખ ભેગાં મળીને,
પડે શીર તારે ન જાતો ડરીને;

તિમિસ્રા જતામાં દિવા દર્શ દેશે,
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૬

હશે સાથમાં સંઘર્યું જેવું ભાતું,
મળે છે તને તે નિરાંતે જ ખા તું;
ન ઓછું અધીકું તને કોઈ દેશે,
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૭

જરા દેખતાં અભ્યુદે' તું બને શું,
અલ્યા મસ્ત ? પીધી સુરા મર્કટે શું !
છતે બાંધ ભાતું દિવા, રાત્ર થાશે,
નિજાનંદમાં મસ્ત રહેવું હમેશે. ૮

---

## શાર્દૂલ વિક્રીડિત.

ફર્માનો નિજ ધર્મના, હૃદયમાં રાખી સદાયે રહો;
રેલાવી ઉર રેલ ભક્તિ-રસની. આનંદ એનો લહો.
દુંદૂભી દુનિયા તણાં વિજય ને, કીર્તિ તણાં ગાજવો;
'કેવો હોય અનંત પ્રેમ જગમાં,' પ્રત્યક્ષ એ દાખવો.
દાવાનળ દુનિયા તણાં સળગજો, દારિદ્રય દેખાય ત્યાં;
દાતારો દુનિયા તણાં વિરમજો, દીયો તમે દાન જ્યાં.
ચાંદો બીજ તણો વધે પ્રતિદિને, શોભાવતો આભને;
જીવો તેમ દીપાવતા જગતને, આ'નંદ' આરાધને.

---

## અભેદ ભાવ.

### (કવાલી.)

જરથુસ કહો કે કૃષ્ણ કે, શિવ રામ સઘળાં એક છે,
જીસુ ખ્રિસ્ત કે મહુમ્મદ કહો, અલ્લાહિ અકબર એ જ એ;
સર્વે થયા મહા યોગિઓ, એ વંદવાને યોગ્ય છે,
વિભુ એકના અંશો બધાંયે, નામ માત્રે ભેદ છે.

---

### દોહરા.

૧.

વસવું ત્યાં જ વિચારીને, જ્યાં ન દુષ્ટ ગતિ હોય;
હોય ન કદીએ ભ્રમર કર, જયમ ચંપક વનમાંય.

૨.

રણ સન્મુખ પગ શૂરના, વચન કહે છે સંત;
નીકળી પાછાં ના હઠે, જયમ હાથીનાં દંત.

૩.

વગર કહ્યે સત્પુરૂષ તો, પરની પૂરે આશ;
કોણ કહેતું સૂર્યને, ઘર ઘર દિયે પ્રકાશ.

૪.

જેના તેના સમય પર, સહુને આદર હોય;
ભુખ લાગે ભોજન ગમે, તરસે પ્યારૂં તોય.

૫.

ઓછાં જનનાં પેટમાં, મ્હોટી વાત ન માંય;
અર્ધશેરનાં પાત્રમાં, શેર નહીંજ સમાય.

---

# પ્રકીર્ણ.

## બાલ સ્મરણાં.

ગયા ક્યાં એ સ્મરણાં? અમીઝરણાં મધુરાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? મનોહરણાં રસાળાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? જીવન ભરણાં મરાળાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? સુખી કરણાં નિરાળાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? હાસ્ય સ્ફૂર્ણાં રૂપાળાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? ઉષા કિરણાં અનેરાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? દોષહીણાં દુલારાં એ !
ગયા ક્યાં એ સ્મરણાં? નિર્વિકારી કુમારાં એ !

---

## નૂતન વર્ષાભિનંદન.

**(શાર્દૂલની રાહે)**

સાલ મુબારકની પ્રભા પ્રસરતાં, વિશ્વે વધે હર્ષિજો;
નંદીકેશ્વરના વિલાસ ભવમાં, ઠણકા* કરે નંદી જો.
દર્દીના દુઃખથી વિમૂખ રહિને, લલના પુરૂષો હજો;
લાલન પાલન પુત્ર પૌત્રનું કરી, દાનાઇ સ્વીકારજો.
લક્ષ્મીના મદથી છકી જઇ કદી. સચ્ચાઇ ના છોડજો;
પ્રાર્થે **શંકરલાલ** પૌત્ર પ્રભુને શાંતિ સહુને થજો.

---

* નૃત્ય કરે.

**દોહરો**

નૂતન વર્ષાનંદ જે, અંતરમાં ઉભરાય;
કોટ્યાનુકોટિ યત્નથી, પણ વર્ણ્યો નવ જાય.

---

## આશીર્વચન.

સદા અવનવા, અમોઘ વરવા, કરો કરતલા,
સમસ્ત જગના, બધાં રૂચિકરા, પદાર્થ સબલા;
નહીં વિરમતા, વધો જગતમાં, રહો મલપતા,
ચહુંજ દિલથી, જગત્ ઝપટમાં, ડરો નહિં કદા.

---

## માતા મહાલક્ષ્મિ.

મુંબાપુરીથી દશ વીશ કોશે,
શોભે દિશા ઉત્તરે સુ-પ્રદેશે;
અર્બી કિનારે ભલી ભાંત ભાળો,
ચારે દિશા વારિપ્રવાહ વાળો. ૧

કસ્બો કહો ગ્રામ વિશાળ વા તો,
નાના વિધિ યોગ્ય ઉદ્યોગ થાતો;
જ્યાં પાનને ફૂલ ફલથી ઉભાતો,
દક્ષીણુ પશ્ચિમ મૃદુ વાયૂ વાતો. ૨

જ્યાં આમલી આંબ તાલી તરૂઓ,
ને નાળિયેરી ઝૂકે કદલીઓ;
જ્યાં ઘાસ ને મૂળ તંદૂલ પાકો,
પાકે યથાકાલ વિધ વિધ શાકો. ૩

વસ્તી ગણાતી, પડ્ હજાર કેરી,
હિંદુ મુસલ્માન ત્યમ પારસીની;
ઉદ્યોગ ખેતી ખરો જ્યાં ગણાતો,
નીતી રિતી ધર્મ જ્યાંનો મનાતો. ૪

વાડી વજીફા વળી આમ્ર બાગો,
ખીલેલ પૂષ્પો તણી જ્યાં પરાગો;
મ્હેંક અકિંચન અને ધ્યાનક સ્હામે,
શાંતિ ખરી જ્યાં વિપત્તિ વિરામે. ૫

સોનાર લોહાર કડિયા કસારો,
કારીગરો સુચણકારો સુતારો;
જ્યાં બંગડીની હતી બહુજ ખ્યાતી,
વાણિજ્ય વ્યાપાર રીતી ગવાતી. ૬

આલ્હાદિની **ચિચણી** નામ ધારી,
ભૂમિ ભલી જન્મદાત્રી અમારી;
**તારાપુરે** શોભતું તેની જોડે,
દક્ષિણમાં ચાર ફર્લાંગ દૂરે. ૭

ખાડી થકી ભિન્ન ગણાય તોયે,
સંબંધથી એક મનાય છે એ;
ત્યાં પારસીઓ ઘણાંએ વસે છે,
ખેતી તણાં ઉદ્યમોમાં મથે છે. ૮

અમારતી કાશ્પુર જંગલો જ્યાં,
મૂકી જુઓ પૂર્વમાં પર્વતો ત્યાં;
માઇલ ચોવીશને અંતરે છે,
માતા મહાલક્ષ્મી ગિરિપે બિરાજે. ૯

દૂરે થશે દેખતાં ટોંક વાળો,
દેવી-ગિરિશૃંગ શોભે રૂપાળો;
તેની તળેટી મહીં શોભતી શી !
દેવાલયે મૂર્ત્તિ માની ભલીશી. ૧૦
દેદિપ્ય દેખાવ પ્રભાવશાળી,
વ્યાઘ્રાસની શાંત સ્વભાવ વાળી;
જોડે રૂડી દીપતી મૂર્ત્તિ નાની,
પ્રચંડ ચંડેશ્વરી કાળિકાની. ૧૧
મેળો ભરાતો ભલીભાંત ત્યાંનો,
ચૈત્રી પુનેમી દશ પાંચ દી' નો;
ખેડાં તણાં પૈર જનો ઘણાં જ્યાં.
છોટા મડી હાટ લઈ જતાં ત્યાં. ૧૨
ભાવીક ભક્તો ગુજરાતમાંના,
આવે ઘણાં દર્શન કાજ માના;
આવે બહુ લોક બાધા લઈ ત્યાં,
પાડે પુરા કોડ સૌના ભલાં મા. ૧૩
થાયે મહા યજ્ઞ જ્યાં પૌર્ણિમાનો,
હોમાય અણગણ્ય ઘૃત નાળિયેરો;
જ્યોતિ ઝબૂકે ઘૃતની સદાને,
ભૂવો ગિરિપે અરપે ધ્વજાને. ૧૪
પ્રત્યક્ષ દેખાય પ્રતાપ જેનો,
વાણી કથે કેમ પ્રભાવ તેનો;
ખ્યાતિ ઘણી જેની જગે ગવાણી,
આ 'નંદ' નાંદે સદા જોડી પાણી. ૧૫

---

ગોર્ધનદાસ વનમાળીદાસ બૉર્ડીંગનાં સંચાલક
અને માનવંતા ટ્રસ્ટી



**ગં૦ સ્વ૦ શ્રીમતી મહાલક્ષ્મી બ્હેન લક્ષ્મીદાસ પારેખ.**

જન્મ સં. ૧૯૩૮ માગશર કૃ. ૫.

# કોયલને.

## વસંત તિલકા.

(૧)

આં તો અરે, બધિર લોક બધાં વસે છે !
કાં કોકિલે ! મધુર કંઠ નિનાદવે છે ?
દષ્ટે જતાં, અઘડ વ્યાધ શિકાર જાણી,
વિંધી જશે, વિરમ બા ! કહું જોડી પાણી !!

(૨)

આમોદભર કુસુમ, કંઈક ખિલી રહ્યા છે,
જેની સુરભ, ઉપરિ વ્યોમ વહી રહી છે;
એવી કલી વિકસતી, કદિ હાથ આવે,
હાથે વતી મસળિ, અંગ બધે લગાવે.

(૩)

સુણે નહીં, સમજવા નહિં લેશ ધારે,
જાણે બધું જનમથી, બસ એમ માને;
સંભાળતા જુગતથી, બહુ કાચ પાસા,
ખૂણે જડે રખડતા, રતનો હીરા સા.

(૪)

જા વેગથી, રસિક લોક ઘણાં વસે જ્યાં,
કલ્લોલ લોલ કરતા, પ્રેમાશ્રુ ભીનાં;
ટુહૂક ટુહુક કરજે, દિન રાત છો ત્યાં,
આનંદછોળ ભર, દંપતિ સ્નેહ ઘેલાં.

---

## નિદ્રા.

### શાર્દૂલ.

એ નિદ્રા મધુરી ! પ્રજાજન તને, સપ્રેમ આલિંગતા,
લેતા નિંદ સુખે વિસારિ વિભુને, સાનંદ આંદોલતા;
ભૂલીને ભ્રમતા ભવાટવી વિષે, થાકી જતાં શોધતા,
રાજા રંક સમાન માન મુકીને, તું ઓથ સ્વીકારતા.

---

## વસંત.

### રાગ ખમાજ.

પદ.

ઘનઘોર સકલ નભ છાયું-રે...(૨)
કરત પુકાર, ચંકો...ર ચાતક,
મોર બપૈયા નાચત;
ગાવત કોકિલ કોમલ કંઠે,
દાદુર કરત પુકા...ર:
પુષ્પ પરાગ, અતીવ મનોહર,
વહતી આ...મંદ વાયુ-રે...ઘન.

---

## એક પુષ્પ.

### માલિની.

બહુ લઈ ભટકયો હું, વિશ્વમાં જોઇ જોઇ,
શ્રમિત બહુ થતાંએ, યત્ન મૂકયો ન કાંઈ;
સત-સુરભિ તણો આ, પારખી કોઇ જાયો ?
અતિ પરિચય અંતે, હા જુગલ! તું જણાયો.

બહુ અવગુણ દોષો, યા જુઠાણાં ઘણાંએ,
અમ શિરપર મ્હેલ્યાં, ત્હોમતો જે જનોએ,
નહિં કદી ઉર ધરતાં, કાન કાચા કરીને,
દઇ દિલ આલિંગન, ચિત્ત મ્હારૂં હર્યું તેં.

---

## બુદ્ધિ-બળની રમત.

રાજા મંત્રી મધ્યમાં, બે ઉંટો બે પાસ;
બે ખૂણે બે ગજ ધરો, મધ્યે તુરંગ વાસ.
પ્યાદાંઓ આગળ ધરી, રચો રૂડેરી ફોજ;
ખેલે ચતુરો ખેલ ત્યાં, કરે ફોજ અવરોધ.

**ચાલ.**

સીધો ત્રાંસો ફરે હરે, નૃપતિ ચાલ ઘર એક;
મંત્રી અશ્વ ગતિ વિના, સૌ ગત ચાલે દેખ.
ત્રાંસો ચાલે ઉંટડો, અશ્વ અઢૈયા ધામ;
સીધો હાથી ચાલતો, ફોજ તણો અભિરામ.
પ્યાદો સીધી ચાલ, ના ફરે નીરંતર જાણ;
ચાલી ત્રાંસો મારતો, બાજી એ પરમાણ.
જ્યાં લગી નૃપ હો તખ્તપર, ચાલ અઢૈયા ધામ;
અશ્વ ગતિ શાહ ના પડે, ચેતે ચતુરસુજાણ.
કમજોરી ના ખેલવું; એ ગમારનું કામ;
પ્યાદાં જોડી ચાલતા, બુદ્ધિ બલનું ધામ.
ઇરસ ઉરૂન તપાસીને, ખેલ ખેલવો ભાઈ;
ચતુરાઈ ભૂલી જતાં, ફોજે આવે ધાઇ.

સીધા ત્રાંસા સાથમાં, બે રાજા નવ જોડ;
શહ પહેલો સંભાળવો નૃપનો, રહે ન ખોડ.
ગતિમાં હો નૃપ જ્યાં સુધી, ત્યાં સુધીનો તે રાય;
નૃપતિ ગતિ અટકી પડે, પૂરો ખેલ ગણાય.

---

## શેરબજારમાં શેરોની પતાવટ ૧૯૭૭.

### કારિકા.

કરીમ, ક્રેસંટ, કોલાબા, કોહીનુર, હાઇડ્રો, ટ્રામ વળી,
ફીનિક્ષ, ફાઝલ, ફીન્લે, ડાઇંગ, બર્મા બેઉ સાથ મળી;
સ્વદેશ, શાપુર, સિમ્પલેક્ષ, સેંચરી, સ્વૉન, શિવરાજ ગણો,
સ્ટીમર, બુંદી, બ્લીચીંગ સાથે, નાગપુર, ન્યુ ગ્રેટ ભણો.
ખટાઉ, ડેવીડ, આલકોક, ઇંદોર, માઇનીંગ, પર્લ, વળી,
તાતા, કટની ઑર્ડીનરી ને ડિફર્ડ તાતા જાય ભળી;
વાયદા થકી પત્યા જાય છે, ગણ્યાં શેર જે ઉપરના,
પતે રોકડે આ શિવાયના રહ્યા શેર જે બાકીના.

---

## ઘડીઆળનું ગીત.

જુઓ તમે સુંદર આ કેવું, દીસે છે ઘડીયાળ?
બોલે પણ કટકટ ને રીઝે, નાના મ્હોટા બાળ.
કલાકનો કાંટો નાનો તે, ધીમે ધીમે જાય;
મીનીટનો કાંટો જે મ્હોટો, ઉતાવળો બહુ થાય.
બાર ખંડ જેમાં પાડ્યાં છે, ચંદો તે કહેવાય;
દરેક ખંડે પાંચ મિનિટના, આંકો પણ દેખાય.

બાર ખંડ મ્હોટો ચાલે જ્યાં, કલાક એક ગણાય;
(પણ) નાનો કાંટો એક કલાકે, એક ખંડમાં જાય.
એક બે ગણી મ્હોટા અંકે, બાર વાગશે જ્યાંય;
બંને કાંટા એક મેકની, સાથે ત્યાં જોડાય.
બાર પછી છૂટાં પડતા જ્યાં, મ્હોટો વધતો જાય;
મિનિટ તેટલી ગણી હિસાબે, વાગ્યા રે સમજાય.
પંદર મિનિટે પા કલાક, ને ત્રીસે અર્ધો થાય;
'નંદ' કહે જ્યાં સાઠ થાય, ત્યાં પુરો કલાક ગણાય.

---

## અલૌકિક રાજસ્વપ્ન.

### લાવણી.

સુણ સચિવ માહરા શાણા કહું એક વાત,
દીઠું સ્વપ્ન અજબ મેં આજ સુરમ્ય પ્રભાત;
દૃષ્ટિયે પડતાં આનંદ ઉર ન સમાય,
પણ કહેતાં આમ જનોમાં હાંસી થાય.
કોઈ અજબ પરીઓ નૃત્ય ત્યહાં કરતી'તી,
વળી ગાન તાલથી વૃક્ષ પરી ફરતી'તી;
શું વૃક્ષતણું એ બ્યાન કરૂં હું આંહીં!
મુજ રાષ્ટ્ર અખિલમાં પણ નવ દીઠું ક્યાંહીં.
થડ તામ્રતણું શાખા ચાંદીની સોહે,
વળી પર્ણ સુવર્ણ મનોહર ચીતડું મોહે;
હંસો કંઈ માનસ સરવર ભૂલી ભ્રમતા,
એ વૃક્ષ ઉપર મૌક્તિકનો ચારો ચરતા.

---

## ક્ષાત્ર–જીવન.

### કવ્વાલી.

પ્રભુ તું ટેક સાચવજે, અમારે આશરો ત્હારો,
પરાર્થે ક્ષત્રિઓ ઝૂઝે, ન દૂજે કોઇએ સ્હારો;
લલાટે એ લખ્યા લેખો, વિધાતાએ અમારે તો;
'ભલે મરવું ન ડરવું જ્યાં, ખરો અન્યાય દેખાતો.'
અમારા જીવનો બાપુ! ઘડયાં તેં ન્યાય જાળવવા;
પ્રજા સંતાન સમ તોષી, નીતિને ધર્મ કેળવવા.
ઘણાં ઉપકાર કીધાં તે, અમારી લાજ રાખીને;
બચાવા દેશને આજે, તું શક્તિ આપજે બાપુ!

---

## જપ–યાગ.

બલિ જાઉંરે મોહન ત્હારા નામ પેં—બલિ.
સનમનિયા ત્હારા લેઉં રે શામળિયા, (૨)
ગાઉં રે ગોવાળીયા ગીતરે;
વેણું થકી વ્રજ ઘેલું કીધું હરિ, (૨)
રાસ જમાવ્યા સુરીત રે—બલિ.
ગિરિવર ધાર્યો ટચલી આંગળીએ, (૨)
ઉતાર્યું ઇંદ્ર ગુમાન રે;
મહા વિષધર કાલિ નાગજ નાથ્યો, (૨)
વ્રજના વધાર્યા માન રે—બલિ.
અર્ચા લીધી ચંદનની વ્હાલે, (૨)
કુબ્જાને કામણ કીધ રે;

ચોર અને વ્યભિચારી કહાવ્યો (૨)
જગને શિક્ષા દીધ રે—બલિ.

કેશી કંસ પછાડિયાં વ્હાલે, (૨)
આપ બન્યો વ્રજરાજ રે;
પાંચાળીના વ્હાલે ચીર પૂર્યાંને (૨)
લજવ્યો કૌરવરાજરે—બલિ.

ઝેર તણાં વ્હાલે અમૃત કીધાં, (૨)
રાખી મીરાંની લાજરે;
તાતી કઢાને શીતળ કીધી, (૨)
ભક્ત સુધન્વા કાજરે—બલિ.

મ્હેતાને કંઠે હાર સજ્યો હરિ, (૨)
નમાવ્યો મંડળીક રાયરે;
નામદેવનું નામ વધાર્યું. (૨)
જીવાડી મુઈ ગાય રે—બલિ.

સેના ભગતનું કાજ સુધાર્યું, (૨)
ન્હાવી બન્યા પ્રભુ આપ રે;
સુરનર મુનિજન સઘળાં સેવે,
નારદ જપતાં જાપરે—બલિ.

ભાવ દીઠો ત્યાં ગુણિકા તારી (૨)
તાર્યો સજન કસાઈ રે;
પદરજના પરતાપ વડે પ્રભુ,
તારી અહલ્યાબાઈ રે—બલિ.

રામ રૂપે હરિ રાવણ માર્યો, (૨)
રાખી સીતાની લાજરે;

પુત્ર પતિ પત્નિ ધર્મ બતાવ્યા, (૨)
વિભીષણને દીધું રાજ રે-બલિ.
ભાવ વિહોણાં ભોજન ઠેલી, (૨)
ભાજી આરોગ્યા ભગવાન રે;
એઠાં બોર શીબરીનાં ખાધાં, (૨)
પીંવા ગણ્યા પકવાનરે-બલિ.
ભાવ તણો વ્હાલો ભુખ્યો સદાયે, (૨)
પ્રેમ-ભક્તિ ભોજને ધરાય રે;
નામ જપે ગજરાજ બચાવ્યો, (૨)
ગ્રાહ હણ્યો જલમાંયરે-બલિ.
નિંભ થકી વ્હાલે બળતાં બચાવ્યા, (૨)
બીલ્લી કેરાં બાળરે;
નૃસિંહરૂપે હણ્યો હિરણ્યકશ્યપુ, (૨)
ઉગાર્યો ભક્ત પ્રલ્હાદરે-બલિ.
લેતો રૂપ અવનવા વ્હાલો, (૨)
કરવા ભક્તોને સ્હાય રે;
નામે કામ ઘણાંના સીધ્યા, (૨)
'નંદ' સદા ગુણ ગાય રે-બલિ.

---

## બાલા-કરૂણા-સ્તુતિ.

**(કન્યા વિક્રય)**

નથી કોઈ મ્હારૂં રે, નથી...કોઈ મ્હારૂં રે,
આ......જગમાં;
તું છો એ...ક આધા...ર, વિભુવર...તું છો એક આધાર.
—નથી કોઈ મ્હારૂં રે.

માત પિતા......અરિ,
ભ્રાત મતિયે......ફરી,
કરજે તું...અવ વા...ર; વિભુવર...તું છો એક આધાર.
—નથી કોઈ મ્હારૂં રે.

ધન લોભી......વડીલો સહુ મ્હારા,
કન્યાનો......વિક્રય કરનારા,
ત્રાતા તું......આ વા...ર; વિભુવર...તું છો એક આધાર.
—નથી કોઈ મ્હારૂં રે.

દંત ગલિત, નિસ્તેજ નયનનો,
વીર્ય હીન, કર્ચેલિત અંગનો,
વૃદ્ધ દિસે...ભરથા...ર; વિભુવર...તું છો એક આધાર.
—નથી કોઈ મ્હારૂં રે.

બાલક હું, પિતુ આજ્ઞા તોલી,
શકું નહીં, અક્ષર પણ બોલી,
આશ્રય તું...કિરતા...ર; વિભુવર...તું છો એક આધાર.
—નથી કોઈ મ્હારૂં રે.

---

## સંવત્ ૧૯૭૪ ના સાલની ભયંકર દીવાળી.

### મુંબઈ.

આવી આવી દીવાળી આવી આવી,
ચાલો ચાલો, જોવાને જઈએ બહાર (૨)
ચાલો જોવાને જઈએ બહાર,
ભલા ચાલો, જોવાને જઈએ બહાર—આવી.

આ તે દીવાળી કે હોળી? કહો શું! (૨)
ઘેલાં થયા મ્હેરબાન—ભલા ચાલો.

કેમ ભલા?

મૉટર ગાડી ભોં ભોં કરતી ફરે છે,
સાઇકલો સરરર સાદ કરે છે,
વિકટોરિયા ઘંટ નાદ કરે છે,
શોભા દીસે એ સુમાર.—ભલા ચાલો.

ના, ના, ભૂલ થાય છે.

ત્યારે?

ભોંકણ ગાડી ભારે ભીતી બતાવે,
સાઇકલો સર સર સાદ સુણાવે,
વિકટોરિયા હોળી હાથ જણાવે,
ભાગો હવે મારા બાપ—ભલા ચાલો.

હં હં હં! (હસી કાઢે છે)

લોકો ભપકાથી ભરપૂર દીસે છે,
રોશની સર્વત્ર વાસ વસે છે,
ગાન તાનની ધૂન જ્યાં ત્યાં મચે છે,
ઇંદ્રપુરી સાક્ષાત (જાણે)—ભલા ચાલો.

હમ્! (નિઃશ્વાસ નાંખી)

ભપકા નથી ભાઈ ભૂલ કરો છો,
ખાલી હઠવાદ શાને કરો છો?
અંતે જ્યોતિ જેમ ભભક દીસે એ,
આવ્યો પૂરો પ્રલય કાળ (જાણે)—ભલા ચાલો.

હજી સાંભળો.

મૉટરમાં બેસે તે બૉટલ ધરે છે,
વૈદ્ય ડૉકટરોની શોધ કરે છે;

અંતે ઔષધી રંગ અંગ ભરે છે,
પ્રીતે પવાલા પીવાય—ભલા ભાલો.

વળી,

હોળીને રંગ અંગ વસ્ત્રો ભીંજાવે,
રસિયાઓ પ્રીતીથી નયનો મિલાવે;
આ તો વસ્ત્રાંગ સહ અંતર પલાળે,
વહાલાં પાડે અશ્રુધાર.—ભલા ચાલો.

હોળી સમે જે વાજીંત્રો બજાવે,
મૃત્યુ પછાડી હાલ આભ ગજાવે;
ઘુઘરાં, મગજ, સેવ સાંડે હવાં તો,
દીવાળીમાં દહાડા ખવાય—ભલા ચાલો.

કાષ્ટ પેરે જન-દેહો બળે છે,
જાણે હોળીકા જન-યાગ કરે છે;
પૃથ્વી પરે કાળો કેર કરે છે,
હાય ! આ તે શું કહેવાય !—ભલા ચાલો.

ખોપરીઓ ફટફટ ફટાકા ફુટે છે,
જોતાં આંખો સાથે છાતી ફાટે છે;
અગ્નિપ્રચંડમૂખ અસૂરો હસે છે,
સ્હાય કરો 'નંદલાલ.'!—ભલા ચાલો.

**આ લખાણને સમયે તેમાં જણાવ્યા મુજબ ઇન્ફ્લુએન્ઝાનો ભયંકર રોગ મુંબઈ તેમ જ હિંદસ્તાનના ઘણાં ગામડાંઓ તથા શહેરોમાં પ્રચલીત હતો. અને તે સમયાનુસાર મુંબઇમાંજ આ લખાણ થયું છે.**

---

# પત્ર–લેખન.

સ્વસ્તિ શ્રી **ચીંચણપૂર** માંહી,
પ્રિય મિત્ર પુરષોત્તમ **બાબુભાઈ;**
લખે પત્ર તવ મિત્ર મુંબાપુરીથી,
દેશાઇની ચાલિ ભુલેશ્વરીથી:
તવ પત્રના દર્શથી હર્ષ થાયે,
આનંદ ઉર્મી ઉર ના સમાયે;
પિતા આપના દર્દથી દુઃખી થાતા,
સુણી વાણ ઉદ્વિગ્ન મનને ન શાંતા.
બિના બાકીની સર્વ છે કુશળ અત્ર;
સદા શાંતિ ને સુખ ચાહું હું તત્ર.

× × × ×

કુશળ માહરા સર્વને ત્યાંય કહેજો;
પ્રિય મિત્ર **હરકીસનને** ધીરજ દેજો.
મમ માતને તાત તવ પૂજ્ય ભ્રાતા;
કહો ઘટિત સહુને મને યાદ કરતા.

× × × ×

કદી ભૂલ જો થઈ હશે પત્ર માંહી;
સુધારો કરી વાંચશો, સ્નેહી ભાઈ.

**દુહો**

કૃષ્ણ પક્ષની અષ્ટમી, કાર્તિક માસ લખાય;
સાલ બ્હોતેરૂં સુગમ છે, ભોમવાર ગણાય.

---

# નિવાપાંજલિ.

પ્રશ્નોરાનાં કુળ જેણે અજવાળિઆં,
બ્રાહ્મણ કુળ દીપાવ્યા જેણે કર્મથી;
ધર્મ ગણી આર્તોને આશ્રય આપિયાં,
વૈદ્ય વિભૂષણ એવા **ત્ર્યંબકલાલ** એ. ૧

તાત **જટાશંકર** જેના બુદ્ધિ-બલિ,
સદ્ગુણ-સાગર શાન્તિ-અગાર દયાનિધિ;
વૈદ્ય સમૂહે જેનો ડંકો ગાજતો,—વૈદ્ય. ૨

ઐહિક ધન્વંતરીના પદને છાજતાં,
તાત થયા પરલોક સને ત્રેવીશમાં;
શાન્તિથી ઉજ્જ્વલતામાં વૃદ્ધિ કરી,—વૈદ્ય. ૩

ભાવનગર ને સાવર-કુંડલામાં રહી,
રાજ્યવૈદ્યના નામે કીર્ત્તિ મેળવી;
ધન્ય ધન્યના શબ્દ થકી ડોલે ધરા,—વૈદ્ય. ૪

મુંબાપુરીની મધ્ય જમાવ્યું રાજ શું!
નાનકડું પણ રમ્ય દવાખાનું કરી;
શ્રીમાનો સ્વામીઓ માન ભૂલી જતાં,—વૈદ્ય. ૫

રોગ નિદાન પરીક્ષા નાડીથી વળી,
ઉત્તમ સંગ્રહ શાસ્ત્રીય ઔષધિઓ તણાં;
પરિણામે ડૉક્ટર તર્જની મુખમાં ધરે,—વૈદ્ય. ૬

ભૂલેશ્વર કૅથેડ્રલ રસ્તે શોભતું,
ઔષધ મંદીર શ્રીયુત **ત્ર્યંબકલાલનું**;
પુત્ર **પ્રતાપ** પ્રતાપી ચલવે કામ જ્યાં,—વૈદ્ય. ૭

વંશપરંપરથી શાસ્ત્રીઓ જન્મતા,
વૈદ્ય તણાં જ્યાં કણ રગરગમાં રાજતા;
નૈસર્ગિક વિસ્મયતાની ત્યાં શી મણા?—વૈદ્ય. ૮
અંત સમય પર્યંત ન હાસ્ય તજ્યું જરી,
દુઃખ ન લેશ દીધું કે અનુભવિયું વળી;
નૈમિત્તિક જ્વર માત્રે દેહ ત્યજી ગયા,—વૈદ્ય. ૯
સંસારી સાધુ નજરે મેં એ લહ્યા,
વ્યવહારે નૈપુણ્ય દક્ષતા કાર્યમાં;
રંક ન રાય વિભાગ, અમીમય આંખડી,—વૈદ્ય. ૧૦
હાસ્ય સદા જેનું હૃદયે જ રમી રહ્યું,
શબ્દ તણાં માધુર્ય તણું એ શું કહું!
સંત સમાગમ જેને હરનિશ ભાવતો,—વૈદ્ય. ૧૧
આબેહૂબ સ્વભાવ પ્રતિમાં પુત્રની,
દીધો સદ્‌ગુણનો સાથે શું વારસો!
ધન્ય જીવ્યું જીવન જેનું આ લોકમાં,—વૈદ્ય. ૧૨
દુઃખ દીઠું જીવનમાં જાણું જેમણે,
પુત્ર **પ્રસાદ** તણાં જ અકાલ વિયોગ ને,
પત્નિ એક સિધાવ્યા પહેલાં સ્વર્ગે જે,—વૈદ્ય. ૧૩
ફાલ્ગુન શુકલ ત્રયોદશીને સૂર્ય વાસરે,
દેહ તજ્યો સંવત એકાશી સાલમાં;
સાલે જેની ઉણપ અહોનિશ અંતરે,—વૈદ્ય. ૧૪
અંતરની ઇચ્છા પ્રભુજી સંભાળજો,
શાંતિ અખંડ અમર એ આત્માને હજો;
જેના દર્શનથી દુર્ગુણ પલટાય જો,
વૈદ્ય વિભૂષણ એવા **ત્ર્યંબકલાલ** એ. ૧૫

# અંજલિ.

## છંદ ભુજંગી.

સુતો જ્યાં હતો પારણે છેક નાનો,
મતિહીન દીનો નિરાધાર માનો;
ગઈ સ્વર્ગમાં જન્મદાત્રી સુબુદ્ધિ,
ઉછેર્યો પિતા પ્રેમસું જ્ઞાન સિદ્ધિ. ૧
લડાવ્યા અતિ લાડને વ્હાલ કીધાં,
ધરી હેત પાણી જગો દૂધ દીધાં;
પુર્યા લાડ કોડો કહી હાજી હાજી;
કહો કેમ આભાર ભૂલું પિતાજી? ૨
થયો અર્ભકો સપ્ત વર્ષીય જ્યાંય,
મુકી શાળ શિક્ષા રૂડી દીધ ત્યાંયે;
સહ્યાં કષ્ટ જાતે છતાં જીતી બાજી,
કહો કેમ આભાર ભૂલું પિતાજી? ૩
ભણાવ્યો રૂડી રીતથી ચૌદ વર્ષ,
પછીથી વરાવ્યો અતિ આણી હર્ષ;
સપૂતા વળી સાધવી બુદ્ધિ ઝાઝી,
કહો કેમ આભાર ભૂલું પિતાજી? ૪
વિયોગી બનાવ્યો કુડે કર્મ યોગે,
ગઈ પંચ સંવત્સરે દાર સ્વર્ગે;
મણા રાખી ના રાખતાં રાજી રાજી,
કહો કેમ આભાર ભૂલું પિતાજી? ૫
અમો કારણે કષ્ટ વેઠ્યાં ઘણાંએ,
ન લેવા રહ્યા સુખ સંતોક તોયે;
સુખે પંથ માજી વધૂના ગ્રહ્યા જી,
કહો કેમ આભાર ભૂલું પિતાજી. ૬

ગર્તે પૌષ શુકલી દ્વિતીયા વર્ષુની,
શુભે સપ્ત સીંતેરે સંવત્સરેની;
દશે માસ દિન દ્વાદશે દેહ ત્યાજી,
કહો કેમ આભાર ભૂલું પિતાજી. ૭
ક્ષમા શાંતિનો કુંજ ઔદાર્ય બંધુ !
મહા મુંજ શા ધૈર્ય ને જ્ઞાન સિંધુ !
રચેલી હૃદે ઉર્મિ પુષ્પોની બાજી,
સમર્પું હું ચરણારવિંદે પિતાજી. ૮

---

## પુષ્પાંજલિ.

દી...પાવલિ ! દી...પાવલિ !
ગુર્જર જનેતા તુંજ તું ! તું...હિન્દની મુક્તાવલિ.—દી...પાવલિ.
નિર્ધન અને ધનિકો બધાં, રાચે સદા ત્હારા થકી,
પશુ પક્ષિ ભૂ-જલ-ખેચરો, ચાહે તને અંતર થકી;
સમદૃષ્ટિ ત્હારી સર્વમાં, તું...એક હિતકર માવલી.—દી...પાવલિ.
તુજ સ્વાગતાર્થે, મેઘ ભૂ-તલ ધોઈ સ્વચ્છ બનાવતો,
ને...વિપુલ જલથી, યજ્ઞસમ સંતોષ સેવા માનતો;
શી...અનિલ લહરી આપતો ! ન...ક્ષત્ર ગણ જાતાં ડુલી.—દી...પાવલિ.
પૃથ્વિ તને આરાધતી, નાનાવિધિ ધન ધાન્યથી,
ને...રંગ બેરંગી, બગીચાઓ બનાવી રાચતી;
શી...સ્વચ્છ પર્ણે ડોલતાં તરૂ...ઓ તણી શોભા ભલી !—દી...પાવલિ.
આકાશ નીલાંબર ધરી, સ્વર્ગીય પટ શોભાવતું,
જે...પટ વિષે તારક ગણો, દેતાં અલૌકિકતા વધુ,
દે...શારદા સ્હામે ઉભી, ગુર્જરગિરા પુષ્પાંજલિ.—દી...પાવલિ.

---

કવિ પિતા



રેવ૦ શેઠ વિઠ્ઠલદાસ શંકરલાલ.

જન્મ સં. ૧૯૩૨ કાર્તિક શુ. ૧.

અવસાન સં. ૧૯૭૮ કાર્તિક કૃ. ૧૪.

# સ્નેહદર્પણ

અથવા

# વત્સરાજ—ઉદયન.

## ત્રિ—અંકી નાટક.

## વસ્તુસૂચન.

વત્સદેશના રાજાની સગર્ભા રાણી મૃગાવતીને રૂધિર કુંડમાં સ્નાન કરવાનું દોહદ થતાં, રૂધીર કુંડમાં સ્નાન કરતી એ રાણીને, આકાશગામી ગરૂડ માંસનો લોચો સમજી, કુંડમાંથી અદ્ધર ઉપાડી ગયો. ઉદયાચળ પર્વત ઉપર ઉતરીને જોતાં, તે સજીવન માણસ જણાયાથી, રાણીને ત્યાં જ મુકી ગરૂડ ઉડી ગયો. ત્યાં તેને કોઈ ઋષિ શિષ્ય મળ્યો, અને તેને જમદગ્નિ ઋષિના આશ્રમમાં લઈ ગયો. સમય પૂરો થતાં, ત્યાં તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. ઉદયાચળ ઉપરથી મળેલ હોવાથી ઋષિએ તેનું નામ ઉદયન પાડ્યું. તે જ સમયે આકાશ વાણી થઈ કે, "આ મહા યશસ્વી શ્રીમાન્ વત્સરાજ ઉદયન જન્મ્યો છે; જે સર્વ ભૂમંડળમાં ચક્રવર્તી રાજા ગણાશેઃ તેનો પુત્ર નરવાહનદત્ત સર્વ વિદ્યાધરોનો અધિપતિ થશે." ઋષી સાથે સર્વ શિષ્યો એ દેવવાણી સાંભળી ચકિત થયા. ઉદયનની બુદ્ધિ બહુ જ ચપળ હોવાથી, બહુ જ નાની ઉમ્મરમાં ઋષિ પાસેથી તે બધા વિદ્યા કળાઓ શીખી સર્વ વાતે નિપુણ થયો. એક સમયે, ઉદયન, ઉદયા-

ચળ પાસેની ઝાડીઓમાં રમતો ફરતો હતો; તેવામાં તેણે એક નાગને મંત્ર-વશ કરી, લઈ જતા, એક શેવરાને જોયો. નાગને આવી દશામાં જોતાં, દયા આવવાથી, પોતાના પિતાની મુદ્રાવાળું રત્નખચીત કડું. (જે એની માતાએ એના હાથમાં નાખ્યું હતું તે) શેવરાને આપી દઈ તેણે નાગને છોડાવ્યો. એના એ કાર્યથી, સર્પરાજ વાસુકીનો મ્હોટો ભાઈ વસુનેમી નામનો એ નાગ ઘણો જ પ્રસન્ન થયો, અને મનુષ્ય રૂપ ધરી તેને આશીર્વચન સાથે, અદ્વિતીય સ્વરવાદિની વીણા, ન કરમાય તેવી માળા, અને તિલક, એ ત્રણ વસ્તુઓ આપી ગયો; જે તેને અખિલ ભૂમંડળમાં ચક્રવર્તી-પદ મેળવવા મદદરૂપ થઈ પડી. વત્સ-દેશના રાજાના અવસાન પછી, તે રાજ્યની વ્યવસ્થા જાળવવાનું કાર્ય, તે સમયના ચક્રવર્તી રાજા મહારાજ મહાસેનના હાથમાં આવ્યું. દૈવેચ્છાએ શિકારે નિકળેલો રાજા મહાસેન, ઉદયાચળ પર્વત ઉપરથી આ ઋષિના આશ્રમમાં આવી પોહોંચ્યો. ત્યાં ઋષિએ તેને ઉદયનની સર્વ કથા કહી સંભળાવી, તેના સદ્‌ગુણો અને ભવિષ્ય જણાવી, તેના સંરક્ષણાર્થ તેણે તેને મહાસેનને જ સોંપ્યો. રાજાએ તેને ઘણાં જ વાત્સલ્યભાવથી પોતાને ત્યાં એક અલાયદા મહેલમાં રાખ્યો; અને ઉંમરે પહોંચતાં પોતાની પુત્રી વાસવદત્તાના લગ્ન તેની જોડે જ કરવાનો મનસા સંકલ્પ કીધો. તેમનો પરસ્પર પ્રેમ બંધાવા, મહાસેને, વીણાવાદ્ય વગેરે સર્વ સ્ત્રી ઉપયોગી કળા શિખવવા માટે, પોતાની પુત્રી ઉદયનને શિષ્યા તરીકે સોંપી. સમય જતાં ઉદયન આ બંધનોથી કંટાળ્યો, અને નાગે આપેલી વસ્તુઓ જ, પોતાની આ બંધનયુક્ત દશામાં કારણભૂત છે એમ સમજી, નાગે આપેલી બધી ચીજો ગુસ્સામાં આમતેમ ફેંકવા લાગ્યો. **અહીંથી આપણો ખેલ શરૂ થાય છે.** વસુનેમી નાગ આવી, શેવરાને આપેલું તેના પિતાની મુદ્રાવાળું કડું ઉદયનને પાછું આપે છે; અને તે વત્સદેશનો રાજપુત્ર છે એમ જણાવે છે. ઉદયન વસ્તુસ્થિતિ સમજી, સમય સાધી સટકી જવાનો

નિશ્ચય કરે છે; ત્યાં રાજપુત્રી પણ તેની સાથે થાય છે. સુદૈવે અને વિધિની વિચિત્ર ઘટનાથી મહાસેન પોતે જ તેઓને ખુશીથી જંગલમાં જ પરણાવે છે, અને વત્સદેશનું ( તેનું બાપીકું ) રાજ્ય ઉદયનને પાછું સોંપે છે. વત્સદેશના સમાચાર ત્યાં જ મળવાથી, ઉદયનને તરત જ તેના રક્ષણની તૈયારી કરવી પડે છે. રાજકુમારીની નિશ્ચલ પ્રેમભક્તિ, વીરતા, અને પતિપરાયણતા તેમ જ ભ્રાતૃસ્નેહ વગેરે વાત્સલ્યભાવ દર્શન; મહાસેનના રાજ્યમાં ઉદયન અને વાસદત્તાના પ્રતિમાઓદ્વારા વિધિયુક્ત લગ્ન; ઉદયનને ચક્રવર્તી બનાવવા માટે મંત્રીઓની વિચિત્ર યોજના; રાણીનું, નિવાસસ્થાન ઉદયનની ગેરહાજરીમાં સળગાવી દઇ, તે બળી મુઇ એવું જાહેર કરવું; મંત્રીનું તેની પાછળ આગમાં જંપલાવું, અને મરણ પામેલાં જાહેર થવું; જંગલમાં પ્રયાણ; આફતોમાંથી બચાવ; મગધરાજ પુત્રીનો જંગલમાં મેલાપ; ત્યાં રાણીનું ન્યાસ તરીકે મુકાવું; રાણીના મરણથી દુઃખી થયેલ વત્સરાજનું શોક કરતા, રાખની પોટલી માથે મુકી ગાંડાની પેડે રખડતા દર્શકના રાજ્યમાં આવી ચઢવું; ત્યાં બાળમિત્ર વસંતક મળવાથી થોડીવાર દુઃખોનું વિસારે પડવું અને તેમનું મન વળી પાછું સંસાર તરફ વળવું; વૈરાગ્ય પરિવર્તન; તેમનો સંવાદ છૂપા વેશમાં સાંભળી, દર્શકે સમયનો લાભ લઇ, પોતાની બ્હેન પદ્માવતીના ઉદયન જોડે લગ્ન કરવા; વત્સરાજના પ્રેમની કસોટી; તેમના પ્રેમ યાગનું દિગ્દર્શન; ન્યાસ તરીકે રહેલી રાણીને ભીલ્લે ઉપાડી જવું; મંત્રી યૌગંધરાયણની સમય સાધના; રાણીની કસોટી, અને વીરતા; વીણાવાન (ઉસ્તાદ)ના વેશમાં દર્શકના રાજ્યમાં વત્સરાજની કચેરીમાં વાસવદત્તાનું હાજર થવું; બ્રાહ્મણ વેશધારી યૌગંધરાયણનું પદ્માવતી પાસે પોતે મુકેલ ન્યાસ ( રાણી )ને લેવા આવવું; મહાસેન તરફથી મોકલવામાં આવેલી તેમની લગ્ન પ્રતિમાઓનો ઉકેલ; વીણાવાન (ઉસ્તાદનો) ખુલાસો; રાજપાટ વીણાવાનને સોંપી પોતાની મરણ પામેલ રાણી મેળવવા માટે જવાની ઉદયનની તૈયારી; પદ્માની પતિ

પરાયણતા અને રાજ્યપાટને તિલાંજલિ આપી ઉદયન જોડે જવા તૈયારી; નાગરાજનું આગમન; સંકેત સ્ફોટ; રાણી અને મંત્રીનું છતાં થવું; ઉદયન ચક્રવર્તી પદે; છેવટે આનંદ અને શાંતિ; એવા એવા દશ્યો, આ ત્રિઅંકી નાટકમાં વિવેકપુર:સર બતાવવામાં આવ્યા છે. આ નાટકના જે ગાયનો બીજાં પુષ્પોમાં એક યા બીજી રીતે છપાયાં હોય તે પાછાં નહીં છાપતાં, તે તે ગાયનોની પહેલી એક બે લીંટીઓ બતાવી, પૂરા ગાયનને માટે જે પુષ્પમાં એ છપાયું હોય તે પુષ્પનું પાનું બતાવવામાં આવ્યું છે. જેથી જીજ્ઞાસુ વાંચકોને તે જોઇ લેવા સુગમ થઈ પડે. આ નાટકનો પણ સીનેરીઓ અંગ્રેજીમાં 'મહારાજા વત્સરાજ' અથવા તો 'ડીવાઇન લવ' એ નામથી મેં લખ્યો છે; જે અનુકુળ પ્રસંગ પ્રાપ્ત થયે સ્ક્રીન (screen) ઉપર આવશે. મહાકવિ ભાસના સંસ્કૃતમાં લખેલ 'સ્વપ્નવાસવદત્તમ્' એ નામનું નાટક અને કથાસરિત્સાગરમાં આ નાટકની વસ્તુ વિષેનું આપેલું બ્યાન વાંચ્યા પછી, આધુનિક સમયને અનુસાર રંગભૂમિ ઉપર ભજવવા લાયક આ નાટક બનાવવા મને પ્રેરણા થઈ તદનુસાર, આ આખુંય નાટક મારી સ્વતંત્ર ઢબે મેં લખ્યું છે. એમાં કદાચ ઘણાંય દોષો મળી આવે; પરંતુ મને ખાત્રી છે કે દોષદષ્ટિને દૂર રાખી કેવળ સાર ગ્રહણ કરનાર વાંચક વૃંદને આ નાટક એક ઉપયોગિતાભર્યું મનોરંજનનું સુંદર સ્થાન થઈ પડશે. અસ્તુ.

**કવિ નંદલાલ વિઠ્ઠલદાસ.**

---

## પુરૂષ પાત્રો.

**ઉદયન**-વત્સ દેશનો પાટવી કુંવર. મહાસેનનો માનીતો કેદી. વાસવદત્તાનો પ્રાણેશ્વર.

**નાગરાજ**-સર્પરાજ વાસુકીનો ભાઇ વસુનેમી. ઉદયનનો મિત્ર.

**મહાસેન**-અવંતિ દેશનો પ્રતાપી રાજા. વાસવદત્તાનો પિતા. પાછળથી ઉદયનનો શ્વશુર.

**પાલ**-મહાસેનનો નાનો કુંવર.

**ગોપાલ**- ,, પાટવી કુંવર.

**દર્શક**-મગધ દેશનો રાજા.

**યૌગંધરાયણ**-વત્સ દેશનો રાજમંત્રી. વાસવદત્તાને બચાવનાર. બ્રાહ્મણનો વેશ ભજવનાર.

**રૂમણવાન્**-વત્સરાજનો સલાહકાર. મુખ્ય સેનાધિપતિ.

**વસંતક**-વત્સરાજનો બાળમિત્ર.

**કાંચુકી**-મગધરાજનો મામો.

**એભલ**-જંગલનો પ્રસિદ્ધ લૂંટારો.

**બ્રહ્મચારી**-વત્સ દેશના સમાચાર વાસવદત્તા વગેરેમાં ફેલાવનાર રૂમણ્વાનનો સાગ્રીત.

તે શિવાય, સિપાઇઓ ચોપદાર વગેરે.

---

## સ્ત્રી પાત્રો.

**વાસવદત્તા**-મહાસેનની પુત્રી-વત્સરાજની હૃદયવલ્લભા. પાછળથી વસંતિકા નામધારી બ્રાહ્મણની ભગિની. છેવટે વીણાવાન ઉસ્તાદ-વેશધારી.

**પદ્માવતી**-મગધરાજ-પુત્રી. દર્શકની બહેન. વત્સરાજની દ્વિતીય પ્રિયતમા.

**તાપસી**-મગધ દેશની સંન્યસ્થ રાજમાતા.

દાસીઓ સખીઓ. ગાનારી નાચનારીઓ વગેરે.

વિક્રમાબ્દ ૧૯૮૫ ]　　　　　　　　　　[ ઈ. સ. ૧૯૨૯.

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૫૦૦.





રણાંગણમાં લઢી મરશું. સ્વર્ગ સાથે સિધાવીશું:
પવાલા પ્રેમના ભરશું. સ્નેહ ડંકા ગજાવીશું.

કર્તા:—
કવિ નંદલાલ વિઠ્ઠલદાસ ચિચણવાળા.

પ્રકાશક:—
સાહિત્ય સેવા મન્દિર.
ખત્તર ગલ્લી. અમરવાડી, મુંબઈ નં ૪.

# સ્નેહદર્પણ

અથવા

# વત્સરાજ ઉદયન.



## અંક ૧ લો.

### પ્રારંભ પ્રાર્થના.

નટીબાળા અને ગણાંગનાઓ:-

(ગાયન.)

શ્રીવર ભૂધર જય કમલાવરઃ (૨)

(વગેરે વગેરે.)

(જુઓ પુષ્પ ૨. પાનું ૧૧.)

(બંદુકના અવાજ સાથે શ્રી મુરલીધરજીનું દર્શન)

**શ્રી મુરલીધર:**-કલ્યાણમસ્તુ.

**નટીબાળા:**-સખીઓ ચાલો, ભગવાનને આ સુંદર સુગંધયુક્ત માળા ધરાવી તેમનું પૂજન કરીએ; જેથી આપણાં ધારેલાં કામમાં આવનારા વિઘ્નોનો બોજો પણ તેમને જ શિરે રહે.

**ગણાંગના:**-૧. હા સખી ચાલો.

**ગાયન.**

સખી આવો ધરાવો પુષ્પ માળા આ સુંદીર શ્યામને...(૨)
(વગેરે વગેરે.)

(જુઓ પુષ્પ ૧. પાનું ૩૬.)

**શ્રી મુરલીધર:**–બાળાઓ! તમારા ભક્તિભાવથી હું ઘણો જ સંતુષ્ટ થયો છું. તમારી મનોભિલાષા પરિપૂર્ણમેતુ. (અંતરિક્ષમાં ઉતરી જાય છે)

(ગણાંગનાઓ ચાલી જાય છે)

**નટીબાળા:**–(દૂરથી જોઇ) આઃ પ્રાણનાથ આવતા જણાય છે! ચાલ જોઉં તો ખરી શું કરે છે!! (બાજુ ઉભી રહે છે).

**સૂત્રધાર:**–(પ્રવેશ કરી, આશ્ચર્યવત્) અરે! આ તે સ્વપ્ન કે સત્ય? શું એ કોઈ દેવકન્યા હશે કે સ્વર્ગની અપ્સરા? ના, ના, એ તો કેવળ સ્વપ્નજ! અને વિદ્વજ્જનો કહી ગયા છે કે સ્વપ્ન તો કવચિતજ સાચું નીવડે. ત્યારે, કવચિત પણ સાચું પડે ખરૂં! શું ત્યારે એ સત્ય હશે? કેમ સમજાય! ચાલ એનેજ જઇને મળું.

**નટીબાળા:**–(એકદમ આગળ આવી, હળવેથી ખભે હાથ મૂકી) હા, હા, પ્રાણેશ! કવચિત સ્વપ્ન પણ સત્ય ઠરે ખરૂં.

**સૂત્રધાર:**–કોણ પ્રિયે! શું ત્યારે એ સર્વ સત્ય વાત છે?

**નટીબાળા:**–આપ કયી વાત પૂછો છો? આપે સ્વપ્નમાં શું શું જોયું એ તો કહો?

**સૂત્રધાર:**–હાઃ! શું કહું? જો કોઇને કહું તો મ્હને મૂર્ખમાંજ કાઢે.ભલે.

ઘેલો કહે ગાંડો કહે, છો લોક ફાવે તે કહે,
મ્હેં જે દીઠું છે સ્વપ્નમાં, સાચું કહે જુઠું કહે;
એ સ્વપ્નને સંભારતાં, આનંદ રેલ હ્રદે વહે,
જો હોયસાચું એ જ તો, આનંદની ન મણા રહે.

હા ! સ્વપ્ન એ ! 'મ્હારી પ્રિયા હો સ્વર્ગની કો' સુંદરી !
દેવાંગનાઓ સાથ જે, ક્રીડા કરે શું કિન્નરી !
સાક્ષાત્ શ્રી બંસીધરે, આવી મળે છે સ્હેલથી;
ગંધર્વ ને દેવો બધાં, વેરે કુસુમ શું વ્હાલથી !!

**નટીબાળા:**–નિ:શંક, એ સર્વથા સત્ય સ્વપ્ન જ છે. સત્કાર્યોથી જેમ જેમ આપને અધિકાર પ્રાપ્ત થતો જશે, તેમ તેમ એ વિષયમાં વધારે સ્ફોટ થતો જશે.

**સૂત્રધાર:**–વાહ, વાહ ! ત્યારે તો અહોભાગ્ય મ્હારૂં. પરંતુ ચાલુ જમાનામાં એ વાત માનવા જેવી નથી. હાલ તો જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર. પ્રિયે ! ત્યારે મ્હને ભગવાનના દર્શન નહીં કરાવે ?

**નટીબાળા:**–શા માટે નહી ? વ્હાલા ! એ સર્વ આપનો જ પ્રતાપ છે. આપની હૃદયપૂર્વક ઇચ્છા છે તો ભગવાન્ અવશ્ય આ ઘડીએ દર્શન દેશે. પરંતુ પ્રિયવર ! આજ શો કાર્યક્રમ ગોઠવ્યો છે ?

**સૂત્રધાર:**–આજ, શ્રોતાજનો સમક્ષ, પુરાણ પ્રસિદ્ધ મહારાજા વત્સરાજ ઉદયનનો સુંદર બોધયુક્ત ખેલ ભજવી બતાવવો છે. યશ મળવો પ્રભુને હાથ છે.

**નટીબાળા:**–અવશ્ય મળશે. વ્હાલા ! જુઓ, જુઓ આ પ્રભુ જાતે પધાર્યા.

**સૂત્રધાર:**–ક્યાં છે ? ક્યાં છે એ મનોહારી મૂર્તિ ?

**નટીબાળા:**–હા ! અંતર્યામી નાથ ! મ્હારી અનન્ય સ્વામી-ભક્તિ હોય તો મ્હારા સ્વામીનાથને પ્રત્યક્ષ દર્શન દઈ કૃતાર્થ કરજો.

**શ્રી મુરલીધર:**–(પ્રગટ થઈ) કલ્યાણ.

**સૂત્રધાર:**–વાહ, પ્રભુ ! વાહ !

(મુરલીધરજી બંસી વગાડે છે)

સૂત્રધાર:–ગાય છે. નટીબાળા–ધ્યાનમગ્ન.

**સૂત્રધાર**:— **ગાયન.**

એ ...મને મુરલીધર મળીયા...(૨)
મારા સકળ મનોરથ ફળીયા—રે...મને.
(વગેરે વગેરે.)

(જુઓ પુષ્પ ૧. પાનું ૨૮.)

**શ્રી મુરલીધર:**–તમારો પ્રયાસ સફળ થાવ. (અંતર્ધ્યાન થાય છે.)

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ:**–( કિલ્લામાં રાજમહેલ)

**ઉદયન:**–(ઉઘાડે માથે ફક્ત સુરવાળ અને સાદુ પહેરણ પહેર્યું છે.) (સ્વગત) આ:! હું કોણ, અને મ્હારી આ શી સ્થિતિ? હું ક્યાં છું, અને શા વૈભવો ભોગવું છું? આ તે રાજમહાલય કે કારાગૃહ? શું આ વૈભવો? પ્રભુ! પ્રભુ!

બચાવ્યો નાગરાજને મદારી પાશથી જેણે,
દઈને રત્ન બાજુબંધ, શું દીધો દગો તેણે?
હા:! દુનિયા ભલાની ક્યાં, ભુલે ઉપકાર દેવો જે?
દીધાં વીણા અને માળા તિલક, કેદી બનાવાને?

( વીણા હાથમાં લઈ )

જાદુ ભરી વીણા ખરી છે, મુગ્ધ સૌ પ્રાણી બને,
માળા વળી જાદુ ભરી, કોમાય ના કોઈ પળે;
એ ગંધના પમરાટથી, લાચાર યુવતીઓ બને,
વીણા તણાયે નાદથી, દેવો બધાં જોવા મળે.
જોતાં તિલકને, સર્વકો' નીચા નમાવે નેનને,
એવાં અતુલ સદ્ગુણ છતાં, કેદી બનાવે એ મ્હને?

બસ હવે, (માળા વગેરે ગુસ્સામાં ફેંકતા)
સ્પર્શ ના વીણા અને એ તિલક માળાનો કરૂં !
દેવમાં દૈવત નથી, ખાલી ઉપાધિ કાં ધરૂં ?
આ રાજ્યના વૈભવ અરે ! કેદી બનીને ભોગવું ?
સ્વાતંત્ર્યથી રહેવું જ વનમાં, સાથ પશુ એથી ભલું.

પ્રભુ, પ્રભુ ! આ કાયાને શું આવા જ સુખો અનુભવવાને સૃજવામાં આવી છે ?

## ગીતિ.

અંતરીક્ષમાંથી:—

ધીરજ ધરને શાણા, છોડ વૃથા ઉદ્વેગ વધુ કર મા...
ઉદય ઘડી આવે છે, દૂર થશે ત્હારો ભ્રમ આ પળમાં.

## સાખી.

ક્ષત્રીયના ટોળાં વિષે, આ શૂર ત્હારૂં પ્રગટશે...
તવ સિંહ સરખી ગર્જનાથી, શત્રુના ઉર ધબકશેઃ
તવ રક્તવર્ણી આંખના અણુસારથી યમ ભડકશે...
ને જય વિજયના ચોપ, બાહુબળથકી ભૂપર થશે.

**ઉદયન:**—આઃ આ શું, દેવ વાણી ? વાહ પ્રભુ ! વાહ !
ઇચ્છા પ્રભુ ત્હારી હશે તો, સર્વ થાવું સહેલ છે,
ઇચ્છા હરી ત્હારી થઈ ત્યાં, બંદીખાનું મહેલ છે;
ઇચ્છા કરી ત્યાં ગર્વ કૌરવનો, હર્યો પળ માત્રમાં,
ઇચ્છા થઈ ત્યાં યાદવો, વિધ્વંસ પામ્યા રાત્રમાંઃ
ઇચ્છા હશે ત્હારી પ્રભુ ! તો દિગ્વિજય એ ખેલ છેઃ
ઇચ્છા હરી ત્હારી હશે, તો કાર્ય શું મુશ્કેલ છે ?

(જુસ્સાથી આંખો ફેરવી ટોકને આંચકા આપતા) આઃ ! બસ......

**નાગરાજ:**–(વાસુકીનો ભાઇ વસુનેમી સર્પના આકારમાં આવી માણસરૂપે પલટાય છે).

**ઉદયન:**–(ચકિત થઇ હાથ જોડી ઉભો રહે છે)

**નાગરાજ:**–ગુસ્સાને કાબુમાં રાખ કુમાર! લે આ ત્હારા પિતાની મુદ્રાવાળું બાજુબંધ. હું ત્હારા ઉપર ઘણોજ પ્રસન્ન છું.સંભાળ મ્હારી આપેલી ચીજોને ઠીક સર. મ્હારી જરૂર પડ્યે મને યાદ કરી તું જ આ વીણાને છેડજે એટલે હું હાજર જ છું એમ સમજ. અવશ્ય યાદ રાખ કે ભલાઇનો બદલો મળ્યા વિના રહેતો જ નથી. આ તિલક ત્હારૂં અખંડ રાજતિલક રહેશે. અને આ માળા ત્હારી પ્રિયમાં પ્રિય વસ્તુનો નાશ થયે જ કરમાશે. ત્હારી પ્રિય શિષ્યા તને સ્વેચ્છાથી વરશે. તું વત્સ દેશનો રાજકુમાર છે. ત્હારી ઇચ્છામાં આવે ત્યારે પાછલો દરવાજો તોડી તું મ્હારા પ્રભાવે અહિંથી છૂટી શકીશ, અને ચક્રવર્તી પદ મેળવીશ. ચાલ, હું જાઉં છું. (અદૃશ્ય થાય છે)

**ઉદયન:**–(સ્વગત) હું વત્સદેશનો રાજકુમાર ? આઃ, શું મને દગાથી કેદ કરવામાં આવ્યો છે ? અવશ્ય આ એ જ છે બાજુબંધ જે શેરવાને આપીને મ્હેં આ વાસુકીના ભાઇને ઉદયાચળ ઉપર છોડાવ્યો હતો. આ જ મ્હારા પિતાની મુદ્રા ! આઃ ! (ચુંબન કરે છે).(આંખો ચઢાવી) આઃ ! દગલબાજ મહાસેન ! શું તું મ્હને દાબમાં રાખીશ ? નહીં જ ! નહીં, કદાપિ નહીં ! !

**વાસવદત્તા:**–(રાજકુમારીના પૂર્ણ વૈભવમાં. ઉપલાં છેલ્લાં શબ્દો સાંભળીને સસ્મિત) વાહ ! આજ તો બહુ જ શૂરાતન આવ્યું છે ને શું ! અહિંઆ તે વળી કોની જોડે બાઝતા હતાં ? (આજુ બાજુ જોઇને) કોઈ દેખાતું તો નથી. (મહેલના સ્થંભ તરફ દૃષ્ટિ કરી) હા, સમજી. આ મહેલના થાંભલાઓ જોડે તાલીમ લેવાનું મન થઈ આવ્યું હશે.

**ઉદયન:**–કોણ ! રાજકુમારી ! આ હું શું સાંભળું છું ? ત્હારા મોઢેથી આ શબ્દો સાંભળતાં મ્હારૂં હૃદય ભેદાઇ જાય છે. હં ! સમજ્યો ! દુનિયા સ્વાર્થી છે. ત્હારી મતલબ ખલાસ થઇ, હવે ફાવે તેમ બોલ. ખરૂં છે.

દુનિયાને વિષે કોઇ કોઇનું નથી. બસ! હવે આજથી આપણાં ગુરૂ શિષ્યાના સંબંધનો અંત આવે છે.

આઃ! આના કરતાં જંગલમાં રહેવું વધારે સારૂ.

**વાસવદત્તાઃ**-ખરૂં છે. હજી સુધી હું પણ એમજ ધારતી હતી કે, આપે કેવળ સાત્વિક પ્રકૃતિનું જ પરિપાલન કર્યું છે. પરંતુ મ્હેં આજે જ જાણ્યું, કે આપનામાં તામસી પ્રકૃતિએ પણ આટલી સીમા પર્યંત વિજય મેળવ્યો છે.

ખાવા મળે પકવાન્ન પેંડા, પાક શાક સુરસ ભર્યાં,
વળી બાગ સ્વચ્છ સુહાગ, ફરવા સ્નિગ્ધ આમોદે ભર્યાં;
કંઈ દાસ દાસી અનુચરો, સંભાળ લેવા અવતર્યાં,
મસ્તાન મૂશકરાજ, મદશું મ્હાલતા પિંજર ઠર્યા.

**ઉદયનઃ**-નાદાન, નાદાન! વેણ કાઢતાં જરા જબાન સંભાળ.

સિંહણતણું બાલક કદી, સપડાય પિંજરમાં ભલે,
ભૂખ ભાંગવા, માંસાન્ન પુરતું મળી શકે યા નહીં મળે;
પણ કોણ મૂર્ખ કહી શકે જ, શશાંક બાલક એ ખરે?
નિઃશંક કાલ નજીક એનો, સત્ય સુણ બાલે અરે!

**વાસવદત્તાઃ**-હંહઃ (સસ્મિત)

વન વ્યાઘ્ર બાળક પાળશો, કુક્કુર પ્રમાણે વર્તશે,
પણ ભક્ષ કરતાં માંસને, જાતિ સ્વભાવે વન જશે;

**ઉદયનઃ**-(સ્વગત) શું જ્ઞાન! શી છટા!

**વાસવદત્તાઃ**-સંતાડતી નવ માસ બાલક, માત આપ ઉદર વિષે,
પણ સ્વલ્પ જ્ઞાન થતાં જ પોતે, આત્મબળથી વહી જશે.

**ઉદયનઃ**-વાહ, વાહ!

સાચું કહ્યું તેં સુંદરી, સમજ્યો નહીં તુજ મર્મને,
કીધાં અનર્થો સાર્થના, જાણું હવે નિજ ધર્મને;

ડંકો ગજાવું વિશ્વમાં, જોશે જગત મુજ કર્મને,
સત્તા ચલાવું સર્વમાં, મિથ્યા ભજે કાં ભર્મને ?

વાહ, વાસવદત્તા! આજ તો તુંજ મ્હારો ગુરૂ.

લોકો કહે બુદ્ધિ અરે, સ્ત્રીની રહે છે પાનીએ,
ત્હારે વિષે ભાસે બધું, ઉંધું, હવે શું માનીએ ?
આ વેશ કેદીનો હવે, પળવારમાં છૂટી જશે,
બોલાવશે એ મોત, આ વનરાજને જે છેડશે !!

વાસવદત્તે આ મ્હારો મેલાપ છેલ્લો જ સમજજે. ત્હારો આભાર હું કદી ભૂલીશ નહી !

**વાસવદત્તા:**–ઉદયકાંત! આ શું વદો છો ? આભાર મ્હારો શાનો ? એ સર્વ આપની જ પ્રસાદીને આભારી છે. હું તો એક આપના ચરણ-રજની તુચ્છદાસી; હું શું કરવા સમર્થ છું ? પરંતુ કાંત !

થોડું દઇ ખાવા, ક્ષુધાતુરની ક્ષુધા જાગૃત કરી,
દુ:ખભર મેલી જવું, શું એ ભલા રીતી ખરી ?
શ્વાસ અમૃત વચનના–તમ સ્વાદમાં રાચ્યો રહ્યો,
(ત્યાં) આશ ભર મૂકી એકલી, આમ શું ચાલ્યા જશો ?
તે છતાં જાવું જ હોયે, તો સુખેથી પરવરો,
ક્યાં ગઈ તલવાર ? લ્યો, આ શીશને જૂદું કરો !

કદાચ આપ એમને એમ ચાલ્યા જશો, તો, જરૂર સમજજો કાંત ! કે, આ મંદ ભાગિની કોઈ પણ પ્રકારે જીવી શકે તેમ નથી. મ્હારો તો ગમે તેવા સંકટમાં પણ આપની સેવામાં જ અહોરાત્ર રહેવા નિશ્ચય છે.

**ઉદયન**–કુંવરી! આ તું શું બકે છે ? મ્હારી સેવામાં અને તે પણ અહોરાત્ર ! કેવી રીતે ?

**વાસવદત્તા**–પ્રભુ ! પ્રેમ બંધનથી બંધાઇને, લગ્ન સંબંધથી સંધાઇને અને યાવત્ જીવન, આપના ચરણ કમળની દાસી થઇને.

**ઉદયનઃ**—આ સર્વ કોની આજ્ઞાથી ?

**વાસવદત્તા**—આજ્ઞા! આજ્ઞા આત્માની અને સાક્ષી પરમાત્માની. હું તો પ્રથમથી જ મનના નિશ્ચય વડે આપને વરી ચૂકી છું; પછી, આજ્ઞા અને રજાનો સવાલ જ ક્યાં રહ્યો ?

નિશ્ચય ડગે જે પ્રેમનો, તે પ્રેમ શ્વાન સમો ખરે,
જ્યોતિ વિશે બળશે પતંગ, ન પ્રાણની પરવા ધરે;
પાંચાળીએ વન ભોગવ્યા, દમયંતિએ દુઃખ બહુ સહ્યા,
સાવિત્રિ પણ જે પ્રેમની જ્યોતિ વિશે જાતે વહ્યા;
એ પ્રેમનો નિશ્ચય ડગાવા, દેવ પણ અસમર્થ જ્યાં,
છોને વિધિ ફાવ્યું કરે, ફાવી શકે ના લેશ ત્યાં.
સાથે રહીશું સ્નેહથી, ના ધર્મ બંધન તોડશું;
તક સાચવી, માતા પિતા આજ્ઞા થકી સુખ જોડશું.

(ઘુંટણ પડી) નાથ ! એક વખત આ દાસીને, અનુગ્રહ કરી, આપની યાવત્ જીવન સુખદુઃખની ભાગિની તરીકે સ્વીકારો તો, આ અસ્વસ્થ ચિત્તને કંઇક શાંતિ થાય.

**ઉદયન**—(હાથ પકડી ઉભી કરે છે) પ્રિયે ! શા માટે વ્યર્થ મુંઝાય છે ? (એકાએક વિચાર આવવાથી સ્વગત) ત્ય ! આઃ અધર્મ ! શું હું ભુલતો તો નથી ? (બીજો વીચાર આવતા) નહીં, નહીં. દગાનો બદલો દગો જ. (પ્રકાશ) વાહ ! પરમાત્મા તારી અકળ કળાનું વર્ણન કોણ કરી શકે ?

સમો એ ક્યાં અરે ! જ્યાં તુચ્છ ગણતો લોહ બંધોને,
ઝલાયો સ્હેજમાં હાથે, ધન્ય છે પ્રેમ પાશોને !
સફળ શું પ્રેમ બંધોમાં, સબળ અબળા તણાં બંધો ?
અનૂભવ મેળવ્યો આજે, થયો છું પ્રેમથી અંધો.
અજબ એ પાશને જાણ્યાં છતાં, ત્રોડી શકું ના હું,
ધન્ય અબળા ! ધન્ય પાશો ! ખરે પ્રબળા ન અબળા તું ! !

**વાસવદત્તા:**-બસ કરો પ્રભુ! આ મિથ્યા સ્તુતિ. શા માટે હવે નાહક વિલંબ કરો છો? પાછલે દરવાજે મ્હારી હાથણી તૈયાર છે. પરંતુ આગલે દરવાજે દરવાન હોવાથી શી રીતે બહાર જઈ શકાશે?

**ઉદયન**-પ્રિયે! ચિંતા નહીં. હજી તે મ્હારૂં અદ્ભુત પરાક્રમ દીઠું નથી. આ લોહબંધ દરવાજો તોડવો ફક્ત એક જ મુષ્ટિ-પ્રહારનું કામ છે. અને સ્થંભો! અરે આ લોહ સ્થંભો, કદલી વૃક્ષોની માફક સમૂળ ઉખેડી કાઢું.

રખે તું બાયલો બ્હીકણ સમજતી, ભામિની મુજને;
કરે બકવાટ કાં ઘેલાં, બતાવું સત્ય હું તુજને.

તૈયાર થા. (વીણા એના હાથમાં આપે છે. માળા અને તિલક પોતે ધારણ કરી લે છે. દરવાજાના સળીયા મરોડી બંને, હાથણી ઉપર બેસી પલાયન કરી જાય છે.)

(આ સીન ફીલ્મથી દેખાય છે અને બંધ થાય છે)

**પાલ:**-(મહાસેનનો નાનો પુત્ર, વાસવદત્તાને હંમેશ કરતાં બહુ સમય લાગવાથી ત્યાં તપાસ કરવા માટે આવે છે. પ્રવેશ કરી) (આજુ બાજુ જોઇ) (સ્વગત) કેમ કોઈ જણાતું નથી! (દરવાજા પાસે જઈ સળીયા જોઇ) આઃ ગજબ! દુષ્ટ, મ્હારી બ્હેનનું હરણ કરી ગયો લાગે છે.(તલવારની મૂઠપર હાથ મૂકી.)

ક્યાં જનાર છે?

**ગાયન.**

હમણાં જાઉં દુષ્ટ દબાવું, હાથ બતાવી પળમાં લાવું; (૨)
જંજીરીયે હાથો જકડાવું, રાજપિતાને નીચ નમાવું. (૨)
બાંધી લાવું તે પછી ખાવું, માનવતાનું ગુમાન ભુલાવું; (૨)
નાદાની ફળ ઠીક બતાવું, ઠેકાણે શુદ્ધિ ખુબ લાવું. (૨)

(પડદો પડે છે)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:**-( અઘોર જંગલમાં રાજકુમાર ઉદયન અને વાસવદત્તા )
(ભયંકર ગર્જના સંભળાય છે).

**ઉદયન:**-( ઝાડ નીચે પોતાના ખોળામાં માથું મૂકી સૂતેલી વાસવદત્તાને, હળવેથી કપાળ ઉપર હાથ ફેરવતા ) સતી ! સાવધ થા. (પાછી ભયંકર ગર્જના) (વાસવદત્તા ઝબકીને ઉઠે છે) ડરીશ નહીં. કોઈ જંગલી જાનવર હોય એમ લાગે છે. હું જોઉં છું; તેટલે આ વૃક્ષની ઘટામાં નિર્ભય રહે. (ઝાડ ઉપર ચઢાવે છે)

**વાસવદત્તા:**-જેવી આજ્ઞા. (તીર કામઠું લઇ ઝાડ ઉપર બેસે છે).

**ઉદયન:**-( ભાલો લઇ આમ તેમ જુવે છે ) ( પાછી ગર્જના ) (અશ્વારૂઢ મહાસેન પૂર જોસમાં આવે છે. ગભરાટમાં હાથે લાગતી વૃક્ષની અવલંબ લતાના આધારથી વૃક્ષ ઉપર ચઢવા જાય છે. ઘોડો પલાયન કરી જાય છે; અને ગફલતમાં હાથમાંની ઝાડની ડાળી તુટી જવાથી મહાસેન નીચે પટકાય છે. તેની પાછળ ઘોર ગર્જના કરતો સિંહ દૃષ્ટિએ પડે છે)

(વાસવદત્તા ઝાડ ઉપરથી તીરવડે સિંહના મર્મ સ્થાનને વિંધી નાંખે છે. સિંહ કારમી ચીસ પાડે છે. ઉદયન બહાદુરીથી તેના હૃદય તંત્રમાં ભાલો ખોંસી દે છે. સિંહ મરણ પામે છે. ત્યારબાદ ઉદયન, મૂર્છિત મહાસેનના મોઢાં ઉપર પાણી છાંટી તેને શુદ્ધિમાં લાવે છે.)

**મહાસેન:**-(શુદ્ધિમાં આવતા સાશ્ચર્ય) કોણ, ઉદયન ? અહિંયા આ અઘોર જંગલમાં ક્યાંથી ?

(સિંહના શબ તરફ જોઇ) અહઃ ! શું,
મુજને બચાવા વિશ્વદેવે, મુકત બંધનથી કર્યો ?

**ઉદયન:**-( સાશ્ચર્ય થોડીવાર સ્તબ્ધ રહી ) મહારાજ ! બેઅદબી માફ કરશો. આપ હશો એવી મ્હારી ધારણાં જ નહોતી. ચાલો, પ્રભુએ જે કર્યું તે ઠીક જ કર્યું.

**મહાસેન**:–બેટા! આ બેઅદબી એક વીર નરને દીપાવે તેવી છે. તેની ક્ષમાની યાચના હોય જ શાની! ત્હારા આ કાર્ય માટે જે બક્ષીસ આપું તે ઓછુંજ છે. બોલ ત્હારી શી ઇચ્છા છે?

**ઉદયન**:–મહારાજ! ઇચ્છાનો પ્રથમ હક્ક રાજકુંવરી ધરાવે છે. કારણ તેના તીરથી જ પ્રથમ આ પશુનું મર્મ સ્થાન ભેદાઇ ગયું હતું.

**મહાસેન**:–(સાશ્ચર્ય) કોણ, વાસવદત્તા? આવા અઘોર જંગલમાં! ક્યાં છે એ?

**વાસવદત્તા**:–(વૃક્ષની ઓથેથી એકદમ આવીને) પિતાજી...! (ભેટી પડે છે)

**મહાસેન**:–(વાત્સલ્ય ભાવથી) દીર્ઘાયુ થાવ બેટા! આવું સાહસ યોગ્ય તો ન જ ગણાય. પરંતુ,

ઘટના પ્રભુની હા! વિચિત્ર! ન કોઈ પણ જાણી શકે;
ગુન્હા તમારા આજના, આશીશ રૂપે થઈ રહ્યા.

(બંને બાજુથી લશ્કરની ટુકડીઓ આવે છે. ૧. રાજાના પાછળ પડી ગયેલા અંગ રક્ષકો ગોપાલ સાથે. ૨. ઉદયનને પકડવા નીકળેલો પાલ.)

**પાલ**:–પકડો!

**ગોપાલ**:–સબુર!

**મહાસેન**:–ખબરદાર!

**પાલ**:–(સાશ્ચર્ય. સ્વગત) અહીંઆ તો કાંઈ વાતાવરણ જુદુંજ લાગે છે! (પ્રકાશ) કોણ, પિતાશ્રી? (નમન કરે છે)

**મહાસેન**:–ઓઃ પુત્ર! તું અહિંઆ ક્યાંથી?

**પાલ**:–બાપુ! ભગિનીનું હરણ કરી જનાર આ દુષ્ટને પકડવાજ હું આવ્યો હતો. પાપી ઠીક સપડાયો.

**મહાસેન**:–પુત્ર! આ ઉદયન તિરસ્કારવા યોગ્ય નથીઃ–

ક્ષત્રીય ભૂષણ નરમણિ, અપ્રતિમ યોધ્ધો અવનિમાં,
જેના વિષે રાજેન્દ્ર પદવી, ભાવિવાદી કલ્પતા;
કૌશલ્ય અલ્પવયે, બધીય કળા વિષે દેખ્યું હતું,
કન્યા દઇ સંબંધ સાચવવા, હૃદય મારૂં થતું.
હા ! સમય આવ્યો અરે ! પણ શી વિધાતાની કૃતિ !
પુત્ર ! સમજી લે દયા અનહદ, પ્રભુની એ નકી.
આપણો મેલાપ પણ, પાછો હશે સરજાયલો,
માનવો તોયે ઘટે ઉપકાર, ઉદયન રાયનો.

તમો સર્વની સમક્ષ મ્હારી સ્વેચ્છાથી કુંવરી વાસવદત્તાનો હાથ હું હંમેશને માટે ઉદયનને સોંપું છું. અને સાથે એમના વડીલોનું વત્સદેશનું રાજ્ય એમને પાછું આપું છું.

(વાસવદત્તાનો હાથ ઉદયનના હાથમાં આપે છે. વાસવદત્તા નીચું જોઈ રહે છે.)

**ઉદયન:**-વાહ, પાલક પિતા ! એ મારા તરફની આપની શુભ લાગણી જ બતાવી આપે છે. જરૂર હું ગણત્રી ભૂલ્યો. આપનું વિશુદ્ધ હૃદય ન જ પારખી શક્યો.

**ગોપાલ:**-( લખોટો રજુ કરી ) બાપુ ! વત્સદેશ તરફથી આ સમાચાર મળ્યા છે.

**મહાસેન:**-શું લખે છે ?

**ગોપાલ:**-(વાંચે છે)

વત્સદેશનો કાર્યભાર હમણાં ઘણો જ કઢંગી હાલતમાં છે. ચારે બાજુએથી બળવા થાય છે. આરૂણીના લશ્કરે દેશને ઘેરી લીધો છે, અને પરિસ્થિતિ ભય ઉપજાવનારી છે; તો મહારાજે યોગ્ય બંદોબસ્ત કરવો.

લિ૦ **રાજદૂત.**

**મહાસેનઃ**–(સનિઃશ્વાસ) અજબ લીલા પ્રભુ તારી;
અજબ ઘટના વિધિ ન્યારી.

ઉદયકાંત ! જવાબદારી તો આજથી જ તમારે માથે આવી પડી છે. ઠીક, જેવી પ્રભુની મરજી ! લ્યો આ સૈન્ય લઈ જાવ. ફત્તેહ કરો. હું બીજું સૈન્ય પણ પાછળ મોકલી આપું છું.

**ઉદયનઃ**–ભાવિ પ્રબળ છે !

**વાસવદત્તાઃ**–બાપુ ! મને પણ આજ્ઞા મળવી જોઇએ.

**મહાસેનઃ**–પુત્રી ! આ સમય, સાથે જવાનો નથી;
જફીલા, જાતે ! થવાનો નથી.
સમરનો છે સમય આ તો, (જ્યાં) ભલભલાનેય ભય થાતો;
જંગનો રંગ એ બેટા ! નથી કરવી ખાલી વાતો.

**વાસવદત્તાઃ**–(આર્જવ સ્વરથી) ના, પિતાજી !
પાયે પડીને વીનવું, એવું મનાવો ના,
સિંહણ સુતાને, તુચ્છ એ ભે'થી ડરાવો ના;
શુદ્ધ સતીના ધર્મથી, નિશ્ચય ડગાવો ના,
ક્ષત્રિયના બળબીજને, જાણી છુપાવો ના !
ધાર્યું હશે પરમેશ્વરે, તે તો જરૂર થશે;
શાને ધરો ચિંતા હૃદય ? ન થવાનું તે ન થશે.

---

ભણાવી છે ભલી ભાંતે, કળા કૌશલ્યની સાથે;
દિધી શિક્ષા રૂડી ખાંતે, હવે ભીતી ધરો શાને ?

**મહાસેનઃ**–બાળા ! કમળ કલિકા સમી, કોમળ હજી તું દેહડી;
સંસાર દુઃખ દીઠું નથી, સુખમાં ફરી છો હરઘડી.

**ઉદયનઃ**–(કટાક્ષમાં) સત્ય છે.

કરમાઈ જાશે કોમલાંગી ! આ કમલમુખ તાહરૂં,
જા સુખેથી તાતની સંગાથ, માની માહરૂં;
છે સમર ભૂમી એ, નથી ત્યાં રાજ્યના રંગો,
તાપ સંતાપ પણ સહેવા, થશે દુ:ખના ઘણાં ઢંગો.

**વાસવદત્તા:-**

છાંય તરૂવર નાથની, ત્યાં તાપ શું સંતાપશે !
શુદ્ધ શીતળ જળ મહીં, શું અગ્નિનો ભય વ્યાપશે ?
બહાર છો બારે પ્રખર સૂર્યો પ્રચંડ પ્રકાશશે,
તે થકી શું મહોદધિ, નિજ આશ્રિતોને ત્યાગશે ?
જંગના મયદાનમાં વીરાંગનાઓ શું કરે,
તે કયાં અજાણ્યું છે બધાંથી ? વાદ શે ખોટો ? અરે !
(મહાસેન તરફ ફરી, ઘુંટણ પડી આર્જવ સ્વરે)

બાપુ ! વિનંતિ કરીને કહું છું કે કૃપા કરી મને જવા દ્યો. ન રોકો, પિતાજી પ્રભુને ખાતર ન રોકો !

**મહાસેન:**-ભલે પુત્રી! ત્હારો અત્યંત આગ્રહ જ છે, તો ચાલ હું પણ સાથે જ આવું. સર્વ બંદોબસ્ત કરી પાછો આવું.

**ઉદયન:**-શા માટે મહારાજ ? શા માટે આપને તકલીફ લેવી જોઇએ ?
આશીશ જ્યાં છે આપની, આશીશ જ્યાં પરમાત્મની, ત્યાં,
એક શું, આવા અરે હજ્જાર આવે આરૂણી;
ચાંપુ રસાતળ સર્વને આપું સજાયે દારૂણી.

**મહાસેન:**-ઉદયન ! આ સાહસ છે.

**ઉદયન:**-મહારાજ, સાહસ એ જ ક્ષત્રિઓનો જીવન રસ છે.
છોને બધાંય દિગંતરોના, રાજ્ય સૌ આડા અડે,
છોને અરે મેરૂ અને, મંદાર સાથે ગડગડે;

છોને બધાંય સમુદ્ર ને, બ્રહ્માંડ આખું ખળભળે,
તોયે પ્રભુની મ્હેર જ્યાં, કો' વાળ વાંકો ના કરે.

મહારાજ, આપ સુખેથી સિધાવો. કુંવરીની લેશ પણ ચિંતા ન કરશો. એ દુષ્ટોને હાલ જ જઈ હાથ બતાવું છું; તેઓના ગર્વ મંડીત મુગટો પળમાં નમાવું છું.

**મહાસેન:**–સુખી રહો બેટા! દિગ્વિજયથી કુળનું નામ ઉજ્વળ કરો. હિંમત હારશો ના. (ગોપાલ તરફ ફરી) બેટા ગોપાલ! તું પણ આપણું ચતુરંગ સૈન્ય લઈ વત્સદેશ તરફ સત્વર પ્રયાણ કર.

**ગોપાલ:**–જેવી આપુની આજ્ઞા. (જાય છે)

**મહાસેન:**–ચાલો પાલ!

**પાલ:**–બાપુ! બ્હેન નહીં આવે?

**મહાસેન:**–બેટા! એ તો એમને ઘેર જાય છે.

**પાલ:**–નહીં, નહીં. એમને હું નહીં જવા દઉં. (વાસવદત્તાનો પાલવ પકડી).

**(ગાયન)**

જા નહીં તું ભગિની,... (૨)
મૂકીને...અમને...—જા નહીં.
રાય ભલે...ભ્રાતા કહેતા છો,
ઉદયન રાય ભલે જાતા હો;
એકલડી શે જાય ત્યજી તું?
ના થા નિર્દય ધારી...—જા નહીં.

**વાસવદત્તા:**–(માથાના વાળ ઉપર હળવેથી હાથ ફેરવતા).

શોક કરે શાને તું વીરા?
આવી મળશું હંમેશ સુધીરા!
કુલને છાજે ન લેશ, હો વીરા!
આમ થવું શું અધીરા?—જા નહીં.

**પાલ**:-(આર્જવ સ્વરે)

બાલક પણની પ્રીત ભગિની !
પ્રાણ ધરે તું વિણ ગમગીની.
સુખ સંપત ત્યાં ક્યાં ઓછા છે ?
થા કાં આમ હઠીલી ?—જા નહીં.

**વાસવદત્તા**:-(સજળ નેત્રે પ્રેમ-ચુમ્બન દઇ).

શાણા શું સમજાવું હાવે... ?
બંધન ધર્મ તણાં અટકાવે,
નાથતણાં સુખકાજ હો વીરા !
લીધી આમ ફકીરી—જા નહીં.

(મહાસેન પાલનો એક હાથ ધરે છે; બીજે હાથે પાલ, વાસવદત્તાનો પાલવ પકડી તેની સ્હામે વિનવતો હોય તેમ જોઈ રહે છે.) (પડદો પડે છે)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**:-(મહાસેનનું શયન મંદિર.)

**રાણી-અંગારવતી**:-(અસ્વસ્થ ચિત્તે) (સ્વગત) હા...ય પ્રભુ ત્હારો જ આશ્રય સાચો. શું કરૂં ? ક્યાં જાઉં ? કોને પુછું ? આ રાજ્ય-ભુવન સૂનું સ્મશાન જેવું લાગે છે. આ અંતરની વેદના કોને કહું ? આઃ વિધિ ! તું કરે તે જ સાચું. પ્રાણી માત્ર ત્હારા દોરવ્યા આંધળાની માફક દોરાય છે, પરંતુ એ ત્હારી મહાન સત્તાને જાણતા નથી. તું જગન્નીયંતાનો પ્રેરણારૂપ પ્રતિનિધિ હોવાથી ધારે તે કરી શકે છે.

ક્ષણોમાં ચક્રવર્તીને, ભટકતો તું કરી દે છે.
ક્ષણોમાં તું ભટકતાને, શિરે, છત્રે સજાવે છે;
અકળ ત્હારી ગતિ આગે, બન્યા છે મૂઢ યોગીઓ,
કહે ક્યાં શક્તિ હું પામર તણી, તુજ જાણવા કૃતિઓ ?

(ઉંડો શ્વાસ લઈ) આઃ—પ્રાણનાથ !

ઘણુંએ વિનવ્યું મેં તો, વારંવાર કહી થાકી,
છતાં ના લ્હાવ લીધો, દેઇ કન્યાદાન ઉદયનને;
હશે શું દૈવની ઇચ્છા ! ગુમાવ્યા બેઉ રત્નોને,
ફર્યા ના આપ મૃગયાથી, પ્રભુ રક્ષા કરો સૌની.

અહઃ પ્રભુ ! પ્રભુ !

**ગાયન.**

સંકટ હરજો વિશ્વદેવ (૨) રક્ષા કરજો સહુની...–સંકટ
પ્રાણપતિ–મૃગયાથી ન આવ્યા,
પુત્ર ગયા તે પણ ફરી નાવ્યા; (૨)
પ્રેયસી પુત્રી કુમાર ગયા–કયાં ?
હાય...ય ! પ્રભુ ત્રાતા...–સંકટ.
પુત્ર સમાન કુમાર ઉછેર્યો,
ચાલી ગયો તે પણ અણધાર્યો; (૨)
ધાર્યું છે શું હા...! વિધિએ,
ન રહે ધીરજ શાંતા...સંકટ.

**દાસીઃ**–બા! ગોપાલ કુંવર આવી પોહોંચ્યા છે.

**રાણીઃ**–કોણ, ગોપાલ ! મારો પ્યારો પુત્ર ગોપાલ ! બોલાવ, બોલાવ, જા, એને સત્વર બોલાવ.

**ગોપાલઃ**–મા! (વળગી પડે છે) બાપુ પણ હમણાં આવી પહોંચશે.

**રાણીઃ**–(બાથમાં દબાવતા) હા–પરંતુ બેટા! વાસવદત્તા કયાં ?

**ગોપાલઃ**–મા ! સર્વ કુશળ છે. કાંઈ ચિંતા કરશો નહીં. બાપુ તથા પાલ પણ હમણાં આવી પહોંચશે. બાપુને તો સિંહ ફાડી ખાત !

**રાણીઃ**–હેં !

**ગોપાલ:**-પણ બ્હેને અને ઉદયકાંતે સિંહને મારી નાંખી તેમને બચાવ્યા છે.

**રાણી:**-પ્રભુ! પ્રભુ!

**ગોપાલ:**-બાપુએ ખુશી થઈ ત્યાં જ બ્હેનનો હાથ ઉદયકાંતને સોંપ્યો અને તેમનું બાપીકું રાજ્ય પણ તેમને પાછું આપ્યું. તે તો બ્હેનને લઈને ત્યાં ગયા છે. તેમના મુલક ઉપર તો કોઈ શત્રુઓ ચઢી આવ્યા છે.

**રાણી:**-શિવ, શિવ! પ્રભુ! ત્હારી ગતિનો પાર કોઈ પામી શક્યું નથી. આનંદ સાથે ખેદ ઉભો જ છે. આ: વિધિ! ઓ વેરી વિધિ! તેં પણ આખર ત્હારો ભાવ ભજવ્યો. મને જ એ સુખ સંમેલન જોવાથી તેં વંચિત રાખી. ઠીક. તું સત્તાધીશ છે, તને ગમ્યું તે ખરૂં. પરંતુ દુષ્ટ! મેં ત્હારૂં શું બગાડ્યું હતું, જે મ્હારા સુખની પણ તને ઈર્ષા આવી? આ: પણ તેમાં ત્હારો શો દોષ.

તું તો પ્રતિનિધિ પ્રેરણા રૂપી, પ્રભુનો માત્ર છે;
વાંક તો દુષ્કર્મનો, ગત જન્મમાં કીધાં હશે.

બેટા! જા, સ્નાન વગેરેથી પરીશ્રમ દૂર કર.

(ગોપાલ જાય છે)

**મહાસેન:**-(પ્રવેશ કરી) દેવી!

**રાણી:**-(ચમકીને) કોણ, પ્રાણનાથ? (સ્નેહ સંમેલન).

**મહાસેન:**-આનંદના સમાચાર તો કુંવરે સંભળાવ્યા જ હશે.

**રાણી:**-પ્રભુ! આનંદ મનથી તો માની લીધો, પરંતુ, નયનો તૃપ્ત થયા નહીં. ઈશ્વરેચ્છા.

**મહાસેન:**-પ્રાણપ્રિયે! આજ તો સુદૈવે જ આપણો પુનર્મેલાપ થયો છે. મ્હારી તો ખાત્રી થઈ ચૂકી છે કે પ્રભુ કરે છે તે ભલાને માટે જ.

**રાણી:**-હા. મારા ભાગ્યમાં એમનું સુખ જોવાનું નહીં. બીજું શું?

**મહાસેન:**–ઘેલી !

સુખ દુઃખ છે, આનંદ ખેદ જ માનવી–મન–માન્યતા,
મન ધારતા તે, વિકટ સંકટમાં મહાસુખ પામતા;
મનથી અરે રે ! હોય વૈભવ રાજ્યના મન ભાવતાં,
પળમાં બને છે તુચ્છ, વાદળ દુઃખના વરસાવતા.

મ્હારો વિચાર પણ અહિંયા જ યથાવિધિ પાણિદાન દેવાનો હતો; પરંતુ સમય અનુકુળ ન હોવાથી, તેઓની પ્રતિમાઓ મંડપમાં મૂકી, યથાવિધિ ધામધૂમથી, અહીંયા તેમનાં લગ્નનો પ્રકાર ઉજવવાનો મેં વિચાર રાખ્યો છે.

**રાણી:**–જેવી પ્રભુની ઇચ્છા.

**મહાસેન:**–આજે જ મંત્રીને હું આજ્ઞા આપી દઉં છું, કે, શુભ મુહૂર્ત જોવરાવી નગરમાં સર્વને આ માંગલીક પ્રસંગ જાહેર કરાવી દે. ચાલ. (બંને જાય છે).

( પડદો પડે છે )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:**–(વત્સદેશ. આરૂણીની છાંવણી કિલ્લાબહાર પડી છે. વત્સરાજ વગેરેનું આવવું.)

**વત્સરાજ:**–(દૂરથી બતાવતા) પ્રિયે! આ દેખાય શત્રુની છાવણી. હવે સત્વર યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થશે; માટે, થોડા સિપાઇઓ સાથે આ ખીણની તળેટીમાં નિર્ભય રહે. હું હમણાં જ શત્રુદલનું ગર્વખંડન કરી પાછો આવું છું. આપણાં આવવાનાં સમાચાર તો મેં બાણ સંજ્ઞાદ્વારા નગરમાં આપી દીધાં છે. જા.

**વાસવદત્તા:**–ના. નાથ ! એ એક વીરાંગનાને ન શોભે. ન શોભે શત્રુઓથી મુખ છુપાવવું એ વીર ક્ષત્રિઓને. હું પણ આપની સાથે જ

રહી, આપે શિખવેલી વિદ્યાનો યોગ્ય ઉપયોગ કરી બતાવીશ, અને, 'અર્થં સાધયામિ વા દેહં પાતયામિ' એજ ધર્મને અનુસરીશ.

**ઉદયન**:-પ્રિયે! પરંતુ, ન કરે નારાયણ ને, આ યુદ્ધના પ્રસંગમાં કાંઈ વિશેષ આપત્તિ આવી પડે; અને અમારૂં પણ કાંઈ અણધાર્યું વિપરીત પરિણામ આવે, તો ત્હારા માથે નાહકની આફત આવી પડશે. ઓ ગુલ-બદન! કદાચ આ ત્હારા ગુલાબી ગાલ કોઇ ચમકતી તલવારનો ભોગ થઈ પડશે. આ ચંદ્રવદન, નાગણ સમાન ત્હારા આ કેશકલાપ અને મૃગનયનો સાથે, શોણિત પ્રવાહમાં તણાતાં ભયંકર કારમી ચીસો પાડશે. અને તેને કોણ સાંભળશે? અરે! આ ત્હારૂં રોમેરોમ સુગંધ ઝરતું શરીર, છિન્ન-વિછિન્ન થઇ જશે. માટે મ્હારૂં કહ્યું માની આ હઠ મૂકી દે.

**વાસવદત્તા**:-હા નાથ! આ નશ્વર દેહનો ભરોંસો શો? અને આ ક્ષણિક સૌંદર્ય તથા તારૂણ્યનોએ ગર્વ શો? એકવાર એની એ દશા તો થવાની છે જ. ત્યારે સારા કાર્યમાં તેનો ઉપયોગ કરતાં શા માટે ડરવું? ક્ષમા કરજો નાથ, અવિનય થતો હોય તો! પરંતુ, શું આપના ઉપર આફત આવે અને હું જોઇ રહું? અરે! કદાચ દૈવેચ્છાથી આપનું કાંઈ અનિષ્ટ થાય, તો મ્હારા ઉપર આવનારી આફતથી ડરીને, આ અનિશ્ચિત, સુખ સૌંદર્યને માટે, પૈશાચિક સ્વાર્થવૃત્તિથી છૂપાઈ રહું? અને ક્ષત્રિયાણીની કૂખને એબ લગાડું? અને જીવવું? કોને માટે? કયા અધિકારથી જીવી શકાય? આ દેહમાં પ્રાણ પણ કયાં મ્હારાં છે? પ્રભુ! એ તો જ્યાં તમે, ત્યાંજ દેહને પણ ધસડી જાય છે; અને કદાચ દેહ આડો થાય, તો તેને રઝળતો છોડીને પણ નિઃશંક એ તમારી પાછળ જ આવશે. ભલે, પછી રાજ્ય-ભુવન હો યા કારાગૃહ, શહેર હો યા જંગલ, આ લોક હો યા પરલોક. વ્હાલા!

રણાંગણમાં લઢી મરશું, સ્વર્ગ સાથે સિધાવીશું;
પવાલા પ્રેમનાં ભરશું, સ્નેહ ડંકા ગજાવીશું.

**ઉદયન:**–શાબાસ, શાબાસ, પ્રિયે! ત્હારૂં વાક્ચાતુર્ય તથા ધૈર્ય જોઈને, મ્હારૂં હૃદય આનંદથી ઉભરાઈ જાય છે. ત્હારા જેવી વીરાંગનાના મ્હોંથી આવા ઉદ્દગારો નીકળે એમાં આશ્ચર્ય શું? અહા! ત્હારો મેલાપ એ જ મ્હારૂં અહોભાગ્ય.

**ગાયન.**

રૂપ યૌવન આ...ત્હારૂં...કામણ મન...કરના...રૂ (૨)
શશિવદની......સુખકા...રૂ... —કામણ.
ભવતિ ભુલ્યો...હું, આ જ રૂપે...થી...
લાવ્યો ઉપાડી...,રાજ ગૃહે...થી...
તુજ વીણ જીવન...અકા...રૂં... —કામણ.

**વાસવદત્તા:**–નાથ જવા દો...શ્લાઘા મ્હા...રી...
જન્મો જનમની હું, દાસી તમા...રી...

**ઉદયન:**– વાહ!
વચન તુ મન...હરના...રૂ... —કામણ.

**સાખી.**

**વાસવદત્તા:**–તરૂવર હતી હું શોધતી, આ વેલને વિંટોળવા...
તે વૃક્ષ દીઠું તમ વિષે, લાગી હવે વા ઢોળવા...
તમ પર જી...વન મ્હા...રૂં... —કામણ.

**સરદાર:**–(પ્રવેશ કરી) જય હો વત્સાધીપનો. મહારાજ! સવ તૈયારી થઈ ચૂકી છે. સર્વ યોદ્ધાઓ તૈયાર છે.

**ઉદયન:**–સર્વને અહિંયા હાજર કરો.

(બધાં સૈનિકો આવે છે)

મ્હારા નિમક હલાલ વફાદાર સેવકો! તૈયાર થાવ.
કસોટીનો સમય છે આ, તમારા શૌર્યનો વીરો!
વધુ કહેવા સમય ના છે, છતાં ખૂબ ધ્યાનમાં ધારો;

રણાંગણમાં ખરો ક્ષત્રિય, કદી ના પૂંઠ દાખવશે,
મળી જઈ દુશ્મનોને એ, ન લૂણ હરામ કહેવાશે;
બતાવી શૌર્ય પોતાનું, વિજય વરમાળને વરશે,
અગર સ્હામા લઢી, આ ધર્મ યુદ્ધે હોંસથી મરશે.

**સેનાધિપતિ**–મહારાજ ! એ બાબે ક્ષત્રિયોને કહેવાપણું હોય જ નહીં. જ્યાં સુધી શુદ્ધ ક્ષત્રિયાણીના દૂધથી પોષાયલા આ શરીરમાં શૌર્ય ભર્યું રક્ત વહી રહ્યું છે ત્યાં સુધી, મદાર નથી એ મુઠ્ઠીભર શત્રુ–સૈન્યનો, કે, આપણી સ્હામે ટકી શકે. હું સમશેરની પ્રતિજ્ઞાથી કહું છું, કે, આજના આ સંગ્રામમાં, શત્રુદલને સારો હાથ બતાવવો યા મરવું, એ જ નિશ્ચય. આપ નિશ્ચિંત રહી સેવકને હુકમ કરો.

**ઉદયનઃ**–શાબાસ, મારા શાણા સામંત ! ચાલો ત્યારે. હવે જલદી જ કુચની તૈયારી કરો.

(રાજા વગેરે કુચ કરે છે. સીન ટ્રાન્સફર. શત્રુદલનો પડાવ. રણ વાદ્યનો અવાજ કરી શત્રુને ચેતવણી આપી આક્રમણ. શત્રુદલમાં ગભરાટ. લઢાઇ ચાલે છે. વાસવદત્તા પણ હાથમાં તલવાર લઇ શત્રુદલમાં ચોતરફ ઘૂમે છે. કિલ્લા ઉપરથી તીરો છૂટે છે. ગોપાલ આવી પોહોંચે છે. શત્રુઓ કાંઇક માર્યા જાય છે. નાયક સટકી જાય છે; શત્રુદલમાં ભંગાણ અને ન્હાસભાગ. ગોપાલ તેમની પાછળ પડે છે. વત્સરાજ વિજય.

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ:**–(રાજબગીચો. માલતી મંડપ.)

**વાસવદત્તા:**–(કોચ ઉપર બેઠી વીણા વગાડતા.)

**ગાયન.**

પ્રિયતમ ચરણુ શરણુ સુખદાઈ (૨)
શાંતિ અતિવ મમ ઉર પથરાઈ–પ્રિયતમ.
વગેરે વગેરે.
(ગાયન પૂરૂં થતાં તંદ્રામાં)

જુઓ પુષ્પ ૧ પાનું ૨૮.

**ઉદયન:**–(ગાયન પુરૂં થતાં, પાછળની વાટીકામાંથી પ્રવેશ કરતા).

આ...વે મધુરી, મધુરી સુવાસ; (૨)
મધુર મા...લતી..., મ્હેંકે ચોપા...સ–આવે.
ગાય વિહગ...ગણુ, ઉપજે મિઠા...શ; (૨)
વા...ય પવન મૃદુ, જીવન પ્રકાશ—આવે.

વાહ, શું માલતીના પુષ્પો ખીલી નીકળ્યા છે! તેની સુંદર આકૃતિ અને કામોદ્દીપક, ચિત્તાકર્ષક સુગંધ કોયા પ્રાણીનું મન વિહ્વળ ન કરે? વળી પક્ષીઓ પણ કેવા મધુર સ્વરથી ગાન કરી રહ્યા છે? અને શીતળ પવન પણ કેવો મંદ મંદ વાય છે? ખરેખર આ જગોએ કોઈ ભયંકર વિષારી જાનવર હોય તો તે પણ પોતાનો નિષ્ઠુર સ્વભાવ, એક વખત તો ભૂલી જાય.

**વાસવદત્તા:**–(સ્વાસ્થ્ય મેળવતા) કોણુ, પ્રાણુનાથ? આ:!

નીણો અરે શે સાદ, કોયલનો બહૂજ સતાવતો?
શે મંદ આ ગુંજારવે, ભમરોય ચિત્ત ભમાવતો?
શે પક્ષિઓ રડતા દિસે છે, આજ મુજને આ બધાં?
હા:! બધાં દુઃશુકન એ! શું દૈવ તે ધાર્યું હશે!

પ્રાણપ્રિય! આજ આપ મૃગયા કરવા ના જાવ. વહાલા! જો આપ મને ખરા દિલથી ચાહતા હો, તો ના જાવ.

**ઉદયન:**-ગાંડી! એવા શુકન અપશુકન તો ચાલ્યાજ કરે; એમાં ડરવું શું? ત્હારી મધુર વાણી, ચંચલ કટાક્ષ અને શુદ્ધ પ્રેમ, આલોકમાં તો શું પણ પરલોકમાંયે વિસરાય તેમ નથી. ખરેખર સ્ત્રીઓ સ્વભાવેજ દુર્બળ હોય છે.

**વાસવદત્તા:**-ગમે તેમ સમજો; પણ નાથ! આજ ના જાવ. મને લાગે છે કે આપ કોઇ મૃગનયનાની જાળમાં ઘેરાયલાં છો. અને......

**ઉદયન**-શિવ! શિવ! બસ કર. મ્હારા કાનને અપવિત્ર ન કર. આટલા દિવસ નહીં, અને આજ, આવો દુર્વિચાર ત્હારા હૃદયમાં ક્યાંથી?

**ગાયન**

**ઉદયન:**-ગંભીર ગુણીયલ બાળા,
રસનીય રસીલી રિસાળા!
તુજ મધુર વચનને, આદર દઇને,
મન સુખ ગૃહીને રહીશું:

**વાસવદત્તા:**-વાહ, માતબાલા!
પ્રભુજી! પ્રિતમ તમે મ્હારા,
રસિયા, રસીક રસાળા;
તમ ચરણ કમલને, મસ્તક ધરીને,
આનંદ લહીને, રહેશે આ દીન દારા.

**ઉદયન:**-રસીલી! કદાપિ રીસાશો?

**વાસવદત્તા:**-ઉરમાં સદાય સ્થપાશો.

**ઉદયન:**-તવ વદન મનોહર, દિવ્ય પ્રભાકર,
વચન સુધાકર:

**વાસવદત્તા:**-મૂકો મિથ્યા સ્તુતિ વ્હાલા.

**ઉદયન:**–ગંભીર ગુણીયલ બાળા.

**ઉદયન:**–ચાલ, સમય થઈ ગયો છે. હું જાઉં છું. વીણા સંભાળજે. (પ્રેમાલિંગન દઈ વિખૂટાં પડે છે. વાસવદત્તા જોઈ રહે છે.)

**યૌગંધરાયણ:**–(પ્રવેશ કરી) માતા!

**વાસવદત્તા:**–( પાછળ જોઈ) કોણ, યૌગંધરાયણ ? આ સમયે !

**યૌગંધરાયણ:**–હા. એક ભિક્ષા માટે આવ્યો છું.

**વાસવદત્તા:**–ભિક્ષા ! શાની ભિક્ષા ?

**યૌગંધરાયણ:**–હા. માતા ભિક્ષા જ.

મહારાજ બનશે ચક્રવર્તી, આપ માનો તો,
મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થાયે, આપ માનો તો;
બન્ને જશે પળમાત્રમાં, ના આપ માનો તો,
બાજી બગડશે હાથની, ના આપ માનો તો.

**વાસવદત્તા:**–શું છે એવું યૌગંધરાયણ ? હું નથી સમજી શકતી. કહો, જે હોય તે ખુલ્લે ખુલ્લું.

**યૌગંધરાયણ:**–માતા ! છે આ યૌગંધરાયણ ઉપર સંપૂર્ણ વિશ્વાસ ?

**વાસવદત્તા:**–મંત્રીવર ! શું પુછો છો, નથી સમજાતું. તમારા ઉપર અવિશ્વાસ !

**યૌગંધરાયણ:**–તો માંગે છે વચન આ દાસ; અને બાજી સર્વ કરે છે પ્રકાશ.

**વાસવદત્તા:**–હા. વચન આપું.

સ્વામી તણાં સુખ કારણે, છો દુખનાં ડુંગર હશે;
માળા ગણી કુસુમો તણી, આનંદથી ઉર ધારશે.

પરંતુ યૌગંધરાયણ ! મ્હારે તે પહેલાં જાણવું જોઇએ કે હું શાને માટે જોખમ ખેડું છું.

ધી સ્કુલ ઑફ ઇન્ડીયન મ્યુઝિકના
સંસ્થાપક અને પ્રિન્સીપૉલ



પ્રોફેસર મિ૦ બાલકૃષ્ણ રઘુનાથ દેવધર.

દશ વર્ષ પૂર્વે



રા. કવિ 'નંદ'.

**યૌગંધરાયણઃ**-(પત્ર આપે છે) લ્યો માતા ! બધો ખુલાસો આમાં છે. મને આપનો પૂર્ણ વિશ્વાસ છે.

**વાસવદત્તાઃ**-(પત્ર વાંચે છે) અહઃ ! મહાન જ્યોતિષી, સાક્ષાત્ દેવમૂર્ત્તિ પુષ્પકભદ્ર શું લખે છે !

"યોગ સાધે જો સતી,
અજ્ઞાતવાસ મહીં વસે;
રાય પદ્મા પરણશે,
ને સાર્વભૌમત્વ પામશે."

વળી,

"છે સમય થોડો હવે,
ભાવિ ખરૂં બળવાન રે,'
દેખતાં રાણી, ન પદ્મા
રાય કો' કાળે વરે."

(સ્વગત) આઃ !

મ્હારે લીધે સ્વામીતણું, શું સાર્વભૌમત્વ જાય છે ?
(શું ?) આદેશિકોમાં દેહ આ, કંટક સમાન સમાન ગણાય છે ?
વાહ દૈવ ! કંઈ નહીં. ભલે;
ભર્થારના સુખ કારણે, વિષને સુધા ગણવું,
ભર્થારના સુખ કારણે, દુઃખ સ્વર્ગ સમ ગણવું;
ભર્થારના સુખ કારણે, વન વન ભલે ફરવું,
ભર્થારના સુખ કારણે, આવ્યે સમય મરવું.

(પ્રકાશ) હરકત નહીં યૌગંધ ! હું વચન આપું છું. જાવ. ફાવે તેમ યોગ્ય બંદોબસ્ત કરી સ્વામીનું હિત સાચવો.

**યૌગંધરાયણઃ**-નિશ્ચિંત રહો માતા ! પ્રભુ સર્વ સારૂં જ કરશે.

(જાય છે)

**વાસવદત્તા:-** **ગાયન**

દૈવ ગતિ-નવ...જાય કળી.-હાં... —દૈવ.
કર્મ થકી આલેખાયે ના,
વાચાએ વર્ણન થાયે ના; (૨)
બુદ્ધિથી દૂર જાય પળી—હાં... —દૈવ.

( ઉંડો શ્વાસ લઈ કોચ ઉપર બેસે છે ) હં !

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૯ મો.

**સ્થળ:**-(વિચારભુવન).

**યૌગંધરાયણ:**-પાસો તો ઠીક પડ્યો. કામ, હવે એક રહ્યું.

**પહેરેગીર:**-મહારાજ ! રૂમણ્વાનજી બહાર ઉભા છે.

**યૌગંધરાયણ:**-વાહ ! ચાલો ઠીક જ થયું. આવવા દે એમને.

(યૌગંધરાયણ સ્હામે જઈ સ્વાગતયુક્ત) પધારો, પધારો. હું તમારી જ રાહ જોતો હતો.

**રૂમણ્વાન:**-મિત્ર ! મામલો ગંભીર છે. અને થોડા માટે, બધુ કર્યું કરાવ્યું ધૂળ થઈ જશે.

**યૌગંધરાયણ:**-એવું શું છે રૂમણ્વાન ? દુશ્મનોનું તો હવે નથી રહ્યું નામો નિશાન !

**રૂમણ્વાન:**-હા. મિત્ર ! આપની કુશાગ્ર બુદ્ધિથી થોડા સમયમાં ઘણાં રાજ્યો ઉપર મહારાજે કાબુ તો મેળવ્યો; પણ હા ! મગધ ! કેટલો મ્હોટો ફળદ્રૂપ પ્રદેશ ! જ્યાં ચાલે છે માત્ર મહારાજ દર્શકનો આદેશ.

**યૌગંધરાયણ:**-એ તો મિત્ર રાજ્ય છે. શું છે એનું ?

**રૂમણવાનઃ**-બીજું કાંઇ નહીં, પરંતુ મિત્ર !

નથી સંતાન દર્શકને; માત્ર છે એક ભગિની રત્ન.

આ: !

રંભા અરે હો ઉર્વશી કે મેનકા, તારિફ કરૂં શું !
લાવણ્ય સદ્‌ગુણ રૂપના, ગુણગાન શું તેના કરૂં હું ?
હાઃ ! એ જ રત્ન મગાય છે, મહાસેનથી ગોપાલ સારૂ;

**યૌગંધરાયણઃ**-પછી ?

**રૂમણવાનઃ**-ઇચ્છા નથી દર્શક તણી દેવા, અમે એવું સુણ્યું.

**યૌગંધરાયણઃ**-ત્યારે ?

**રૂમણવાનઃ**-મહારાજ જો માગું કરે, તો પદ્મિની નિશ્ચે વરે;
આપત્તિઓ સ્હેજે ટળે, ને ચક્રવર્તી પદ મળે.

**યૌગંધરાયણઃ**-હા, મિત્ર ! એ વિષેનો મ્હારાપર પણ મહારાજ દર્શકનો છૂપો સંદેશ હતો. પણ,

બહુએ સમજાવ્યું, મહેનત કરી અવધી;
છતાં માને નહીં નૃપરાજ, છે આડો ખરે જ વિધિ.

**રૂમણવાનઃ**-હા.

પ્રેમ છે દૃઢ એમનો, મહાસેન પુત્રી સાથ,
ત્યાં સુધી મુશ્કેલીઓ, રહે છે બધી સંગાથ;
માટે રચો કો યુક્તિ એવી, થાય બેઉ જુદાય,
એ પ્રેમ પણ સંધાય ને, નૃપ ચક્રવર્તી થાય.

**યૌગંધરાયણઃ**-એક છે યુક્તિ સુદૃઢ, જો ધ્યાનમાં આવે;
તકદીર સીધું જો પડે, નૃપરાજ ત્યાં ફાવે.

**રૂમણવાનઃ**-તે શું ?

**યૌગંધરાયણઃ**-સળગાવવો લાખા ગૃહને,
જેમાં રાણી કરે છે નિવાસ;

જાય જ્યાં રાજા શિકારેઃ
"રાણી બળી મુઇ" એમ કરવો પ્રકાશ.

**રૂમણ્વાન**:-આઃ! કેટલું ભયંકર? અઘટિત? અસુંદર?

**યૌગંધરાયણ**:-ના મિત્ર! ધીરજ ધરો.

નથી એ ભયંકર, અઘટિત, કે અસુંદર.

લાગતા લ્હાય હું પેસીશ, એ બળતાની અંદર;
બચાવી રાણીને, રક્ષા કરૂં, સમજાવું સદંતર.

**રૂમણ્વાન**:-વાહ, યુક્તિ તો બહુ જ સુંદર! પરંતુ,
દેવું જરા સૂચન પ્રથમ, મ્હારી મતિ એવી;
શાણી અને સમજુ, નથી રાણી થવી આવી!

**યૌગંધરાયણ**:-ઠીક, તે બધાંનો મેં બંદોબસ્ત કર્યો છે; પણ મિત્ર! જવાબદારી એક છે.

**રૂમણ્વાન**-કહો. એક યા અનેક હો,
શિર સાટે સજવી એજ વફાદારીની ટેક છે.

**યૌગંધરાયણ**:-ધ્યાન રાખજો,
રાજા વિયોગે ઝૂરશે,
મરવા થશે તૈયાર;
(પણ) સમજાવવા સાથે રહી,
તમ શીર છે સરદાર!

**રૂમણ્વાન**:-એક શું દશવાર, મ્હારા શિરના શિરતાજ એ;
દશ શું હજારવાર, મ્હારા જીવન આધાર એ.
બસ બનો નિસ્શંક, ને પ્રવૃત્ત થાઓ કાર્યમાં.

**યૌગંધરાયણ અને રૂમણ્વાન**:—

**ગાયન.**

આધાર જગ કિરતાર સરજનહાર અમને આપજે, (૨)
નિષ્કામ વૃત્તિ અમતણી મહારાજ! ઉરમાં ધારજે;

લાચાર અબળાને હૃદે...શાંતિ સદાયે સ્થાપજો, (૨)
વળી રાજને શિરતાજ અર્પી, અખંડ આનંદ આપજો-આધાર.

**યૌગંધરાયણ:**-ઠીક, રૂમણ્વાન! ત્યારે એ કામ તમારે જ કરવાનું છે. એમાં ત્રીજા માણસનું કામ નહીં. જાવ સત્વર! હું પણ મ્હારી તૈયારી કરૂં છું. (જાય છે)

---

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ:**-(લાખાગૃહમાં વાસવદત્તા).

(સમય રાત્રીનો. એકાએક લાખાગૃહ સળગે છે. લોકોનો કોલાહલ અને વ્યર્થ પ્રયત્ન. યૌગંધરાયણનું આગમાં જંપલાવું. જોતજોતામાં લાખાગૃહનું ભસ્મીભૂત થવું. લોકો આશ્ચર્યથી દિગ્મૂઢ).

**રૂમણ્વાન:**-હા પ્રભુ! પ્રભુ! આ શો કોપ! (લોકો તરફ ફરી.)

બાંધવો! આજ આપણાં રાજ્યના એ અમૂલ્ય જવાહીરો દુર્દૈવે નાશ પામ્યા છે. તેમને માટે કરીએ તેટલો શોક ઓછો જ છે. હવે તો આ માઠાં સમાચાર જણાવ્યા વિના, કોઈ યુક્તિથી સ્હવાર સુધીમાં મહારાજને અહીં લાવવાની જરૂર છે. રંગબહાદૂર! એ કામ તમારા જ લાયકનું છે. જાવ. તૈયાર થાવ; મ્હારો પત્ર માત્ર મહારાજને આપજો: ખાસ ધ્યાન રાખજો કે આ ખેદકારક સમાચાર ત્યાં મહારાજને ન કહેવાય.

**રંગબહાદૂર:**-જેવી આજ્ઞા. (કુર્નીસ બજાવીને જાય છે.)

**સર્વે:**— **ગાયન.**

વિભુવર કરૂણેશ્વર કર મ્હેર તું જરા!
શાંતિ દે સ્વામીનીને હે વિશ્વંભરા!
મંત્રીના હૃદય તાપ વાર ઇશ્વિરા!
શમતા.........દમતા.........મમતા,
રાખી સંતોષ સર્વને વિભુવરા!—વિભુવર.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**:–(જંગલ. રાજમૃગયા. આ દશ્ય સીનેમાની ફીલ્મથી દેખાય છે. ઉદયન અને થોડા સૈનિકો હરણ પાછળ દોડે છે. સૈનિકો પાછળ રહી જાય છે. ઉદયન એકલો પડી જાય છે.)

**ઉદયન**:–(ફીલ્મ બંધ થતાં) (તર્જનીનો મધ્ય ભાગ ઓષ્ઠોમાં દબાવી, વિચારગ્રસ્ત ઝીણી આંખોએ જોતાં) (સ્વગત)

અહાહા! હું ક્યાં આવ્યો?
(પાછળ જોઈ) મ્હારા સૈનિકો ક્યાં?

(સનિઃશ્વાસ)–થાક્યો બહુ, શીથિલ થયા શે ગાત્ર આ? આજે!
ઉત્સાહ હીણાં શે થયા ગાત્રો? નહીં સૂઝે!
દોડ્યો ઘણું, હરણું ન એક હાથ પણ આવ્યું!
બાહુ અરે! શા કાજ? ફરકે વામ, કર ફાવ્યું!!

(આકાશ તરફ દૃષ્ટિ કરી) આઃ!
અભ્ર પણ, વાદળ થકી ઢંકાયલું ઘેરૂં!
સંભળાય શા ભણકા અરે! શું ડગમગે મેરૂ?
શું સ્વપ્ન છે આ? ના, અરે! જાગ્રત પડ્યો છું હું!
નિશ્ચે, રાજ્યમાં ગડબડ ઉથલપાથલ બતાવે એ.

---

ભાવિ થવું થાનાર છે, મિથ્યા ન દેવ કરી શકે;
(પણ) લુબ્ધ માયા માનવી, બહુ વાર ભૂલે દૈવને.

શું કરૂં? ચાલ, જરા આ વૃક્ષની છાયા નીચે વિશ્રાંતિ લઉં. (જગ્યા સાફ કરી બેસે છે).

(દૂરથી આવતા ઘોડેસ્વાર તરફ જોઈ) આ વળી કોણ આવે છે ? (દૂર જોતો હોય તેમ) ઓ: કોઈ દૂત દેખાય છે. (ઉભો થાય છે.)

**રંગબહાદૂર:**-ખમા ! ખમા ! જય થાવ સ્વામીનો.

**ઉદયન:**-કેમ, રંગબહાદૂર ! આમ અચાનક આ તરફ? નગરમાં સર્વ કુશળ તો છે ને ?

**રંગબહાદૂર:**-(પત્ર આપતા) મહારાજ ! આરૂણી માથું ઉંચકે છે અને પરિસ્થિતિ ભય ઉપજાવનારી છે. માટે આપને હાલને હાલ ત્યાં બોલાવ્યા છે.

**ઉદયન:**-(પત્ર વાંચી) હા ! દૈવ, હું ધારતો હતો તેમ જ બન્યું. આરૂણી માથું ઉંચકે છે ? કંઈ નહીં. પરંતુ, આરૂણી ! યાદ રાખજે કે વત્સદેશ લેતા પહેલાં, ત્હારા હજ્જારો બાળકોનું બલિદાન આપવું પડશે; છતાં યશ મળવો ન મળવો એ દૈવાધીન છે. ચાલ, તૈયાર થા રંગબહાદૂર.

**રંગબહાદૂર:**-જી હજુર.

(ઘોડેસ્વાર થઈ બન્ને જાય છે. આ સીન સીનેમાની ફીલ્મથી દેખાય છે. એકદમ સીન બદલાઈ ખંડીએર લાખાગૃહ આવે છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:**-(ભ મીભૂત લાખાગૃહ).

**રૂમણ્વાન:**-(મૂછ મરડતો વિચારમાં આંટા મારે છે) શત્રુ ઉપર લશ્કર તો મોકલ્યું. પરંતુ, આ દશા લાખાગૃહની જોઈ, મહારાજ રાણીના સમાચાર પૂછશે તો, જવાબ શો દેવો ? સમય પણ થતો આવ્યો છે. (કંઇક વિચાર આવવાથી) ઓ: કંઈ નહીં. ભલે પૂછે.

**રંગબહાદૂર:**-(નમન કરી) મહારાજ પધારે છે.

**ઉદયન:**-(એકદમ પ્રવેશ કરી ગભરાટમાં) કેમ રૂમણ્વાન ! શું છે આ ધમશાણ ?

(રૂમણ્વાન નમન કરી ઉભો રહે છે) આ દશા લાખાગૃહની! ક્યાં છે યૌગંધરાયણ? રાણી ક્યાં? કેમ જવાબ નથી?

**રૂમણ્વાનઃ**–(ગદ્ગદીત કંઠે) શું કહું? મહારાજ! જીવ્હા પણ નથી કરતી કહ્યું; હા...ય! અજીત શત્રુ કાળ, એઉ અમૂલ્ય રત્ન લુંટી ગયો.

**ઉદયનઃ**–શું, બળી મુવાં? હા...ય! (મૂર્છાગત)

(રૂમણ્વાન પડતા રાજાને પકડી લે છે).

**ઉદયનઃ**–(શુદ્ધિમાં આવતાં વ્યગ્રચિત્તે) હા! દૈવ, દૈવ! તેં મ્હારૂં સર્વસ્વ લુંટી લીધું. હવે મ્હારૂં જીવન વૃથા છે. જીવીને શો અર્થ! આઃ! કટાર! વ્હાલી કટાર!

સોના તણું પાનું અને, આ મૂઠ તુજ રત્ને જડી,
મુજ પ્રાણની રક્ષા કરી, સંભાળ રાખી હરઘડી,
ગાફલ બની કાં આજ, પ્રાણ ગઈ છતાં તું ત્યાં પડી?
બસ ચેત, ફર્જ બજાવ ત્હારી, જાય છે સુંદર ઘડી.

---

દૂર કર આ દેહને, જે પ્રાણને ચાહતો નથી;
દૂર કર આ વૈભવે, જે પ્રાણને ચાહતો નથી.

બસ થા તૈયાર અને ત્હારા સ્વામીનો પ્રિયતમા સાથે મેલાપ કરાવવા ત્હારો ધર્મ બજાવ. (કટાર પોતાની છાતીમાં ભોંકવા જાય છે)

**રૂમણ્વાનઃ**–(હાથ પકડીને) મહારાજ! મહારાજ! શું ક્ષત્રિઓનું શૌર્ય આમાં જ? એક સ્ત્રીને ખાતર રાજ્યપાટ અને જીવનને તિલાંજલિ આપવી? નહિ, નહિ, છતાં આપનો એ જ અંતિમ વિચાર હોય, તો આ કટારને, પહેલાં આ દુઃખી શરીરનો સ્વાદ લેવા દ્યો, અને પછી આપ ફાવે તેમ કરો.

**ઉદયનઃ**–રૂમણ્વાન! રૂમણ્વાન! ઓ બ્રાહ્મણ રૂમણ્વાન! શું આ તું સર્વ સત્ય કહે છે? શું આ ત્હારા અંતરોદ્ગાર છે? શું પ્રેમથી અધિક

એવી કોઇ પણ ચીજ આ દુનિયામાં હસ્તી ધરાવે છે? નહીં, નહીં; કદી નહીં. અબ્રહ્મણ્યમ્. અબ્રહ્મણ્યમ્.

ગાયન

આવું જૂઠું હે મંત્રીવર, તું સમજાવ મા...રે (૨)
મુજને વાર મા...રે—આવું.
તુજ મતિયે હું સદાય રહેતો, જે કહેતો તે યથાર્થ ગણતો;
આ વેળા તું આમ, મને ભરમાવ મા...રે—આવું.
દશરથ પ્રાણ હર્યા પ્રીતીએ, સત્ય બચાવ્યો સાવિત્રીએ,
રીત પ્રીતની એ, મુજને ભૂલાવ મા...રે—આવું.

દેવિ! દેવિ! હા...(મૂર્છાગત) (વળી શુદ્ધિમાં આવી) વાહ પ્રિયે! બસ હવે તો એકવાર ત્હારી પવિત્ર ભસ્મમાં સ્નાન કરી, કોઈ તીર્થ જલાશયમાં જંપલાવી સત્વર તને મળીશ. (રાખમાં આળોટે છે)

**રૂમણવાન**:-મહારાજ! મહારાજ! આ શું?

**ઉદયન**:-લાવ, એક પોટલી પણ સાથે બાંધી લઉં. (પહેરણ ઉતારી તેમાંજ રાખની પોટલી બાંધે છે)

**રૂમણવાન**:-(સ્વગત) દુનિયામાં પુરૂષ પાછળ સતી થનાર સ્ત્રીઓ તો બહુ જોઈ. પરંતુ સ્ત્રીની પાછળ (પ્રાણ આપનાર) પુરૂષ તો વિરલજ.

**ઉદયન**:-(પોટલી છાતીએ દબાવી. ચુંબન કરી, ઉભો થઈ જ્યાં ત્યાં બાઝે છે) હા, પ્રિયે! પ્રિયે વાસવદત્તે! આઃ ક્યાં હતી આટલીવાર? આવ. આવ.

(ભેટવા જાય છે થાંભલા જોડે અથડાય છે)

**રૂમણવાન**:-આ શું કરો છો મહારાજ? ભોજનનો સમય થયો છે. સ્નાન કરી જરા ખાઈ લ્યો, એટલે ચિત્ત કાંઇક શાંત થાય.

**ઉદયન**:-કોણ, દેવિ! દેવિ! આવ. (ભેટવા જાય છે)

**રૂમણવાન**:-ના, મહારાજ! હું સેવક રૂમણવાન.

**ઉદયન**:-કોણ રૂમણવાન ! હં. (સનિઃશ્વાસ)

ખાવું નહીં પીવું નહીં, સૂવું મને ગમતું નહીં;
હરવું અને ફરવું જરી, દેવી વિના રૂચતું નહીં.

**રૂમણવાન**:-મહારાજ ! આપ વિના મ્હારે પણ અન્ન કે જળ હરામ છે.

સેવા સદા ચાહું તમારી, વિપત્તિ કે સંપત્તિમાં;
નહીં અન્ન જળ કે પ્રાણની, દરકાર મુજને જગતમાં;

**ઉદયન**:-હા પ્રિયે, વાસવદત્તે ! વાસવદત્તે !

આ દેહ છે દુનિયા વિષે, પણ પ્રાણ મ્હારો તુજ વિષે;
અપરાધ એવો શો થયો ? શોધું બધે તું ના દિસે.

આઃ દેવિ ! દેવિ !

લાવણ્યતા સ્વર્ગીય તુજપર, કાળ શું મોહી રહ્યો ?
કે રૂપ લંપટ ઈંદ્ર સુર, મોહાંધ થઈ આડો થયો ?
ત્હારા વિના આ સર્વ મ્હારૂં રાજ્ય, સૂનું થઈ રહ્યું;
સંસારમાં પ્યારૂં હવે મ્હારે, કહે તું શું રહ્યું ?
વાડી વજીફા રાજમંદિર, સર્વ કાંઈ તું વિના,
રસહીન, લુખ્ખાં લાગતા, સ્મશાન ભાન કરાવતા.
જીવનતણો શો અર્થ ? જ્યાં નહીં સાર છે સંસારમાં;
આપે પ્રભુ જો મોત, તો ભેટો કરૂં જઈ સ્વર્ગમાં.
ભગવાન ભક્તોથી રીઝે, ભક્તો રીઝે ભગવાનમાં;
તેમ શુદ્ધ સાચા પ્રેમીઓ, રીઝે પરસ્પર પ્યારમાં.
જાણે સુજન એ પ્રેમ, સાકર સ્વાદ શો ખર શ્વાનને;
જ્યોતિ મહીં બળતો પતંગ, ન છોડતો નિજ પ્યારને.

**રૂમણવાન**:-મહારાજ !

નામ તેનો નાશ છે, જાયું બધું જાવું નકી;
ના ટળે ભાવી કદી, ઝાઝું કહું શું એ થકી?

વળી 'ગતં ન શોચનીયં' એ પુરાણના વાક્યને શું આપ છેક જ ભૂલી ગયા?

**ઉદયન**:-રૂમણ્વાન ! રૂમણ્વાન ! હું નથી ભૂલ્યો એ સર્વ; પરંતુ, પ્રેમની મૂર્તિ, નથી ખસતી નજરથી એ.

અહ: ! **ગાયન.**

ઓ ગોરી ત્હારા ગાલ ગુલાબી લાલ; (૨)
આપે અનહદ અંતર વ્હા...લ—ઓ ગોરી ત્હારા.
વક્ર ભ્રકુટી ત્હારી, કા...મણ કરનારી (૨)
શોભે સુંદર ભાલ શું બાલ—ઓ ગોરી ત્હારા.
પુષ્પ રચિત તુજ વેણી મનો...હર (૨)
સોહે મંજરી કા...ન અપા...ર—ઓ ગોરી ત્હારા.
મૃગનયને...તુજ અધર અમૃતમય (૨)
નથ નાસિકાથી...એ કમાલ—ઓ ગોરી ત્હારા.

---

## પ્રવેશ ૩ જો

**સ્થળ**:-(જંગલનો માર્ગ.)

**વાસવદત્તા**:-(એકલી) આ: મન ! હવે શા માટે શોક કરે છે?

**ગાયન**

છે તવ કરણીના ફળ આ...ય, છે તવ કરણીના ફળ.
વૃથા હવે...શું મુંઝાયે હ્યાં...ય — છે તવ.
મહા પ્રયાસે મેળવીયું મેં, અમૂલ્ય રત્ન આ...હાથે;
અધીકું સુખ ભોગવવા માટે, વ્હોરી આપદા માથે
આ...ય—છે તવ.

મેના પોપટને પિંજરમાંએ, અતિ આનંદ આપે;
ઉડી જતાં તે એક પલકમાં, સ્વામીને સંતાપે
આ...ય—છે તવ.

હા: !

મ્હારા વિના ઘડીએક જેને લાગતી દુશ્મન અરે!
તે પ્રાણ પ્યારા ગાળશે, શી રીત દિવસો રાત્રિને?
એ શુદ્ધ પ્રીતિનો ઝરો, વહેતો નહીં વળશે બીજે;
સાહસ કરી મ્હારા વિયોગે, પ્રાણ પણ છોડી જશે.
જેણે લડાવ્યા લાડ ને, બહુ વ્હાલ કોડે હા! મને;
તે પ્રાણપ્યારા નાથની, હમણાં હશે હા: શી સ્થિતિ?

હા દૈવ! તેં શું ધાર્યું હશે!

**એભલ**:–(ભિલ્લોનો સરદાર) (સ્વગત).

આ:! બોલવાની બહાદુરી, ને ચાલવાની શી છટા?
વ્યર્થ છે જીવ્યું બધું, જો ના મળે એ પ્રેમદા.

(પાસે જઈ) સુંદરી! તમે કોણ છો? આવા ભયંકર નિર્જન જંગલમાં એકલા કેમ દેખાવ છો? શું તમારી સાથે કોઈ જ નથી?

**વાસવદત્તા**:–ભલા ભાઇ! એમ કેમ કહો છો?

આધાર અવનીનો ભલો, સાથી ખરો છે શ્રી હરી;
આ વૃક્ષ વનપશુ બાંધવો છે, તો પછી ભય કયાં જરી?

આપનું નામ અને શુભ ધંધો?

**એભલ**;–(સ્વગત) અહ:! શી શબ્દની મધુરતા! શી કંઠની કોમળતા! (પ્રકાશ) ભોળી બાઈ! હું,

સરદાર લૂંટારા તણો, એભલ રૂડું અભિધાન છે;
વનરાજ જેથી થરથરે, દિલ માનુની આરામ છે;
શે દુ:ખ આવું ભોગવો, યૌવન સુરૂપ શ્રી છતાં?
લ્યો લ્હાવ સુખ સંસારનો, આરામથી મુજ મ્હેલમાં.

**વાસવદત્તા**:-ભાઈ!

આ દેહ મ્હારો છે નહીં, ને પ્રાણ પણ પરવશ પડ્યો;
આરામ કોને આપવો? મન તુચ્છ માને વૈભવો.

**એભલ**:-(જરા આગળ જઈ) ભ્રમિત ભામા!

દો શોકને છોડી હવે, આનંદથી સુખ ભોગવો;
(ઘુંટણ પડી) આલિંગને હ્યોને વધાવી, દાસ આ ચરણે પડ્યો.

**વાસવદત્તા**:-(સમય સૂચકતા વાપરી એની કમરમાંથી તલવાર ખેંચી લે છે).

ચૂપ! ઓ શયતાન! રસ્તો માપ અહીંથી એકદમ;
મોત નિશ્ચે જાણ, જો ડગલું વધ્યો છે એક કદમ.

**એભલ**:-ઉફ્! (સીટી વગાડે છે. સાત સાથીદારો આવે છે).

માન માની પ્રેમદા! હેરાન ખાલી થાય કાં?
હાથ જોડું છું હજી, નાહક હઠીલી થાય કાં?
દુઃખ ને સુખ બે પડ્યા છે, દેખ ત્હારી સ્હામને;
હઠથી હેરાન થા, યા મોજ કર ભેટી મને.

**વાસવદત્તા**:-નીચ! ઓ રાક્ષસ! આ કાતિલ જવાન બંધ કર;
હાથ લે સમશેર, ઓ નામર્દ! સ્હામે કસ કમર.
મારને મન મોજકર, યા ભાગ હિંમત હોય ના;
ક્રોડ ઉપાયે ના ફળે, છે દુષ્ટ જે તુજ ભાવના.

**એભલ**:-ઉફ્! ગુમાની નાર! આટલું ગુમાન!

હું નીચ, નામર્દ? હા.

નીચ છું, હું નીચ એવો, ઉતારૂં માનીઓનું પળમાં માન; નામર્દ છું કે મર્દ, તેનું પણ કરાવું ભાન.

સરદાર!

**સરદાર**:-નામદાર.

**એભલ**:–શું જોઈ રહ્યા છો ? કરો આ દુષ્ટાને એકદમ કેદ; અને મૂકો એ ગુફામાં જેનો કોઈ ન પામે ભેદ.

( સાથીદારો પકડવા જાય છે )

**વાસવદત્તા**:–ખબરદાર ! દૂર ! પિશાચો ! સંભાળો.

(પટાબાજી ચાલે છે. ત્રણ જણાં મરે છે. અને વાસવદત્તાની તલવાર ભાંગી જાય છે)

**એભલ**:–આઃ ! બોલ ગુમાની નાર ! હવે શો છે વિચાર ?

**સાથીદાર**:–હવે શું ? હવે તો લાચાર.

**એભલ**:–આઃ હા ! પાકો પંજામાં સપડાયો છે શિકાર !

**વાસવદત્તા**:–ચૂપ, ઓ દુષ્ટ ! જરા કર વિચાર. નાદાન ! નિરાધારનો આધાર, છે અખિલ સૃષ્ટિનો સરજનહાર.

**એભલ**:–(અટ્ટહાસ્ય કરી) હાઃ હાઃ હા ! ત્હારો સરજનહાર. ભલો, ભલો આધાર. એ જ હવે તને જો ઉતારે છે આ ભવની પેલે પાર. (સાથીદારો તરફ ફરી) શૂરાઓ ! શું જોઈ રહ્યા છો ? લઈ જાવ, બસ ઉચકીને અને બતાવો એને કિરતારનો દરબાર, અને દરબારનો ચમત્કાર. (સાથીદારો પકડવા જાય છે)

**વાસવદત્તા**:–આઃ પ્રભુ ! આવો ! આવો ! કોઈ આ દુષ્ટોથી બચાવો ! (મૂર્છા ખાઈ પડે છે)

**યૌગંધરાયણ**:–( પ્રવેશ કરી ) આઃ ! કોઈ સ્ત્રીનો જ અવાજ સંભળાય છે. ( આમ તેમ જોઈ) ઓઃ ! આ તો રાણી જ. સબુર દુષ્ટો ! અબળા ઉપર હાથ ચલાવનાર નામર્દ હીજડાઓ ! જુઓ આ સમશેર તમારા લોહી માટે તલસી રહી છે. કમબખ્ત કાફરો ! સ્હામ થાવ. આ ગીધો તમારી લાશો માટે ટપી રહ્યા છે.

**એભલ**:–કોણ છે રે તું દુષ્ટ ! અમારા રાક્ષસી પંજામાં સપડાયલ શિકારને પડાવી લેવાની હિંમત કરનાર નાદાન!

**યૌગંધરાયણ**–હા:, નાદાન છું, નાદાન; જન્મ્યો છું ત્હારા જેવા રાક્ષસોના લેવા જાન. નાફરમાન, કમનશીબ, નીચ કૂતરા ! બંધ કર આ ત્હારી ઝેરી જબાન. થા હોંશિયાર, પડ મયદાન, અને જો પળમાં લાવું છું ઠેકાણે ત્હારી સાન.

**એભલ:**–બદનશીબ શયતાન ! બસ કર આ ત્હારી શૈતાન્યત ભરેલી જબાન. તક હજી આપું છું કર તલવારને મ્યાન; અને બચાવી લે ત્હારા કિંમતી જાનને નાદાન !

**યૌગંધરાયણ:**–હા, હું એક છું ને ચાર છો તમો; શું, એથી ડરાવો છો મને એ મૂર્ખ કાફરો? મૂર્ખના સરદાર ! થા તૈયાર. મૂક આ બકવાદ, ને ધર હાથમાં હથિયાર.

**એભલ:**–સરદારો ! શું જોઈ રહ્યા છો? બસ પકડો એને (પટાબાજી ચાલે છે. વાસવદત્તા શુદ્ધિમાં આવે છે. યૌગંધરાયણને લઢતા જોઈ)

**વાસવદત્તા:**–(શુદ્ધિમાં આવતાં) ઓ: આ તો યૌગંધ ! ચાલ. (એકદમ ઉભી થઈ આવેશમાં) ઉભા રહો, દુષ્ટો ઉભા રહો ! (એક મુવેલા શખ્સની તલવાર લઈ મ્હામે થાય છે).

**યૌગંધરાયણ:**–માતા ! આપ રહેવા દ્યો. વિશ્રાંતિ લ્યો, હું બધાંને પોહોંચી વળીશ. (એક બે જણા મરે છે બાકીના એભલ સાથે ન્હાસી છૂટે છે.)

**યૌગંધરાયણ:**–માફ કરજો માતા ! આ સાધનો લાવતાં સ્હેજ મોડું થયું. આપને બહુ ખમવું પડ્યું. પ્રભુ તેનો બદલો જરૂર આપશે.

**વાસવદત્તા:**–ના, યૌગંધ !

સ્વામી તણાં સુખ કારણે, એ દુઃખ સુખ પ્રમાણવું:

**યૌગંધરાયણ:**–હિંમત રાખજો માતા ! ગમે તેવા સંકટમાં હું પાસે હોઉં યા દૂર તેની બિલકુલ ચિંતા ન કરતા. સમય આવ્યે હું હાજર જ છું એમ નક્કી જાણજો; અને પ્રતિજ્ઞા મ્હારી નો પણ ખ્યાલ આણજો. હવેથી હું બ્રાહ્મણનો વેશ ધારણ કરું છું અને આપને મ્હારા ભગિની તરીકે જ ઓળ-

ખાવીશ. અને વસન્તિકા નામથી સંબોધીશ માટે વ્યવહાર એ રીતે જ રાખવો; જેથી ધારેલા કાર્યમાં વિઘ્નો આવતા અટકે. લ્યો આ વસ્ત્રો. (વસ્ત્રો બદલે છે.)

**વાસવદત્તા:**–ધ્યાન રાખજો યૌગંધરાયણ! એ ઝાડની બખોલમાં મેં વીણા રાખી છે. ચાલો બતાઉં.

(બતાવીને પાછી ત્યાં જ સરખી મૂકે છે).

**યૌગંધરાયણ:**–હાલ એને અહિંયા જ રહેવા દ્યો. ચાલો હવે અહિંયાથી આપણે જરા આગળ જઇએ. (જાય છે).

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:**–(લીલું તપોવન. રાજમાતા તાપસીનો આશ્રમ. રાજમાતાની મુલાકાતે આવેલી મગધરાજપુત્રી પદ્માવતી સખીઓ સાથે ગરબો ગાઇ રહી છે. બ્રાહ્મણ વેશે યૌગંધરાયણ અને વસંતિકા (વાસવદત્તા) પ્રવેશ કરે છે.

**ગરબો.**

૧ ૨
—કોયલડી શું ટહુકારતી સાહેલીઓ,
૩ ૪
આજ શો વસંત રંગ રાજતો.
૧ ૨
—મોર પિયૂષ વરસાવતો સાહેલીઓ,
૩ ૪
અંગના અનંગ અંગ જામતો—કોયલડી.
વગેરે. વગેરે.

જુઓ પુષ્પ ૧. પાનું ૨.

**વસંતિકા:**–અહ: આર્ય! આ સ્થળ કેવું રમણીય લાગે છે! આ: ! આ મધુર અવાજ શાનો આવે છે? ચાલો જોઇએ તો ખરાં! (આગળ જાય છે)

(પહેરા ઉપર કાંચુકી ઉભો છે)

# રસ-કુંજને વધામણાં.



## પ્રેમ સંદેશ

ઓ માલિકે! મુજ નાથને, તું પ્રેમ પંથ બતાવજે,
કંઠે રહી નિજ ગંધથી, મમ હૃદય ભાવ જણાવજે;
હું અભણ, શબ્દો ના જડે, શુભ રીતથી સંબોધવા,
તો પણ હૃદય લલચાય છે, દિલ ચ્હાય કૈં કૈં બોલવા

**બ્રાહ્મણ:**-(કાંચુકીને) આર્ય ! આ કયું સ્થાન છે ? અને આ બધાં કોણ છે અહિંઆ ?

**કાંચુકી:**-તપસ્વિન્ ! આ અમારા પૂજ્ય મહારાજશ્રી દર્શકના ભગિની પદ્માવતી છે. તેઓ આશ્રમસ્થ રાજમાતાના દર્શનાર્થે આ તપોવનમાં પધારેલ છે; અને આજનો દિવસ આ પાસેના આશ્રમમાં જ ગાળવાનો તેમનો વિચાર છે. સ્વધર્માચરણમાં કોઇને આડે ન આવવું એ જ એમનું કુલવ્રત છે.

**પદ્માવતી:**-આર્ય ! અમારા ઉપર અનુગ્રહ કરે એવા કોઈ મુનિજન મળ્યા ? સર્વને જાહેર કરો કે, જેને જે કાંઇ જોઇએ તે ખુશીથી માંગી લેવું.

**વસંતિકા:**-(સ્વગત) વાહ ! રૂપ તો આકર્ષક છેજ; વળી એમની વાણી પણ કેટલી મધુર અને કર્ણપ્રીય લાગે છે ?

**કાંચુકી:**-જેવી આજ્ઞા.

**બ્રાહ્મણ:**-(સ્વગત) વાહ ! આ ઠીક સમય છે. (પ્રકાશ) અહો ! હું અર્થી છું.

**પદ્માવતી:**-અહા ! દૈવયોગે મ્હારૂં તપોવનમાં આવવું સફળ થયું. આર્ય ! પુછો જોઇએ એમને શી ઇચ્છા છે ?

**કાંચુકી:**-(બ્રાહ્મણને) આપને શી ઇચ્છા છે ?

**બ્રાહ્મણ:**-સાંભળો. આ મ્હારાં ભગિનીના પતિ પ્રવાસે ગયા છે; માટે રાજદુહિતા એમનું કિંચિત્કાલ પરિપાલન કરે, એજ મ્હારી ઇચ્છા છે. કારણ,

નથી લાલસા દ્રવ્યની તો જરીએ;
નથી વાંછના વિવિધ ભોગો તણીએ.

ફક્ત આ ઉદાર ધર્મચુસ્ત રાજપુત્રી, મ્હારાં ભગિનીનાં ચારિત્ર્યનું યથેચ્છ રક્ષણ કરશે, એમ જાણીનેજ મેં આ માંગણી કરી છે.

**વસંતિકા:**–(સનિઃશ્વાસ સ્વગત) હં ! આર્યનો વિચાર મને અહિંઆ મૂકી જવાનો લાગે છે. ભલે, તે વગર વિચાર્યું પગલું તો ન જ ભરશે.

**કાંચુકી:**–બા ! એમની માંગણી તો બહુ જ આકરી છે. આપણાંથી એ કબુલ ન જ રાખી શકાય. કારણ,

**ગાયન.**

નહીં રે રખાયે ન્યાસ, નહીં રે રખા...યે (૨)
આપીએ સુખેથી કદી, દ્રવ્ય સુખ સંપત્તિ;
તપથી સમય આવ્યે, વિખૂટાં થવા...યે–નહીં રે.

**સાખી.**

છે રહ્યું ધર જર તણાંએ ન્યાસમાં, જોખમ બહુ;
તો પછી આ જીંદગી, ને શિયળ માટે, શું કહું ?
—નહીં રે રખાય.

**પદ્માવતી:**–આર્ય ! એકવાર "કોઇને શું જોઇએ છે" એમ જાહેર કર્યા પછી, આમ વિચારવું યોગ્ય નથી. હવે તો એમની ઇચ્છા પ્રમાણે કબુલ કરવું જ જોઇએ.

**સખી:**–યથાર્થ છે.

**કાંચુકી:**–જેવી આજ્ઞા.

**તાપસી:**–સુખી રહો, સત્યવાદિનિ !

**કાંચુકી:**–(બ્રાહ્મણ તરફ ફરી) અહો ! બા સાહેબે આપની ભગિનીનું પરિપાલન કરવું સ્વીકાર્યું છે.

**બ્રાહ્મણ:**–પ્રભુ એમનું કલ્યાણ કરો. વત્સ ! સિધાવો સાયબાની હજુરમાં. બિલકુલ બેફિકર રહો.

**વસંતિકા:**–(સનિઃશ્વાસ) હં ! ચાલો !

(કાંચુકી તેને પદ્માવતી પાસે લઇ જાય છે.)

**પદ્માવતી:**-(સ્વાગત યુક્ત) પધારો બ્રહ્મ તનયે! (પ્રેમથી આલિંગન દઇ) જરાય મુંઝાશો નહીં. બિલકુલ નિર્ધાસ્ત રહો. (પોતાની પાસે આસન આપે છે)

**બ્રાહ્મણ:**-(સ્વગત) હા—શ! અર્ધો ભાર તો ઓછો થયો. હવે કાર્ય ઠીક પાર પડશે. કારણ, જે આદેશિકોએ પદ્માવતી માટે વત્સરાજની મહિષી થવાનું ભવિષ્ય ભાખ્યું હતું, તેઓએ વાસવદત્તા ઉપર પડનારી આફતો પણ સૂચવી હતી. વળી, સિદ્ધ લોકોના સુપરીક્ષિત વચનોનું ઉલ્લંઘન કરી વિધિએ કદિ જતો નથી. એ સર્વનો વિચાર કરીને જ આ કામ મેં કર્યું છે.

(બ્રહ્મચારી ગાયન સાથે પ્રવેશ કરે છે)

**ગાયન.**

દામોદર એ દુઃખ હારા (૨)
આપત્તિના હોય ડુંગરો, તો પણ દૂર કરનારા-દામોદર.
વગેરે. વગેરે.

જુઓ. પુષ્પ. ૨ પાનું. ૮

(આસપાસ જોઇને) આઃ મધ્યાહ્ન થયો છે. ચાલ, પેલું તપોવનજ દેખાય છે ત્યાં જઈ વિશ્રાંતિ લઉં. કારણ,

**શાર્દૂલ.**

સ્વચ્છંદે ચરતા મૃગો અહિં, નહીં, ભો લેશ ઉરે ધરે,
વૃક્ષોએ ફલ પુષ્પથી લચી રહ્યા, ધાટી ઘટાળા અરે;
દેખાયે બહુ જુથ્થમાં કપિલ ગૌ, ક્ષેત્રો ન ખેડાયલાં,
ગોટા ધૂમ તણાં ખરે સૂચવતા, નિશ્ચે તપોવન ઇહાં.

(પ્રવેશ કરી સ્વગત) આઃ! આ તો કોઈ આશ્રમ વિરૂદ્ધ પુરૂષ દેખાય છે! વળી કોઈ તપસ્વી પણ છે!

**કાંચુકી:**-પધારો પધારો મહારાજ! આશ્રમ નામે સર્વજન સાધારણ હોય છે. (આસન બતાવી બેસવાનું સૂચન કરે છે) (પાસે પડેલા જલપાત્રમાંથી આચમન કરીને બ્રહ્મચારી આસન લે છે)

**બ્રાહ્મણઃ**–અહો, મુનિરાજ! આપનું આગમન ક્યાંથી? જવાનું નિશ્ચિત ક્યાં? અને અધિષ્ઠાન ક્યાં?

**બ્રહ્મચારીઃ**–હાલ હું રાજગૃહથી આવું છું. પરંતુ શ્રુતિ વિશેષણાર્થે વત્સ દેશના લાવાણક ગ્રામમાં હું રહેતો હતો.

**બ્રાહ્મણઃ**–શું ત્યારે ત્યાં આપે સર્વ વિદ્યા સંપાદન કીધી?

**બ્રહ્મચારીઃ**–નહીં, નહીં. ત્યાં એક મહા દારૂણ સંકટ આવી પડ્યું.

**બ્રાહ્મણઃ**–શું? કેવી રીતે?

**બ્રહ્મચારીઃ**–સાંભળો.

**ગાયન.**

કહું શું આપદા મ્હારી, પ્રભુની છે ગતિ ન્યારી.
આવું છું રાજગૃહથી હું, કહું ત્યાંની વફાદારી–કહું.
વત્સદેશનું રાજ્ય કરે, ઉદયન નામે રાજા ત્યાંનો;
મહાસેન પુત્રી વાસવદત્તા, તેની રાણી જાણો.

**બ્રાહ્મણઃ**–હશે. તેનું શું?

**બ્રહ્મચારીઃ**–એક સમે જ્યાં રાય ગયા, મૃગયા કરવાને જંગલમાં;
દૈવ કોપથી રાણીશ્રી તો, બળી મુવાં લાખાગૃહમાં.

**વસંતિકાઃ**–(સસ્મિત) હં હં હંઃ હડહડતું જૂઠું.

**બ્રહ્મચારીઃ**–યૌગંધરાયણ મંત્રી તેના, ગયા બચાવા રાણીને;
સર્વે શોક કરે ત્યાં, એ પણ બળી મુવાં તે જાણીને.

**બ્રાહ્મણઃ**–પછી? પછી?

**બ્રહ્મચારીઃ**–મૃગયા કરીને આવ્યા રાયજી, રાણીશ્રીને નવ જોયા;
ખેદજનક આ વાત સાંભળી, મરવાને તૈયાર થયા.

**બ્રાહ્મણઃ**–પછી શું થયું?

**બ્રહ્મચારીઃ**–અર્ધદગ્ધ વસ્ત્રાલંકારો, રાણીના હૃદયે ચાંપી;
અશ્રુપાત કરી બહુ ખેદે, મુર્છાગત નૃપરાજ થયા.

**સર્વ:**-(સનિ:શ્વાસ) હં !

**બ્રહ્મચારી:**-શુદ્ધિ આવતા ફરી,કરે કલ્પાંત અતિ દુઃખે રાજા;
જે જોતાં હૃદયો નિષ્ઠુરનાં પણ, પળમાં પિગળી જાતા.
ભસ્મ મહીં આળોટે, ભસ્મીભૂત થઈ જયાં એ રાણી;
ભસ્મ તણી ગઠડી માથે લઈ, ભમતા એ નયને પાણી.
વિયોગ થાતાં ચક્રવાક-પક્ષી પ્રમદાથી જેમ ફરે;
ગાંડા ઘેલાં થઈ ટળવળતા, વન વગડે નૃપ એ વિચરે.
ધન્ય! ધન્ય! પ્રમદા એ જીવી, જેનો પ્રેમ અખંડ તપે;
ભલે મુઈ તોયે જીવે એ, ભર્તૃ સ્નેહથી વિશ્વ વદે.

**બ્રાહ્મણ:**-શું ત્યારે તેમને શુદ્ધિમાં લાવવા કોઈ યત્ન નથી કરતું ?

**બ્રહ્મચારી:**-હા.
રૂમણ્વાન નામે છે મંત્રી, જે નિશદિન બહુ યત્ન કરે;
જો રાજા નહીં ખાય કદી તો, એ સાથે અપવાસ કરે.

**તાપસી:**-ખરેખર તેજ રાજા ગુણવાન, જેની આગંતુકો પણ આ પ્રમાણે પ્રશંસા કરે છે.

**બ્રહ્મચારી:**-ઠીક ત્યારે હવે અમે રજા લઇશું.

**પદ્માવતી:**-કાંચુકી! મહારાજને એકસો સોનામહોર દક્ષિણા આપો.

(કાંચુકી આપે છે.)

**બ્રહ્મચારી:**-કલ્યાણ. (જતાં જતાં) નારાયણ ! નારાયણ !

**બ્રાહ્મણ:**-ત્યારે અમે પણ હવે જઇશું.

**કાંચુકી:**-આ ! આર્ય પણ જવા ઇચ્છે છે.

**પદ્માવતી:**-હા. પરંતુ આર્યની ભગિની તેમના વિના કેમ રહી શકશે ?

**બ્રાહ્મણ:**-સજ્જનોના સહવાસમાં એમને ઓછું આવશે નહીં.

**પદ્માવતી:**-ઠીક ત્યારે. જેવી આર્યની ઇચ્છા.

**બ્રાહ્મણ**:–દૈવેચ્છા. (જાય છે.)

(એકાએક ભયંકર જંગલી પ્રાણીનો અવાજ સંભળાય છે. **સર્વમાં** ગભરાટ. વાસવદત્તા એક શૂર ક્ષત્રિયાણીનો વેશ ભજવે છે. કાંચુકી વગેરે ખુલ્લે હથિયારે તૈયાર. **એક** અમલદારનો ભાલો ખેંચી લઈ વાસવદત્તા તે હિંસક પ્રાણીના જડબામાં ખોસી દે છે.) (પડદો પડે છે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**:–(દર્શકના રાજ્યનો સીમાડો.)

**વસંતક**:– **ગાયન.**

મૂરખા હજીએ ભજ ભગવાન—મૂરખા.
વગેરે વગેરે.

જુઓ. પુષ્પ ૨. પાનું ૭.

**ઉદયન**:–(પાછળથી આવે છે. સાંભળીને) વાહ! આ વળી કોણ?

**વસંતક**:–(દૂરથી વત્સરાજને જોઇને) ઓઃ! આ તો મહારાજ ઉદયન! (પ્રકાશ) મહારાજ! (દંડવન્નમસ્કાર કરે છે).

**ઉદયન**:–(હાથ પકડી ઉભો કરે છે) કોણ છે ભાઈ તું, મ્હારા જેવો જ દુઃખી?

**વસંતક**:–સાનંદાશ્ચર્ય (હાથ જોડી ઉભો રહે છે)

**ઉદયન**:–(સાશ્ચર્ય) કોણ? મિત્ર વસંતક! (ભેટે છે)

વાહ પ્રભુ! આભાર ત્હારો, આટલી રાખી દયા;
દુઃખમાં ભેટો કરાવ્યો મિત્રનો, કીધી મયા.

મિત્ર વસંતક! તું અહીંઆ કયાંથી?

**વસંતક**:–મહારાજ! મ્હારા તો ઘણાંએ ભવાડા થયા; કયાં એ કોઇથી અજાણ્યું છે?

દુઃખથી ભરપૂર, આ સંસારથી ત્રાસી ગયો,
ત્યાગીને ઘરબાર સૌ, હું જંગલે જઇને રહ્યોઃ
ફૂલને ફળથી ધરી સંતોષ, સેવ્યા સાધુને,
તોય આ સંસારની વ્યાધિ, નહીં છોડે મને.

**ઉદયનઃ**–કેમ વારૂ ? એવું શું બન્યું ?

**વસંતકઃ**–આઃ પ્રભુ!

તોબા કરી એ મૂર્ખ શંખિણી નારીએ,
ગ્રસ્ત વ્યાધીથી હતો, પાટું દીધું પડતા પરે;
બાળક નાદાન, પામ્યો મોતને અણચિંતવ્યો,
એ કુભાર્યાથી, નહીં સંતોષ જરીએ મેં લહ્યો.

**ઉદયનઃ**–પછી, પછી શું થયું ?

**વસંતકઃ**–અવધી થઈ દુઃખની, તજી સંસાર જઈ વનમાં રહ્યો;
મહારાજ! ગુરૂ એવા મળ્યા, પાછો મને ત્યાં ફેરવ્યો.

**ઉદયનઃ**-શી રીતે ? એમણે શું કહ્યું ?

**વસંતકઃ**–આઃ!

સમજાવતા "સુખ દુઃખ સઘળું, એક મનની માન્યતા;
સમજી લીધો જળ ઝાંઝવાનું, એમ જગની છે કથા.

**ઉદયનઃ**–પછી ?

**વસંતકઃ**–પાત્ર છે સૌ પ્રાણીઓ, ને રંગભૂમિ છે ધરા;
ભાવ સૌ સૌના ભજાવી જાય, નહીં સંશે' જરા"

**ઉદયનઃ**–વાહ, વાહ! ધન્ય છે એ મહાત્માને! બીજું શું કહ્યું ?

**વસંતકઃ**–"દુઃખ સુખ સંસારમાં, નહીં કોઈ કોઇને દિયે;
પૂર્વકૃત કર્મોતણાં સૌ, આ ભવે ફળ ભોગવે.

જન્મતા ફરી, જે મુવાં તે, જન્મીયા તે સૌ મરે;
છે અમર અવિનાશી આત્મા શોક નાદાનો કરે."

**ઉદયન:**-શું ત્યારે આખી દુનિયા ગાંડી? મરણનો શોક પણ ન કરવો?

**વસંતક:**-"પ્રેમ જે પામર જનો, રાખે અનિશ્ચિત દેહથી;
તે જ પામે દુ:ખને, સંસારના સુખ છેહથી.

**ઉદયન:**-વાહ પ્રભુ! સર્વ સાચું.

**વસંતક:**-જે ભવે ભાવે ભજે હરિ, સાર માયાનો લહી;
તે જ સાધુ શ્રેષ્ઠ છે, ઉર ધાર ના સંશે' જરી."

**ઉદયન:**-ત્યારે શું દુર્દૈવે ભાંગી પડેલો સંસાર પણ પાછો માંડવો?

**વસંતક:**-"દેહથી શો પ્રેમ? નિશ્ચલ પ્રેમ આત્માથી કરો;
બિંદુઓ છે એક વ્હેળાના બધાં જીવો ગણો.

વળી,

ઘડપણે શીથિલ થયે, વૈરાગ્ય માંહ્ય વડાઈ શી?
હોય સંપત્ પૂર્વજોની, વાવર્યે મ્હોટાઈ શી?
જાર કણ પાસે ન હો, એકાદશી વ્રત ફળ કશું;
તેમ ભવ છોડી ગયા વન, તે ફર્યા છે વન પશુ.

**ઉદયન:**-વાહ, વાહ!

**વસંતક:**-કામને કબ્જે કરે, યૌવન તણાં પુર જોસમાં,
સદ્વ્યયે સંપત્તિ જાતે મેળવી દિલ હોંસમાં;
હોય રિદ્ધિ સિદ્ધિ સૌ, ત્યારે જ મન કાબુ ધરે.
તે જ સાધુ સિદ્ધ, છો સંસારમાં રાચ્યો ફરે."

**ઉદયન:**-શું ત્યારે મહારાજ ભરથરી જેવા પણ પશુમાં ફરે?

**વસંતક:**-"એ વિભૂતિ અવતરી, જીવો ખરે ઉદ્ધારવા,
શૃંગાર નીતિ ભક્તિ ને, વૈરાગ્ય જ્ઞાન પ્રસારવા;

પાત્રતા એની બતાવે, નીચતા આ જાતની,
ચેતવા ઉપદેશ દે, નહીં યોગ્યતા વિશ્વાસની.
એ જનક, અમરીશ એ, પ્રલ્હાદ નરસૈં સૌ થયા;
સંસાર સાથે ભવ તર્યા, વનમાં ગયા તે મથી મુવાં."

(મહારાજ દર્શક છુપાં વેશમાં નગરચર્યા જોવા નીકળ્યા છે.)

**ઉદયન**:-નહીં. વસંતક! નહીં. દેવી વાસવદત્તા એ ઉપમાને લાયક નહોતી જ.

**દર્શક**:-(સાશ્ચર્ય સ્વગત) કોણ, વત્સરાજ? આ વેશમાં? આઃ સાંભળું તો ખરો શું કહે છે તે!

**ઉદયન**:-એ અલૌકિક પ્રેમની મૂર્તિ, હૃદયમાં છે જડી,
દેહ ભસ્મ થયો ભલે, તોયે સજીવન છે ખડી;
યાદ જે પળ હું કરૂં, આવી ઉભે છે એ ઘડી,
ભેટતા ભ્રમણાં થયે, અથડાઉં યા જાઉં પડી!!

**વસંતક**:-(સાશ્ચર્ય) શું રાણી મરણ પામ્યા? શિવ, શિવ!

**ઉદયન**:-ના, મરણ પામી નથી, બસ દેહ ભસ્મ થઈ ગયો,
શોક શો કરવો હવે? આત્મા અમર તો આ રહ્યો;
આ રહ્યો આત્મા અમર, દેવી તણો હૃદયે જડ્યો.
જોઉં છું પ્રત્યક્ષ હું, શું એ તને દેખાય ના?

**વસંતક**:-મહારાજ! પવિત્ર નિષ્કલંક આત્માની એજ સ્થિતિ હોય છે. હવે આપે શું કરવું ધાર્યું છે? રાજ્યની વ્યવસ્થાનો શો પ્રતિબંધ કર્યો? અને પાછો સંબંધ કયાં ગોઠવ્યો?

**ઉદયન**:-મિત્ર વસંતક! તેં મને શૂન્ય બનાવી મૂક્યો છે. મને દિશા ભૂલાવી દીધો છે.

હવે કૈં માર્ગ દાખવ તું, કહે સાચું કરૂં હું શું?
જતો'તો મોતની શોધે, સુધા સાથે કરૂં હું શું?

**વસતક**:–મહારાજ! આપ જો રાણીના દેહને જ ચાહતા હો, તો તો મરવું જ યોગ્ય છે. અને જો તેમના વિશુદ્ધ અવિનાશી આત્માને ચાહતા હો, તો તો તે તમારી પાસે જ છે. માટે મરીને આત્મઘાતી કહેવાવું, યા જીવીને તેમના વિશુદ્ધ આત્માનો સુયશ ફેલાવી કલ્યાણ ઇચ્છવું, એ આપના પ્રેમની ભાવના ઉપર આધાર રાખે છે.

**ઉદયન**:–આઃ મિત્ર! તેં તો મને ગુંચવાડામાં નાંખી દીધો.

નથી આત્મઘાતી થવું માહરે,
નથી જ્ઞાન યોગી થવું માહરે;
ન હું ચાહતો માત્ર એ દેહને,
નથી છેહ દેવો અમર જીવને.

હાઃ! શું કરૂં? મિત્ર! તુંજ કહે.

સુખમાં રહે નિઃસ્વાર્થ, ને દુઃખમાં દિલાસો દે;
સ્પષ્ટ વક્તા સર્વદા, મિત્રોજ દુર્લભ છે.

**વસંતક**:–મહારાજ! મ્હારૂં જો માનો તો આજકાલ,

મગધ–પુત્રી એક, બસ, પદ્મા તમારા કામની,
રૂપગુણ યૌવન અને, લાવણ્ય રંગ મિલાવિની;
સૌંદર્યનો ભંડાર ને, છે સદ્‌ગુણોની ખાણ એ,
લાવણ્યનો જાણે ખજાનો, રાજભૂષણ નાર એ,
નામ તેવા ગુણ સકળ, છે પદ્મિની પરમાણ એ,
વિદ્યા વિભૂષિત વિનયવંતી, છે રતિ સાક્ષાત એ.

માટે મિત્ર! પદ્માવતીનું માગું મોકલો; અને......

**ઉદયન**:–(ગુસ્સામાં) બસ! (માથાને સ્હેજ આંચકા દેતા ક્રોધ-પૂર્ણ નયને) માગું? અને હું મોકલું? નહીં, નહીં, કદાપી નહીં.

છોને શશિ શોભાવતો દિન, રાત્ર સૂર્ય પ્રકાશતો,
વા અડગ સૂર્ય શશિ રહે, છો રૂધિર મેહ વરસાવતો;

ડુંગર દડા સમ છો ઉછળતા, માઝ વારિધિ ત્યાગતો,
તોયે શું માની માન મેલે, મિત્ર ! ચિત્ત વિચાર તો ?

---

માગવા જાવું અને મરવું, ન એમાં ભેદ છે;
ભૂખથી મરવું ભલું પણ, માગવું મહા ખેદ છે.

---

પુચ્છને હલવે વળી, ચાટે ચરણને પ્રેમથી,
પેટ પણ દેખાડતો નિજ શ્વાન, ભૂપર ઢળી લળી;
એક ટુકડા કાજ એ, આવા ઘણાં ઢોંગો કરે,
(પણ) ખાય છે ગજરાજ, જ્યારે મ્હાત બહુ વિનતી કરે.

**વસંતકઃ**–નહીં, મહારાજ ! દર્શક મહારાજની આપ તરફ ઘણીજ પ્યારી લાગણી છે. અને મ્હારા સાંભળવા મુજબ, આપની જોડે પદ્માવતીને આપવાનો તેમનો વિચાર, રાણીની હયાતીમાંજ હતો.

**દર્શકઃ**–(સ્વગત) ચાલ, આ ઠીક સમય છે.

સંયોગ સારો સાંપડ્યો, નહીં સમય આવે વાર વાર,
ઇચ્છા હવે પૂરી થશે, બસ ચાલ મન ! શું કરે વિચાર ?
સ્વાગત કરૂં એવું, બને એ હોંસથી ભગિની પતિ,
હોંસ હૈયાની પુરૂં, ન્યાળી સજુગતા દંપતિ.

(સાશ્ચર્ય, પ્રકાશ) કોણ વત્સરાજ ? અહિંયા ! આ વેશમાં !! મહારાજ ! અમ ઉપર ખરેખર આપના પૂનીત પગલાંથી ઘણો જ ઉપકાર થયો છે.

**ઉદયનઃ**–(સાશ્ચર્ય એકાએક રહામે જોઇ) આપનું નામ ?

**દર્શકઃ**–(ઉપરનો ઝભો ઉતારી નાંખી) મહારાજ ! સેવકને લોકો દર્શકના નામથી ઓળખે છે.

**ઉદયનઃ**–(રહામે જઈ હાથ મિલાવી) મહારાજ ! આપ આ સમયે કયાંથી ?

**દર્શક**:–આ શિકારેથી હાલ જ ચાલ્યો આવું છું. જતાં જતાં નગર ચર્યા જોવાનું મન થવાથી, રસાલો રવાના કરી આ તરફ આવ્યો, ત્યાં મેં આપને દીઠાં.

**ઉદયન**:–(સ્વગત) વાહ ! પ્રભુ! શો સંયોગ ! (વસંતક તરફ ફરી) ઠીક મિત્ર! ચાલો ત્યારે.

**વસંતક**:–ભલે. જેવી મહારાજની ઇચ્છા.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ**:–(રાજ બગીચો. પદ્મા, વસંતિકા વગેરે આઠ જણીએ દડો રમે છે) (લગભગ રમત પુરી થાય છે.)

**સહચરી**:–(પ્રવેશ કરી) વાહ! વાહ! હદ કીધી બા તમારી રમતે તો

**વસંતિકા**:–(મજાકમાં) કેમ એમ કહો છો ? હા, પણ બહુ વખત રમવાથી બાના હાથ પણ લાલ થઈ ગયા છે હોં !

**સહચરી**:–ના, ના, હું તો ભૂલી. રમવા દો, રમવા દો આ કન્યા કાલમાં; પછી ક્યાં એમને રમવાનો સમય આવશે !

**પદ્માવતી**:–(ઝંખવાણી પડી જઈ આર્જવ સ્વરે) સખી, શા મા આમ ઠેકડી કરે છે ?

**વસંતિકા**:–(મીઠી મશ્કરી કરતા) ના, ના, બા ! આજ તો તમે ખરે ખરાં શોભી નીકળો છો. જાણે જોડમાં પ્રિયતમની મૂર્તિમંત છબી જ હોયની

**પદ્માવતી**:–(સ્વાસ્થ્ય મેળવી જરા ક્રોધયુક્ત સ્વરે) ઘણું થયું હવે મુકો આ બકવાદ.

**વસંતિકા**:–(મશ્કરીમાં આગળ વધતાં) આ રહ્યા અમે અમારા 'મહાસેન વધુ' !

**પદ્માવતી**:–(એકદમ શાંત થઈ સ્હેજ સ્મિતયુક્ત વદને) મહાસેન વળી કોણ ?

**વસંતિકા**:–લ્યો સાંભળો ત્યારે.

ઉજ્જૈન વિષે જે રાજ્ય કરે, મહારાજ રાજ શૂરવીર અતિ;
અણગણ સેનાથી કહે તેમને, મહાસેન સૌ લોક સતી!

**સખી**:–ના, ના; બા સાહેબને કાંઈ ત્યાં પરણવાની ઇચ્છા નથી.

**વસંતિકા**:–ત્યારે? કોનો મહેલ દીપાવવાનો બાએ નિશ્ચય કીધો છે?

**સખી**:–ઉદયન નામે વત્સરાજ, જે વત્સદેશનું રાજ્ય કરે;
પ્રીત થકી પાણી ધરવાનો મહાસતી સંકલ્પ ધરે.

**વસંતિકા**:–(સ્વગત) આર્ય પુત્ર સાથે પ્રીતિ! (પ્રકાશ) શા કારણથી?

**સખી**:–સાંભળ સજની કહું તને હું, વાત સર્વદા સાચી;
સ્નેહ વિના જ્યોતિ નવ પ્રગટે, કહો મતિ શી કાચી?

**વસંતિકા**:–(સ્વગત) ખરેખર, હું પણ તેથી જ ઘેલી બની ગઈ હતી. (પ્રકાશ) સત્ય છે.

**બીજી સખી**:–પરંતુ,

ક્ષમા આપજો બાઈ અમારા, અઘટીત કંઈ બોલાયે;
હશે કદાપી કદરૂપા તો, કહો વલે શી થાયે?

**વસંતિકા**:–ના, ના, બ્હેની! થઈ શું ઘેલી?
રખે રાખતી ચિત્તમાં ચોરી;
કામણગારા કંથ રૂપાળા,
નથી આપદા વ્હોરી.

**પદ્માવતી**:–(જીજ્ઞાસુ ચિત્તે)

કહે અલી તું ક્યાંથી જાણે? તુજપર મુજ વિશ્વાસ;
ઘુંઘટમાં ફરતી દેખું, પણ નજર દિસે ચોપાસ.

**સખી**:–(ટકોર કરતા) ખરૂં છે. એ તો મહા સતી છે ને? પરપુરૂષનું મોઢું પણ જોતા નથી.

**વસંતિકાઃ**–(સ્વગત) આર્યપુત્રના બચાવમાં બોલતાં મર્યાદાનું ઉલ્લંઘન તો થઈ ગયું. કંઈ નહીં. (પ્રકાશ) આં ?

કહેતા ઉજ્જૈનવાસી સર્વે, સાંભળો રાખી ચિત્ત;
છાશ વલોવે કહો સાર શો ? મળ્યા પછી નવનીત.

**પદ્માવતીઃ**–હા. ખરૂં છે. કારણ તેઓ હંમેશ ઉજ્જૈન જાય છે. અને સૌંદર્ય સર્વનું લક્ષ ખેંચે એમાં કાંઈ નવાઈ જેવું નથી.

**ધાત્રીઃ**–જય થાવ આર્યાનો. આર્યે! આપ તો લગભગ અપાઈ ચૂકયા છો.

**વસંતિકાઃ**–કયાં ?

**ધાત્રીઃ**–વત્સરાજ ઉદયનને બીજે કયાં ?

**વસંતિકાઃ**–(સનિઃશ્વાસ) હં! તે રાજા કુશળ તો છેને ?

**ધાત્રીઃ**–હા, છે તો કુશળ; વળી અહીંયા પધારેલ છે. અને બા સાહેબના સંબંધનીજ વાતો ચાલી રહી છે.

**વસંતિકાઃ**–અધર્મ ! કેવળ અધર્મ !

**ધાત્રીઃ**–શું ખોટું છે ?

**વસંતિકાઃ**–(સ્વાસ્થ્ય મેળવી) ખરૂં જોતાં કાંઇ જ નહીં. મેં જાણ્યું, આટલા બધાં શોકને અંતે વળી પાછાં તેઓ કદાચ ઉદાસ થાય.

**ધાત્રીઃ**–આર્યે ! ભૂલો છો. મ્હોટાં પુરૂષોના હૃદયોનું અવલંબન ભવિષ્ય ઉપર હોવાથી તે સહેજે વળી શકે છે; અને તેમાં વધુ વખત રોકાવા શોકને સ્થાન મળી શકતું નથી.

**વસંતિકાઃ**–આર્યે ! શું તેમણે પોતે જ માંગણી કરી કે ?

**ધાત્રીઃ**–ના, ના, તેઓ તો કાંઈ કારણસર અહિં આવ્યા હશે; ત્યારે, તેમનું સુકુલ, વય, રૂપ અને જ્ઞાન જોઇને, મહારાજ પોતે જ આગ્રહથી સમજાવી રહ્યા છે.

**વસંતિકાઃ**–(સ્વગત) ઠીક. આમાં આર્યપુત્રનો જરાય દોષ નથી.

**બીજી સખીઃ**-(પુષ્પની માળા સાથે પ્રવેશ કરી) ચાલો, ચાલો, બા સાહેબ! જલદી કરો. આજે તો મહારાજે તમને દરબારમાં બોલાવ્યા છે.

**પદ્માવતી**-કેમ શું છે?

**ગાયન.**

લટકાતી તું તો આવી, સખી કયાંથી તે કહે?
અહો સખી ક્યાંથી તે કહે?-લટકાતી.
તંબોળ મૂખડું ભરી, અધર રક્ત કરી,
અમરની પરી સમી તું આવી-સખી ક્યાંથી તે કહે?
અહો સખી કયાંથી તે કહે?-લટકાતી.
કર માળ પુષ્પની ધરી, સુગંધે ભરી,
અતિ મદ ભરી, અહીં તું આવી-સખી કયાંથી તે કહે?
અહો સખી કયાંથી તે કહે?-લટકાતી.

**સાખી.**

**બીજી સખીઃ**-દરબારમાં હું તો ગઇ'તી, સ્હેજ કામ વિષે કંઇ;
બા તો અપાઇ ચૂક્યા સુણી, આનંદ ઉર માંયો નહીં.

**બધાં સાથેઃ**-સખી કોને?

**બીજી સખીઃ**-(હાથનો લ્હેકો કરતી) વત્સરાજ ઉદયનને; બીજા કોને

**બધાં સાથેઃ**-વાહ!

**પદ્માવતીઃ**-લટકાતી તું તો આવી, સખી ક્યાંથી તે કહે?
અહો સખી ક્યાંથી તે કહે?-લટકાતી.

**બીજી સખીઃ**-(માળા ડોકમાં નાંખી દે છે.) (હાથમાં હાથ મીલાવી ચાલ્યા જતાં પડદો પડે છે.)

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળઃ**-(દર્શકની ખાનગી બેઠક)

**નાયકાઃ**-(સાભિનય નૃત્ય અને ગાયન.)

ઘનઘોર સકલ નભ છાયું,
રે......ઘનઘોર સકલ નભ છાયું.
(વગેરે-વગેરે)

જુઓ પુષ્પ ૬. પાનું ૬.

**વસંતકઃ**-મહારાજ! દર્શક મહારાજની આપને એક વિનંતિ છે.

**ઉદયનઃ**-શું વિનંતિ? અને તે મહારાજ દર્શકની? ના, ના, મિત્ર! એમ ના બોલો. એ પણ આપણાં હિતેષી મિત્ર છે. તેમને સ્પષ્ટ ખુલાસો મેળવવાનો આપણાં ઉપર હક્ક છે.

**વસંતકઃ**-મહારાજની એજ અરજ છે કે એમની ભગિની પદ્માવતીનો હાથ આપ સ્વીકારો; અને મિત્રતાની ગાંઠને મજબુત કરો.

**ઉદયનઃ**-(સનિઃશ્વાસ) શું આ મહારાજ દર્શકના શબ્દો છે? આઃ!

જખ્મો હજી રૂઝયા નથી, આ હૃદય ભિત્તરના;
આનંદને કયાં સ્થાન છે, આ શૂન્ય મંદિરમાં?

**દર્શક**-મિત્ર!

થવાનું તે થયું જાશે, ન થાવાનું નહીં થાશે;
પ્રભુ ઇચ્છા ન લોપાશે, ધરો છો શોક તો આ શે?
કહ્યું માનો હવે મ્હારૂં, સમય ના આવશે પાછો;
કૃપા જાણીશ હું, જો યાચના મ્હારી દિલે લેશો.

**વસંતકઃ**-મહારાજ! દર્શક મહારાજનું માન રાખવું જ યોગ્ય છે. (બાજુએ બોલાવી કાનમાં સમજાવે છે.)

**ઉદયનઃ**-(સનિઃશ્વાસ) હં! ઠીક, ત્યારે! એમની આવી આગ્રહ ભરેલી માંગણીનો અનાદર પણ શી રીતે થઈ શકે? ભલે. (ઉંડો શ્વાસ લઇ) આઃ શિવ! શિવ!

**દર્શક:**-કોણ છે અહિંઆ ?

**સરદાર:**-જી હજુર.

**દર્શક:**-જો, હજી પંડીતજી કેમ નથી આવ્યા ?

(જ્યોતિષી પ્રવેશ કરે છે.)

**જ્યોતિષી:**-જય થાવ મહારાજ દર્શકરાજનો.

**દર્શક:**-પંડીતજી! લગ્નનું નજીકનું સારૂં મુહૂર્ત કયું આવે છે ?

**જ્યોતિષી:**-ધન, મકર, કુંભ, મીન, મેષ, તુલા ને વૃષભ, (બે વાર ગણે છે.) વાહ, મહારાજ! મુહૂર્ત તો હમણાંનું જ સારામાં સારૂં છે.

**દર્શક:**-વાહ, પ્રભુ વાહ! (સરદાર તરફ જોઇ) જાવ પદ્માવતીને હમણાં જ બોલાવી લાવો. (સરદાર જાય છે).

( નર્તકીનું અભિનય શૃંગાર નૃત્ય )

**ગાયન.**

કોમલ કાયા કામિનીઓ કરતી (૨)
એ ભરતી, જોબન રસ ભરતી,
ભરતી રે રસ ભરતી,—કોમલ.
ખીલે વસંત જેવો,
વ્યાપે અનંગ તેવો,
મ્હાલે મદન રસ ઝરતી,
જોબન રસ ભરતી,
ભરતી રે રસ ભરતી—કોમલ.

(પદ્માવતી રાજદારિકાના પૂર્ણ વૈભવમાં પ્રવેશ કરી દર્શકની જોડે પોતાનું આસન લે છે. ઉદયન તરફ સ્નેહ અને લજ્જાયુક્ત ત્રાંસી નજરે જુવે છે. નૃત્ય બંધ થાય છે.)

**દર્શક:**-( ઉભા થઈ) બેટા! હું આજથી ત્હારો મંગલ હાથ આ ક્ષત્રિય કુલભૂષણ ઉદયનરાયને સોંપું છું. ( ઉદયન અને પદ્માવતી સાથે બધાં ઉભા થાય છે).

(દર્શક હાથે હાથ મેળવે છે. પદ્માવતી નીચું જોઈ રહે છે)

**જ્યોતિષી**:-(શ્લોક બોલે છે)

પુણ્યાં પુણ્યાં, શ્રી ગણાધીશ્વરે,
દૃષ્ટિ રાખો કરે, સાથમાં શ્રી ફળે,
ચંદન ચુવા વળી, કેસર કુંકુ ભળે,
અબિર ગુલાલ ને, આરતિ કર્પૂરે,
રામ સીતા વરે, રૂકિમણી કૃષ્ણને,
જેમ ગંગા વરે, સાત સમુદ્રને,
તેમ દિર્ઘાયુ, રિદ્ધિ મહા, ભોગવો,
દંપતિ, સિદ્ધિ સહ, વંશ વૃદ્ધિ કરો.

**દર્શકઃ**-સુખી રહો. (આશીષ આપે છે)

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ૮ મો

**સ્થળઃ**-(રાજકુમારીનો ખાનગી બગીચો શોકાતુર વસન્તિકા.)

**ગાયન**

કહું કોને હૃદયની પીડા—કહું.
ઉત્સવ છોળ વિવાહ તણો ત્યાં.
પક્ષી તણો કલ્લોલ ઘણો જ્યાં;
છિન્નવિછિન્ન થાય કટકા મન,
તૂટે તા...ર હૃદયના—કહું.
નાથ તણાં સુખ કાજ મથું હું,
નામ થયું હા...તેય પરાયું!
ધન્ય ચક્રવાકી, ધરતી નવ,
વિરહે પ્રાણ પ્રણયના—કહું.

આશા પાશ મહીં અટવાતા;
પ્રાણો હાય નથી મમ જાતા;
અનિમિશ નયન તલસતા નિશદિન,
દર્શન કાજ પ્રિતમના—કહું.

(મૂર્છામાં પડે છે.)

**વસંતકઃ**–(પ્રવેશ કરી) વાહ ! વાહ ! આજ તો અમારૂં અહોભાગ્ય. વત્સરાજના ઇષ્ટ વિવાહથી આજનો દિવસ કેટલો મંગળમય અને આનંદદાયક લાગે છે? કોણ જાણતું હતું, કે, અમે આટલા દુઃખના ઉંડા સમુદ્રમાં ડુબકાં ખાતાં વળી પાછાં ઉપર આવીશું! હવે તો,

રહેવું રાજમંદીરોમાં, સ્નાન કરવું આનંદ લહરીઓમાં,
ખોરાક સાદો, ઘીથી ભરેલાં લાડુનો બસ લેવો;
અને વૈભવ ભોગવવો, બસ સ્વર્ગના જેવો.

ખામી માત્ર છે એટલી કે, અપ્સરાઓ ના મળે;
સુંદર બીછાવેલાં બીછાને, પોઢતાં અંતર બળે.
વળી, સાદો લઉં ખોરાક લાડુનો, છતાં પચતો નહીં;
લોહી અને વાયુ કરે જુબ્બેસ, આ જઠરે રહી.

ખરેખર શરીર સુખી ન રહે, એ કેટલું દુઃખદાયક છે ?

હવે લાડુથી તે બીજો હલકો ખોરાક લાવવો પણ કયાંથી? વળી, થોડું ખાઇને શકતી કેમ રહે ? એ તો ચાલ્યા જ કરે.

**ગાયન.**

એ...લાડુ વ્હાલો લાગે, ભાઈ મને લાડુ વ્હાલો લાગેરે...
લાડુ વ્હાલો લાગે—લાડુ વ્હાલો.
લાડુ વિના જગમાં નહીં ખાણું,
અભાગી વિના કોણ ત્યાગે રે—ઓ ભાઈ મને.

**સાખી.**

પાકશાસ્ત્ર પકવાનમાં, બનતી ચીજ અનેક;
મ્હારે મન તો તું ગમ્યો, લાડુ એક જ એક:
જઠર જ્યોત જાગે રે—ઓ ભાઈ મને.
દૂધપાક શ્રીખંડ બાસુંદી, ઘેબર ને મેંસૂર;
સાત પાંચ પકવાન બધાંમાં લાડુ વિના નહિં નૂર:
જીભલડી રોજ માંગે રે—ઓ ભાઈ મને.

( ચાલો હવે તો જમવાનો વખત થયો. ) જાય છે.

**વસન્તિકા:**–(આળસ મરડી ઉઠે છે) પ્રભુ! પ્રભુ! તું કરે તે ખરી.

(પુષ્પનો થાળ લઈ ચેટી પ્રવેશ કરે છે)

**સખી:**–કયાં ગયા હશે વસન્તિકા બ્હેન! ઓઃ પેલા શું! (જઈને) આર્યે! કયારનીએ હું તમને શોધું છું.

**વસન્તિકા:**–કેમ, શા માટે?

**સખી:**–રાણીશ્રી કહે છે "વસન્તિકા તો કુળવાન, પ્રેમાળ અને સર્વ વાતે નિપુણ છે, માટે આ કૌતુક માળા પણ તેને જ ગુંથવા દ્યો."

**વસન્તિકા:**–કોને માટે આ?

**સખી:**–બા સાહેબને માટે. બીજા કોને?

**વસન્તિકા:**–(સ્વગત) દૈવ! દૈવ! શું એ પણ મ્હારે કરવાનું? કેટલાં દયાહીન દેવો?

**સખી:**–આર્યે! હવે બીજા વિચારો છોડી દ્યો. જમાઇરાજ સ્નાન કરવા બેઠાં છે, માટે જલદી કરો.

**વસન્તિકા:**–(સ્વગત) શી રીતે વિચાર છોડાય?
(પ્રકાશ) શું જમાઇરાજને તમે દીઠાં?

**સખી:**–આં? હા. બાના સ્નેહથી અને જોવાની લાલસાથી દીઠાં તો ખરા.

**વસન્તિકા:**–કેવાં છે ?

**સખી:**–આર્યે, એવું સૌન્દર્ય તો મેં મ્હારાં જન્મારામાંએ નહોતું જોયું.

**વસન્તિકા:**–હેં ! શું એટલા બધાં સુંદર છે ?

**સખી:**–વધુ શું કહું આર્યે ! ખરૂં પુછો તો જાણે, ધનુષ્યબાણ વિનાના બીજા કામદેવજ.

**વસન્તિકા:**–હશે, બહું થયું.

**સખી:**–એમ કેમ કહો છો ?

**વસન્તિકા:**–સખી ! પરપુરૂષનું દર્શન, તેમજ તેના ગુણોનું શ્રવણ સતીઓએ નહીં કરવું જોઇએ.

**સખી**–(સ્વગત) વાહ ! સતી ! ખરા. (પ્રકાશ) લાવો ત્યારે માળા જલદી કરો.

**વસન્તિકા:**–લાવો પુષ્પ.

**સખી:**–આ રહ્યા લ્યો. (આપે છે)

**વસન્તિકા:**–( એક ચીજ બતાવી ) અલી ! આ શું ?

**સખી:**–એ "અવિધવા કરણ" ઔષધી છે.

**વસન્તિકા:**–ત્યારે તો એ ઘણાં ગુંથવા જોઇશે.

(સ્વગત) મ્હારે માટે તેમ જ તેને માટે. (પ્રકાશ) અને આ શું છે ?

**સખી:**–લોકો એને "સપત્નિમર્દન" કહે છે.

**વસન્તિકા:**–આ ગુંથવાની કાંઈ જરૂર નથી.

**સખી:**–કેમ વારૂ ?

**વસન્તિકા:**–કારણ તેમના પ્રથમ પત્નિ તો સ્વર્ગીય સુખ અનુભવે છે.

**બીજી સખી:**–(પ્રવેશ કરી) જલદી કરો આર્યે ! જમાઇરાજ તો ચતુઃશાળામાં આવી પોહોંચ્યા છે.

**વસન્તિકા:**–આ થયું. લ્યો. (આપે છે)

**સખી:**–તમે પીતાંબર લાવો. હું જાઉં છું. (બંને જાય છે)

**વસન્તિકા:**–હા! દૈવ! મ્હારી શી દશા? હં! હવે શોક કરવો શા કામનો? ચાલ, પદ્મા રાહ જોતી હશે.

( વાટિકાની અંદરના ભાગમાં અદશ્ય થાય છે. )

**વસન્તક:**–આઃ કિંકરી! કિંકરી! તને જોઇનેજ હું કેવો ગાંડો બની જાઉં છું. અહઃ હું રાજાનો પ્રેમ પાત્ર, અને તું રાણીનું પ્રેમ પાત્ર. હું રાજાનો સખા, ત્યારે તું રાણીની સખી. હું રાજાનો મશ્કરો સેવક, ત્યારે તું રાણીની બટકબોલી દાસી. ત્હારી અને મ્હારી સામ્યતામાં કયાં ફેર! માત્ર નસીબની આડે એક પાંદડું જ. સમાન ( યોગ્ય ) વયના, સમાન દરજ્જાના સમાન ગુણોનું ગ્રથન એકમેક સાથે કરવામાં આવ્યું હોય, તો તેની શોભા અને ઐકયનું વર્ણન કોણ કરી શકે? અરે, જ્યારે આટલે સુધી આપણામાં સમાનતા છે ત્યારે શું તું મ્હારૂં હૃદય નહીં જાણતી હોય? હા, જાણતી હોઇશ. છતાં શું બોલી શકે? સ્ત્રી જાતે જ ભીરૂ હોય છે; અને તેમાં ત્હારી શરમનો તો પાર જ નથી. શું ત્યારે હું શરમ મ્હેલું? અરે! પરંતુ હું પહેલ કરૂં, તો તો, મ્હારી ધીરતા અને રાજમિત્રતાને ભારે ધોખો પોહોંચે. હશે વિધિને યોગ્ય લાગે તે ખરૂં. ઓઃ પણ પેલું કોણ આવે છે? આઃ એજ, એજ; સાક્ષાત્ રતિ. ચાલ સાંભળું તો ખરો શું બોલે છે!

**કિંકરી:**–( પ્રવેશ કરી ) અહઃ કયાં શોધુ વસંતકને? પરંતુ, રાણીનો સંદેશો હું એમને કેવી રીતે કહી શકીશ? અહઃ એમના રૂપ, ગુણ અને ચાલાકીથી તો, હું દિગ્મૂઢ જ બની ગઈ છું. એમને મળતાં જ મ્હારૂં તો ધૈર્ય છૂટી જશે. એમને જ્યારથી મહારાજ જોડે જોયા છે ત્યારથી જ, મ્હારા શરીરમાં તો કાંઇનું કાંઈ થઈ જાય છે. કોણ જાણે એવી તે એમનામાં શી જાદુઈ શક્તિ છે! કેવા પ્રેમાળ અને દિલખુશ દિલાવર છે! અહઃ એમની જોડે મ્હારા લગ્ન થાય તો કવું સારૂં? કેવો આનંદ થાય? અરે, પણ આ અભાગિણીના નશીબમાં તે એવું સુખ

ક્યાંથી હોય ? અને મ્હારા જેવી એક દાસીની માંગણીએ તેઓ શી રીતે સ્વીકારી શકે? ચાલ, પરંતુ આજ તો તેમના વચનામૃતનો સ્વાદ યથેચ્છ ચાખવા મળશે. ક્યાં હશે એ ? (થોડે છેટે વસંતકને જોઇ) ઓઃ પેલા શું એ જ તો છે ને ! (પાસે જઇ) આર્ય! ક્યારનીએ હું તમને શોધી રહી છું.

**વસન્તકઃ**-કોને, મને ? (હસતા હસતા) આવો આવો. (સ્વગત) હું પણ તમને જ શોધતો હતો. (પ્રકાશ) કેમ, મારૂં શું કામ પડ્યું ?

**કિંકરીઃ**-(હાથમાં લુગડાનો છેડો પકડી. નીચું જોઈ. રાણી સાહેબ પુછે છે..."જમાઇરાજ સ્નાન કરી રહ્યા કે" ?

**વસન્તકઃ**-કેમ વારૂં ? એમ શા માટે પુછાવ્યું હશે ?

**કિંકરીઃ**-શા માટે વળી; એમ કે, જો (તેઓ) સ્નાન કરી રહ્યા હોય તો તેઓ પુષ્પ ચંદન વગેરે સામગ્રી લઈ આવે.

**વસન્તકઃ**-ભલે, ભલે, તેમને સર્વ વસ્તુઓ લાવવા દ્યો. જમાઇરાજ સ્નાન કરી રહ્યા છે. પરંતુ હવે તો ભોજનની જલદી તૈયારી કરો તો સારૂં. પણ જો જો, મ્હારી તબીયત આજકાલ ઘણી જ નરમ ચાલે છે. થોડું ખવાતું નથી; અને ઓછા ઘીનો લાડુ બીલકુલ પચતો નથી હોં. જાવ ત્યારે જલદી કરો (ચપટી વગાડી) હું આ...આવ્યો. સમજ્યાં કે ?

**કિંકરીઃ**-ભલે, ભલે, પણ...(બે હાથની આંગળીઓ વડે જાણે પાલવના તાંતણાં ગણતી હોય તેમ.)

**વસન્તકઃ**-વળી, પણ શું ? જાવની.

**કિંકરીઃ**-(નીચું જોઈ રહે છે. પગથી ભોંય ખણે છે. પ્રેમવશ મુગ્ધાવસ્થા).

**વસન્તકઃ**-અરે બાવા જાવ કહું છું. ઓહો ! આ તો કાંઈ દાળમાં કાળું લાગે છે. ઉંચકીને લઈ જવા પડશે શું ? સાંભળોય કે ? જાવની રાણી સાહેબને વખત થઈ જશે, ઠપકો મળશે, બધું ભુલી ગયા ?

**કિંકરીઃ**-(ત્રાંસી નજર વસન્તક ઉપર ફેંકે છે.)

**વસન્તકઃ**-મારી નાંખ્યા. આ તો ઘોંટાળો નંબર એક. અરે ! પણ જે હોય તે ખુલ્લે ખુલ્લું કહી દઇએ કે, "બા આમની બાબત આમ છે" તેમાં

કોઈ મારી નાંખે છે? અહીં બીજું છે પણ કોણ! પણ બાવા તોબા છે બૈરાંઓથી તો. આ નખરાંમાં સમજવુંએ શું? (સ્વગત) વળી કંઇ ભૂલથાપ ખાઈ ગયા તો પૂરી કમબખ્તી.

**કિંકરી:**-(અર્ધ ખુલ્લી આંખો વસન્તક સામે સ્થિર કરી જોઈ રહે છે).

**વસન્તક:**-(હસ્ત સ્પર્શથી) આમ આવો આ બાજુએ, કોઇની બ્હીક લાગતી હોય તો. (જરા બાજુએ લઈ જઇ) બોલો હવે, શું છે?

**કિંકરી:**-(આંખમાં આંસુ સાથે વસન્તકના ખભા ઉપર ડોક નાંખી બહુ જ ઝીણે સ્વરે) નાથ! મને આપની દાસી નહીં થવા દ્યો?

**વસન્તક:**-(હૃદય પીગળી જાય છે) બસ એ જ! એને માટે આટલું બધું? ઘેલી! આમ રોવાનું હોય? (રૂમાલથી આંખો લુંછે છે.) તેં તો ક્યારનુંએ મ્હારૂં મન ચોરી લીધું છે. પણ આમાં રાણીની સલાહ જરૂરની છે. હું મહારાજને સમજાવી દઇશ. ચાલો, વખત બહુ થઈ ગયો છે. (પ્રેમથી ચુંબન લે છે).

**કિંકરી:**-(આનંદમાં આવી જઈ)

**ગાયન**

આજ પ્યારા પ્રેમે પધરાવું. (૨)
પુષ્પ સમી કાય, આ મ્હારી કોમાય;
નાથ નગીના રીઝાવું—આજ.
વિધવિધ ભોજન હું, પ્રીતે બનાવું;
રંગે રમાવું જમાવું.—આજ.

**વસન્તક:**-શાણી સુઘડનારી! આજે બની ભારી કર્યો મને વશ માન;
પ્રીતિની રીતિ શીખા સારી રીતે, ભૂલાવ્યું મને મારૂં ભાન.
આજ પ્યારા.

(બન્ને જાય છે)

---

## પ્રવેશ ૯ મો.

**સ્થળઃ**-પ્રમદવન.

(વસન્તિકા તથા પદ્માવતી સખીઓ સાથે પ્રવેશ કરે છે)

**પદ્માવતીઃ**- **ગાયન.**

આ...ઉપવન શું સુંદિર શો...ભે;—(૨)
પુષ્પ વિકસિત અતિવ ચિત્ત લો...ભે.—આ...
ચંપો ચમેલી જાઈ જુઈ સબ,
આપે આનંદ આ...પ,
મધુર ગુલાબ ને મોગરો મા...લતિ
ટાળે જીવ સંતાપ.
આવો સખી આવો અહીં, પુષ્પ જમાવો,
નાથને રીઝવવાને, માળા બનાવો,
જમાવો, જમાવો, જમાવો,
પુષ્પ જમાવો.—આ...ઉપવન શું.

**સખીઃ**-અહાહા, જુઓ તો ખરા! સુંદર સુમનોથી ઉભરાતાં પેલાં છોડવાઓ, જાણે મોતીના ઝુમખાં જ હોયની !

**પદ્માવતીઃ**-સખી, ત્યારે શા માટે વિલંબ કરે છે ?

**સખીઃ**-ઠીક. તમે અહિંઆં બેસો. હું થોડી કલિકાઓ ચુંટી લાવું.

**પદ્માવતીઃ**-ના સખી! કલિકાને છેડતી ના. કદાચ કોઈ, ભોગી ભૃંગને **પ્રથમ પ્રેમ** પાશમાં લેતી, બિચારી હતાશ થઇ જશે. **અને પ્રથમ** પ્રેમાલિંગનથી વંચિતા, અક્ષતા,

કુપિતા કલિકા કરમાઇ જશે, દઈ શાપ પરાગ વિમુક્ત **થશે;**
જડતા જડશે, દુનિયા હસશે, કહું સત્ય સખી હઠ ના કરજે.
જા. વ્હેલી થા. (સખી જાય છે)

(વસન્તિકા પ્રતિ) આર્યે! કેમ અહિંઆ બેસીશું ?

**વસન્તિકાઃ**–જેવી બાની મરજી. (બેઉ જણાં ઝાડ નીચે એક બાંકડા ઉપર બેસે છે). બા! આપના પ્રિયતમ આપને ઘણાંજ વ્હાલા લાગે છે કે?

**પદ્માવતીઃ**–(સનિઃશ્વાસ) હં! આર્યે! તે હું કહી શકતી નથી. પણ જ્યારે તેઓ દૂર હોય છે ત્યારે, તેમને માટે મ્હારો જીવ ઘણો જ તલસે છે. પરંતુ, એ જેવા મ્હારા પ્રિયતમ છે, તેવા જ આર્યા વાસવદત્તાના પણ થાય છે.

**વસન્તિકાઃ**–ના ના, બા! તમે ભૂલો છો. તેવા જ નહીં, પણ તેથીએ વધારે.

**પદ્માવતીઃ**–તમે શાથી જાણો?

**વસન્તિકાઃ**–(સ્વગત) અરે દૈવ! આર્ય-પુત્રના સ્નેહને લીધે મર્યાદાનું ઉલ્લંઘન થાય છે. હશે. (પ્રકાશ) હા! જો વાસવદત્તાનો પ્રેમ ઓછો હોત તો તે પોતાના સગા વહાલાંઓને છોડીને તેમની સાથે જાત નહીં.

**સખીઃ**–(પુષ્પો સાથે) લ્યો આ પ્રફુલ્લ કુસુમો. મુવાં ભૃંગો તો હજી એમનો કેડો મેલતા નથી.

**પદ્માવતીઃ**–સખી! આમ ઉદ્ધત ના થા. યદિ,
કલિકા નહીં ભૃંગ પ્રવેશ કરે, મધુપાન મહીં મદમત્ત ન રે',
કરમાંય, કદી ન પરાગ ઝરે કલિ; બે મળતાં મુખ્ય સૌરભ દે.
નિજ ચુંબન ઉદ્ભવ સૌરભને, નવ કલ્પિ શકે જરી ભૃંગ અરે!
સમજે 'કલિકા થઈ ક્રુદ્ધ અરે'! કલિકાજ પ્રફુલ્લિત હોય ખરે.
'વિફરી વનિતા સમ એજ ખરે, મુકી લાજ પરાગ અરે લુંટવે'!
'કલિકે! કલિકે! ન લુંટાવ અરે!' કહી ભૃંગ સુગાન થકી વિનવે.
(વસન્તિકા પ્રતિ) આર્યે જુઓ તો ખરા, શું સુંદર પુષ્પો છે!

**વસન્તિકાઃ**–વાહ!

(ઉદયન અને વસન્તક પ્રવેશ કરે છે)

**વસન્તક**:-વાહ ! વાહ ! પ્રફુલ્લ કુસુમોથી આ પ્રમદવન શું રમણીય લાગે છે? પધારો પધારો મહારાજ? જુઓ તો ખરા!

**ઉદયન**:-(પ્રવેશ કરી) અહાહા ! પણ મિત્ર શું કહું!

વાસવદત્તા જોઈ મેં ઉજ્જૈનમાં રહેતા;
ભાન પણ ભૂલ્યો બધું ગાંડો બન્યો જોતાં.
પંચાશરે પણ સર્વ બાણો સાથ છોડ્યાતા;
જેના હજીએ ઘાવ રૂઝાયા નથી ભ્રાતા!
બાણો રહે છે પાંચ જો એ કામની પાસે,
છઠ્ઠું કહોને કયાં થકી આ તાંકતો ભાસે?

**વસન્તક**:-મિત્ર! હવે જવા દ્યો એ વાત; પરંતુ કયાં ગયા હશે રાણી પદ્માવતી ? હા. હું ધારૂં છું, તેઓ અહિંઆ આવી ગયેલ હોવા જોઇએ.

**ઉદયન**:-તેં શાથી જાણ્યું ?

**વસન્તક**:-જુઓને! આ પુષ્પો ચુંટી લીધેલા જણાય છે.

**ઉદયન**:-અહા મિત્ર! શું ચિત્ર વિચિત્ર પુષ્પો ? ચાલ આપણે આ શિલાપટ ઉપર બેસીએ.

**વસન્તક**:-જેવી મરજી. (બેસવા જાય છે) અહા: શું સખત તાપ પડે છે? ચાલો આપણે આ માધવી લતા મંડપમાં જઈએ.

**ઉદયન**:-ઠીક. ચાલ આગળ ત્યારે.

**વસન્તક**:-ચાલો. (બંને જાય છે).

**પદ્માવતી**:-સખી! આર્ય વસન્તક આપણાં રંગમાં ભંગ પાડશે; શું કરીશું ?

**સખી**:-બા! આ અવલંબ લતા હલાવીશું, તો મધમાંખો ઉડવાથી તેઓ ત્યાં જ રહેશે.

**પદ્માવતી**:-વાહ, યુક્તિ તો ઠીક છે. કર તેમ જોઇએ ?

(સખી ડાળી હલાવે છે. મધમાંખો ઉડે છે)

**વસન્તકઃ**–અરે રામ! ઉભા રહો! ત્યાંજ ઉભા રહો!

**ઉદયનઃ**–વળી શું થયું?

**વસન્તકઃ**–આ મધુકરોએ તો બેહાલ કીધાં.

**ઉદયનઃ**–એમ ના બોલ.

ન બોલો એમ, એ પીડા પળોમાં દૂર થઇ જાશે;
બિચારાં એ જીવોના દુઃખનો, કંઈ ખ્યાલ ના લો શે?

મિત્ર! આપણાં જેમ જ,

આપણાં આવ્યા થકી હા! મદનયુત એ મધુકરો;
પ્યારીના આલિંગનોથી વિરત પદ પામ્યા હશે.

ચાલ, આપણે થોડા વખત અહિંયા જ બેસીએ.

**વસન્તકઃ**–જેવી મહારાજની મરજી. (બંને જણાં બેસે છે.)

**પદ્માવતીઃ**–ચાલો, સારે નસીબે આર્યપુત્ર બેઠાં તો ખરા.

**વસન્તિકાઃ**–(સ્વગત) દૈવેચ્છાએ પ્રભુની પ્રકૃતિ તો સારી છે.

(આંખોમાં ઝળઝળીયાં આવે છે)

**સખીઃ**–બા! આપણાં કાર્યમાં વિઘ્ન આવે એવું મને તો લાગે છે. જુઓને! આર્યાના ચક્ષુઓ તો અશ્રુઓથી ભરાઇ ગયા છે.

**વસન્તિકાઃ**–એ તો આ મધુકરોની ગડમથલથી મ્હારી આંખોમાં, પુષ્પની રજ પડી છે. અને તેથી જ નેત્રો સજલ જણાય છે.

**પદ્માવતીઃ**–બનવા જોગ છે.

**વસન્તકઃ**–ઓઃ પણ પ્રમદવન તો રક્ષક વગરનું જ લાગે છે. અહિંઆ તો કોઇ નજરે પણ પડતું નથી. મહારાજ! રજા હોય તો મ્હારે આપને કાંઇ પુછવું છે.

**ઉદયનઃ**–ઓઃ, ખુશીથી પુછ.

**વસન્તકઃ**–કહો ત્યારે આપને વધારે પ્રિય કોણ? દેવી વાસવદત્તા કે રાણી પદ્માવતી?

**ઉદયનઃ**-મિત્ર! શા માટે મને આવા પ્રશ્નોથી નકામો હેરાન કરે છે?

**પદ્માવતીઃ**-ઓઃ આર્ય પુત્ર તો ઘણાં જ સંકટમાં આવી ગયા હોય એમ લાગે છે.

**વસન્તકઃ**-શા માટે ખંચાવ છો? એક તો મરણ પામ્યા છે અને બીજાં અહિંયા નથી.

**ઉદયનઃ**-મિત્ર, જવા દે એ વાત. કારણ ત્હારૂં મોઢું તને વશ નથી.

**પદ્માવતીઃ**-આર્ય પુત્રને જે કહેવું હતું તે એટલેથી જ સમજાવ્યું. પણ મૂર્ખ સમજે છે ક્યાં?

**વસન્તકઃ**-ઠીક લ્યો હું સોગન ખાઉં છું કે, એ વાત મ્હારે મોઢેથી બીજાને કાને ન જાય.

**ઉદયનઃ**-પરંતુ મિત્ર! મ્હારી જીભ જ ઉપડતી નથી.

**પદ્માવતીઃ**-અરે રામ, આટલું કીધાથીએ નથી સમજતો. કેટલો મૂર્ખ!

**વસન્તકઃ**-શું નહીં જ કહો? કહ્યા વિના આ શિલાપટ ઉપરથી ઉઠાશે જ નહીં.

**ઉદયનઃ**-શું બલાત્કારે જાણીશ?

**વસન્તકઃ**-ગમે તેમ સમજો.

**ઉદયનઃ**-(ગુસ્સામાં) ઠીક, અમે પણ જોઇ લઇશું.

**વસન્તકઃ**-વાહ, વાહ, બસ કે? હું તો મશ્કરી કરૂં છું. પણ જો બળાત્કારે મ્હારાથી છાનું રાખો, તો આપણી મિત્રતાને લાંછન નહીં તો બીજું શું?

**ઉદયનઃ**-ઠીક, લે ત્યારે હવે સાંભળઃ

પદ્મા તણાં ગુણ રૂપને માધુર્ય, છે શ્લાઘા ભર્યાં,
તોયે ન વાસવ પ્રેમને ભૂલાવવા, શક્તિ ભર્યા.

**વસન્તિકાઃ**-(સ્વગત) વાહ, અહો ભાગ્ય મ્હારૂં. મ્હારો સર્વ પરિશ્રમ સફળ થયો. ખરેખર અજ્ઞાતવાસમાં પણ, ગુણો સમાયલાં છે.

**સખી:**-બા ! આપના પતિ, વિનય તો સમજતા જ નથી.

**પદ્માવતી:**-ના, ના, સખી ! તું ભુલે છે. એમનું ભાષણ સવિનય જ છે. જો તો ખરી, આર્યા વાસવદત્તા મરણ પામ્યા છે છતાં, તેમના સદ્‌ગુણોને એ વિસરતા નથી.

**વસન્તિકા:**-વાહ, ધન્ય છે ! કુલીનતાને આવા શબ્દો જ છાજે.

**ઉદયન:**-લે મ્હેં તો કહ્યું. હવે તું કહે તને કોણ વધારે પ્રિય છે ? વાસવદત્તા કે પદ્માવતી ?

**પદ્માવતી:**-વાહ, વાહ ! હવે તો આર્યપુત્ર વસંતક બની ગયા.

**વસન્તક:**-સાંભળો મહારાજ. પણ ખોટું નહીં લગાડતા હોં ? જુઓ, હું રાણી વાસવદત્તાને પણ ચાહું છું; પરંતુ, વાહ પદ્માવતી !

તરૂણા દેખાવડા ને, શાંત શું સ્વભાવના !
ન લેશ અહંકાર વળી, વચનો રસાળાં યે;
નમ્ર અને વિનયવંત, એક તો મહાન ગુણ,
આપતા સંતોષ રોજ ઉત્તમ પકવાન્નથી,
રાખતા સંભાળ, ભાળ પૂછતાં મધુર સાદ,
"કયાં ગયા જુઓ ને સખી, આર્ય એ વસંતક"!!

**ઉદયન:**-ઠીક, ઠીક, વસંતક ! આ બધું હું વાસવદત્તાને કહી દઈશ.

**વસન્તક:**-(ઉંડો, શ્વાસ લઇ) હાય ! વાસવદત્તા ! કયાં છે વાસવદત્તા ? એ તો બિચારા સ્વર્ગમાં શાંતિ ભોગવતા હશે.

**ઉદયન:**-(આર્ત હૃદયે) અરે રામ ! મિત્ર ! ત્હારી આ મશ્કરીમાં મ્હારૂં વિસરાયેલું દુઃખ, પાછું સતેજ થયું, પૂર્વના સહવાસથી જ એ શબ્દો નીકળી ગયા.

**વસન્તક:**-મહારાજ ! વિધિનો ટાંકેલો આંક કોઇથી મિથ્યા થતો નથી.

**ઉદયન:**-મિત્ર ! મ્હારી સ્થિતિનો ખ્યાલ તને આવવો મુશ્કેલ છે.

કરૂં છું યત્ન ભુલવા દુઃખને, તોયે ભુલાયે નાઃ
બધુંયે લાગતું ફીકું, પ્રીતના મૂળ છે ઉંડા.

હાઃ !

જે જે સમય એ પ્રીતનું, હૃદયે સ્મરણ બસ થાય છે;
તે તે સમય હા મિત્ર ! દુઃખો પણ નવા દેખાય છે.

**વસન્તકઃ**–મહારાજ ! આપ બેસો તો હું જલ લઈ આવું.

**ઉદયનઃ**–ભલે.

**પદ્માવતીઃ**–(વસન્તિકા તરફ જોઈ) આર્યે ! મહારાજનું મુખ તો જાણે, અશ્રુબિંદુઓ વડે ઢંકાઇ જ ગયું હોય એવું લાગે છે. ચાલો, તેટલામાં આપણે સટકી જઇએ.

**વસન્તિકાઃ**–ના, ના. આપ સ્વામીનાથને આવી હાલતમાં મૂકી ચાલ્યા જાવ, એ ઠીક નહીં; તમે રહો. અમે જઇએ છીએ.

**પદ્માવતીઃ**–શું ? હું ત્યાં જાઉં ?

**વસન્તિકાઃ**–વળી એમાં વિચાર શું કરો છો ? અમે તો આ આ ચાલ્યા. (સખીની આંગળી પકડી, જાય છે)

**પદ્માવતીઃ**–સખી ! આર્યે ! (જોતી રહે છે.)

( ઉંડો શ્વાસ લઈ ) ચાલ જાઉં.

**વસન્તકઃ**–(કમલપત્રમાં જલ લઇને આવતાં) ઓઃ !
પદ્માવતીબા આવ્યા લાગે છે. (સ્હામ સ્હામા થઈ જાય છે)

**પદ્માવતીઃ**–આર્ય, વસન્તક ! આ શું ?

**વસન્તકઃ**–એ એજ.

**પદ્માવતીઃ**–પણ છે શું, તે તો કહો ?

**વસન્તક**–આ !

પવનથી પુષ્પરેણુંએ, કર્યો મહારાજ પર હલ્લો;
વદન અશ્રૂ છવાયું છે, થયો જ્યાં નેન સર કિલ્લો.

માટે આ જલ તેમનું મુખ ધોવાને લઇ જાઉં છું.

**પદ્માવતી:**-(સ્વગત) વાહ ! વિનયશીલ પુરૂષોના સહગામીઓ પણ તેવા જ વિનયશીલ હોય છે. (પ્રકાશ) લાવો, હું જ લઇ જાઉં. (લે છે.)

**વસન્તક:**-મહારાજનો જય થાવ.

**પદ્માવતી:**-જય થાવ આર્યપુત્રનો ! આ લ્યો મુખોદક.

**ઉદયન:**-(સાશ્ચર્યે) કોણ પદ્માવતી ? (વસંતક તરફ જોઇ) મિત્ર વસંતક ! આ શું ?

**વસન્તક:**-(કાનમાં) એ એ જ.

**પદ્માવતી:**-નાથ ! આપનું મોઢું કેમ અશ્રૂથી છવાયલું છે ?

**ઉદયન:**-કાંઈ નહીં એ તો,

વાયૂથકી આ પુષ્પરજ, આવી પડી છે આંખમાં;
અશ્રૂવડે ઢંકાયલું, તેથી દિસે મોઢું ખરે.

(સ્વગત) આ નવ પરણિતા, જો સત્ય વાત જાણશે, તો બિચારી નાહક દુઃખી થશે. કારણ સ્ત્રીઓ જાતે જ બ્હીકણ હોય છે. એને સત્ય વાત નહીં જણાવવી, એ જ યોગ્ય છે.

**વસન્તક:**-મહારાજ ! હું હવે રજા લઇશ.

**ઉયદન:**-ભલે. (વસંતક જાય છે).

**પદ્માવતી:**- ગાયન.

રસીયા...રસ ભીના,
સલૂણા શાણા. (૨)
મમજીવન રાણા,
સલૂણા શાણા—રસીયા.
નયનારામ રસીક રસરાજન,
પ્રીતમ પ્રાણ હૃદય સુખ ભાજન.
મોહન મન હરણા,
સલૂણા શાણા—રસીયા.

(પડદો પડે છે)

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ:**-(દરિયા મહેલ-પદ્માવતીનું શયન સ્થાન.)

**ઉદયન:**-(પ્રવેશ કરી)

**ગાયન.**

ત્હારી ગતિ...ન કળી...વિધાતા !
ત્હારી ગતિ ન કળી—વિધાતા.
થળ ત્યાં જળ ને, જળમાં થળ તું
દાખવતો શું વળી !—વિધાતા.
બંદીવાન બનાવ્યો પળમાં,
છત્ર ધરાવ્યું ભૂમંડળમાં;
ભસ્મીભૂત પ્રિયા જોતામાં,
હૃદય ગયું જ ગળી—વિધાતા.
ભીખારી વેષે ભટકાવ્યો,
સંસારે પાછો પટકાવ્યો;
દુ:ખોનો વરસાદ વરસતા,
જાય પત્થર પિગળી—વિધાતા.

**વસંતક:**-(પ્રવેશ કરી) મહારાજ ! દાસી હમણાં જ કહી ગઇ, કે, રાણી પદ્માવતીની તબીયત એકાએક બગડી આવી છે અને આપને જલદી બોલાવ્યા છે.

**ઉદયન:**-અરે દૈવ ! પદ્માવતીના રૂપ ગુણ અને લાવણ્યથી જાણે, મ્હારા આગલા સર્વ દુ:ખો વિસારે પડ્યા હતા. પરંતુ તે પણ અરવરથ ! (નિ:શ્વાસ નાંખી) હં ચાલો. કયાં હશે—એ હમણાં ?

**વસંતકઃ**–મહારાજ ! એ તો હમણાં આ દરિયા મહેલમાં જ હશે. ચાલો. (બંને જાય છે).

**વસંતકઃ**–(થોડે સુધી જઇ) ઓઃ ઉભા રહો, ત્યાં જ ઉભા રહો. આ અહિંયા સર્પ છે.

**ઉદયનઃ**-(પાસે જઈ જોઇને સસ્મિત) હહહ ! કયાં છે સર્પ ?

(દરવાજાની કમાન ઉપર લટકતી પુષ્પમાળા તરફ આંગળી કરી) આ તો પેલી પુષ્પમાળાનો પડછાયો છે.

**વસંતકઃ**–(બરોબર તપાસીને) ઓઃ હો ! ખરૂં, આ તો પવનથી હાલતી પુષ્પમાળા જ સર્પ જેવી લાગે છે.

**ઉદયનઃ**-(અંદર પ્રવેશ કરી) કયાં છે પદ્માવતી અહિયાં ?

**વસંતકઃ**–એમને આવવાનો સમય તો થયો છે. લ્યો હું જોઈ આવું; તેટલે આપ (પર્યંક શય્યા બતાવી) આ બીછાના ઉપર જ આરામ કરો.

**ઉદયનઃ**–(પર્યંક ઉપર બેસીને) મિત્ર ! મને તો ઉંઘ આવે છે. કોઈ સુંદર વાર્તા ચલાવો.

**વસંતકઃ**–લ્યો કહું. પણ તમે હુંકાર દેતા (હં કહેતા) રહેજો.

**ઉદયનઃ**–ઠીક ચાલવા દ્યો.

**વસંતકઃ**-ઉજ્જૈન નામે એક નગરી છે, ત્યાં ઘણાં જ રમણીય સ્નાન કરવાના પાણીના કુંડો છે.

**ઉદયનઃ**–શું ઉજ્જૈન નામે ?

**વસંતકઃ**–જો એ વાત આપને પસંદ ન હોય તો એક બીજી કહું.

**ઉદયનઃ**–મિત્ર ! પસંદ નથી એમ નહીં, પરંતુ ઉજ્જૈન નામ સાંભળતાં જ અવન્તિરાજ પુત્રીની પ્રસ્થાન સમયની સ્થિતિ મને યાદ આવે છે.

**વસંતકઃ**–જાવા દ્યો એ વાત; હું તમને એક બીજી કહું. શાંડિલ્ય પુરને વિષે કોઈ કુંડિન રાજા રાજ્ય કરતો હતો.

**ઉદયનઃ**–શું કહ્યું ?

**વસંતક**:-(પાછું કહે છે)

**ઉદયન**:-(હસીને) હંહહ! મૂર્ખ! કુંડિનપુર અને શાંડીલ્ય રાજા.

**વસંતક**:-શું? કુંડિનપુર અને શાંડીલ્ય રાજા?

**ઉદયન**:-હા. હા.

**વસંતક**:-એમ હોય તો હું ભૂલ્યો. ઉભા રહો, મને ગોખવા દો બરોબર. (ઘણીવાર ગોખે છે) સાંભળો હવે **મહારાજ**:-(સ્વગત) ઓ: ઉંઘી ગયા લાગે છે. પવન ઘણો જ ટાઢો આવે છે. (પોતાની સાલ તેને ઓઢાડે છે) ચાલ, હું પદ્માવતીની તપાસ કરી આવું. (જાય છે)

(દાસી માર્ફતે ખબર મળવાથી વસન્તિકા પદ્માવતીને જોવા આવે છે.)

**વસંતિકા**:-(સ્વગત)

અરેરે! કેટલાં દયાહીન દેવો! મ્હારા વિયોગથી દુ:ખી પ્રાણેશના હૃદયનું વિશ્રાંતિસ્થાન પદ્માવતી, તે પણ અસ્વસ્થ! ચાલ અંદર જાઉં. (અંદર જઈને) અરે! પહેરેગીરોની પણ કેટલી બેદરકારી! આવી દુ:ખી સ્થિતિમાં એકલી પદ્માવતીને મુકી બધાં ક્યાં ગયા હશે? ફક્ત એક ઝાંખો દીવો જ બળતો દેખાય છે. ઓ:, અહિંઆ જ છે. ચાલ, જરા બેસું. દૂર બેસું તો તો મ્હારી લાગણી ઓછી જણાય. (પાસે જઈ બીછાના ઉપર બેસે છે.) ઓ: ઊંઘ આવી જણાય છે. હું પદ્માવતી પાસે બેસું છું ત્યારે મને કેટલો આનંદ થાય છે! અહ: તે પણ મ્હારા તરફ કેટલા પ્રેમથી વર્તે છે? ઊંઘમાં પણ હાથ પ્રસારી જાણે મને આલિંગન દેવા જ વિનવતી હોયની! એમ જ લાગે છે.

ચાલ થોડી વાર અહીં જ બેસું. (પાસે બેસે છે.)

**ઉદયન**:-(સ્વપ્નમાં) ઓ: વાસવદત્તા!

**વસન્તિકા**:-(ચમકીને સ્વગત.) કોણ પ્રાણનાથ? પદ્માવતી નહીં? શું મને ઓળખી ગયા હશે? (જરા પાછાં હઠી) હા...ય! યૌગંધરાયણની પ્રતિજ્ઞા નિષ્ફળ જશે.

**ઉદયન:**–(સ્વપ્નમાં) ઓ અવન્તિરાજ પુત્રી ! ઓ પ્રાણપ્રિયે ! !

**વસન્તિકા:**–ઓઃ આ તો સ્વપ્નમાં છે. (આજુ બાજુ જોઈને) અહિંયા તો કોઈ નથી. ચાલ, તેટલે થોડી વાર ઉભાં રહી આંખોને અને મનને શાંત કરૂં.

**ઉદયન:**–પ્રિયે ! પ્રિયે ! કેમ નહીં જ બોલે ?

**વસન્તિકા:**–(સ્વગત) બોલું છું, વ્હાલા ! બોલું છું તો ખરી.

**ઉદયન:**–શું મ્હારાથી ગુસ્સે થઈ છે ?

**વસન્તિકા:**–(સ્વગત) ના, ના, નાથ ! હું તો દુઃખી છું.

**ઉદયન:**–ત્યારે આભૂષણો કેમ નથી પહેર્યાં ?

**વસન્તિકા:**–(નિઃશ્વાસથી) બીજું શું ?

**ઉદયન:**–શું જુદાઇનો ઢોંગ કરે છે ?

**વસન્તિકા:**–(સ્વગત) અહિંયા પણ જુદાઈ !

**ઉદયન:**–જો એમ જ હોય તો હું વિનંતિ કરૂં લે.

(હાથ પ્રસારે છે, એક હાથનો પંજો પર્યંકથી લટકતો રહે છે)

**વસન્તિકા:**–(સ્વગત) હા દૈવ ! હવે તો યૌગંધ જલદી નિકાલ લાવે તો સારૂં. ચાલ બહુ વાર થઈ. વળી કોઈ આવી ચઢશે.

ચાલ, એમનો હાથ તો સરખો મૂકતી જાઉં.

(હાથ બીછાના ઉપર સરખો મુકીને જાય છે.)

**ઉદયન:**–(ચમકીને ઉઠે છે) વાસવદત્તા ! ઉભી રહે, ઉભી રહે. (પાછળ દોડે છે; ત્યાં સ્હામેથી આવતી પદ્માવતીથી અથડાય છે)

**પદ્માવતી:**–પ્રાણનાથ ! શું છે ? આમ બ્હાવરા કેમ બની ગયા છો ?

**ઉદયન:**–કોણ, પદ્માવતી ? આઃ ! આજ તો આનંદ આનંદ બસ આનંદ !

**પદ્માવતી:**–પણ છે શું, એ તો કહો ?

**ઉદયન:**–બીજું શું હોય !

**ગાયન.**

આ...નંદ ઉર ભા...સે (૨)
આત્મ જ્યો...તિ પ્રકા...શે—આ...નંદ.
જેને માટે તલસે પ્રાણ,
તે જગે છે જીવતી જાણ;
યુવતિ મન ઉલ્હા...સે—આ...નંદ.

**પદ્માવતી**:-કોણ, વાસવદત્તા? એ તો બીચારા કયારનાએ દેવશરણ થયા છે.

**ઉદયન**:-ના, ના, પ્રિયે! તું ભૂલે છે.

સૂતો હતો શૈયા વિષે, આનંદ લહરીમાં,
આવી જગાડીને ગઈ, જોઇ જતાં હમણાં;
આંખે દીઠી વાતો કરી, શું સર્વ ખોટું એ?
સ્પર્શ કીધો તે હાથ, હજીએ રોમ હર્ષિત છે.

**પદ્માવતી**:-પ્રાણનાથ! એવું હોય તો તો સારૂંજને. પણ ક્યાંય રાખોડી થયેલા માણસો જીવતાં થયા છે? આપે એમને સ્વપ્નમાં જરૂર જોયા હશે.

**ઉદયન**:-હં (નિઃશ્વાસ સાથે)

કદાપિ હોય સ્વપ્નજ તો, નકામો હું અરે જાગ્યો,
અને જો હોય એ ભ્રમ તો, પ્રભુ ભ્રમ એ સદા રાખો;
ભલે હો સ્વપ્ન કે સાચું, નહીં દરકાર પણ એવી,
પતિવ્રત પાળતી કેવી! અહાહા એજ ગૃહદેવી!
વછૂટ્યા વાળ ને આંખો, વિના કાજળ દિસે કેવી!
તજ્યા શૃંગાર સારાંએ, વાહ દેવી! આઃ દેવી!

**પદ્માવતી**:-નાથ! આ શી ઘેલછા?

**ઉદયન**:-અહઃ,

કસોટી પ્રેમની કરવા, છૂપાતી શું હશે શ્યામા ?
શિયળને સાચવી શાણી, ભટકતી એ હશે ભામા ?
દગો દિલથી નથી દીધો, ભલે પરણ્યો ફરી વારે;
છતાં જો બેવફા ગણતો, ક્ષમા કરવી ઘટે ત્હારે.
સતીના ધર્મ તું જાણે, પતિત હોયે પતિ તોયે,
ક્ષમાધારી દયા લાવી, સુધારી પ્રેમથી સેવે.
મઝા શું દેખવા મ્હારી, બની નિષ્ઠુર એવી તું ?
હવે તો હદ થઈ હાર્યો, મુકી દે મશ્કરી એવી.

**પદ્માવતી**:–નાથ ! શા માટે આમ નાહક સંતાપ કરો છો ? એ જો જીવતાં જ હશે તો હું જાતે ગમે તે પ્રયત્નો કરી એમનો પત્તો લગાડીશ.

**ઉદયન**:–વાહ, પદ્મા ! તો તો ત્હારો હું ઘણો જ ઉપકાર માનીશ. તું એની ઇર્ષા નહીં કરે ?

**પદ્મા**:–નાથ ! એવો ખ્યાલ સ્વપ્નમાં પણ ન લાવશો. આપની પ્રિય વસ્તુમાં મ્હારાથી કાલાંતરે પણ વિરોધ કેમ સંભવે ? એમનો હક્ક પહેલો છે. અને કદાચ દૈવેચ્છાથી જો એ સહિસલામત હોય તો આપની તેમજ એમની સેવામાં હું મ્હારા દિવસો આનંદથી ગુજારીશ. આપ નિશ્ચિન્ત રહો.

**ઉદયન**:–આપ વચન.

**પદ્માવતી**:–લ્યો આ મ્હારૂં વચન. બસ ?

**ઉદયન**:–નહીં, પદ્મા ! ત્હારો મને પૂર્ણ વિશ્વાસ છે. પદ્મા ! પદ્મા ! ખરેખર તું ઘણી જ શાણી છે. મ્હારો આત્મા સાક્ષી પુરે છે કે એ જીવતી જ છે. તું ઠીક તપાસ કરાવજે.

**પદ્માવતી**:–એ બાબત આપ નિઃશ્ચિન્ત રહો. નાથ ! હવે જરા આરામ લ્યો તો કાંઇક ચિત્ત શાન્ત થાય. (કોચ ઉપર બેસાડે છે) (સ્વગત) અહઃ,

જે નારના સદ્દગુણ રમે, ભરથારના નિત હૃદયમાં;
તે નાર વારંવાર વંદન યોગ્ય છે આ જગતમાં.

રસ્તો એક જ રહ્યો. એ પ્રેમમૂર્તિ વાસવદત્તાનું જ અનુકરણ કરી, ધીમે ધીમે એમને વિયોગનું દુઃખ ભુલાવી શકું એવી સ્થિતિએ પોહોચું, તોજ મ્હારી યોગ્યતા. હાઃ-

**ગાયન.**

તે નારીને...ધન્ય જગતમાં,
પતિનું મન વશ જેણે કર્યું-તે નારીને.
જીવી જાણ્યું જગમાં તેણે...(૨)
જીવતર સારૂં સફળ કર્યું-તે નારીને.
વગેરે. વગેરે.

જુઓ. પુષ્પ ૧ પાનું ૨૩.

(કોચ ઉપર પડેલા ઉદયન પાસે બેસી પવન ઢોળે છે.)

**એભલઃ**-(છુપાતો પ્રવેશ કરી સ્વગત.) **આ** ઠીક **સમય** છે. ચાલ. (વસંતિકાના ઓરડામાં બારી વાટે પ્રવેશ કરી નીચેનું બારણું અંદરથી ઉઘાડે છે. વસંતિકા સુતી છે તેને ઉપાડી જવાની ચેષ્ટા કરે છે. સાથીદારોને સાનથી બોલાવે છે. ચાર જણાં આવી હીંચકા સાથે વસંતિકાને ઉપાડી જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**:-(દર્શકનો ખાનગી ઓરડો. દર્શક એકલો વિચારમાં).

**દર્શકઃ**-અરે! કોણ છે અહિંયા?

**હજુરીઓઃ**-જી સરકાર.

**દર્શકઃ**-જો, પ્રધાનજી કેમ નથી આવ્યા હજી? (હજુરીયો કુર્નીશ બજાવી જાય છે. પછી)

વાહ, પ્રભુ! વાહ!

તું કૃપા કરૂણેશ કર ત્યાં, માર્ગ સૌ સીધા બને;
કંટકે નરમાશ પકડે, આગ શીતળતા ધરે.

અહ:,

ધારણા ધારી હતી તે, પાર નિર્વિઘ્ને પડી;
રાજ દઉં પદ્મા–પતિને, વાનપ્રસ્થે જઉં અડી.

**મંત્રી**:–જય સ્વામીનો.

**દર્શક**:–પ્રધાનજી! મ્હારો હવે નિશ્ચય થઈ ચૂકયો છે કે, ઉદયન અને પદ્માવતીને રાજ્ય સોંપી વાનપ્રસ્થ થવું, અને કોઈ એકાંત સ્થળે જઈ ભગવાનનું ભજન કરી માનવ જીવનનું સાર્થક કરવું.

**મંત્રી**:–મહારાજ! હજી કયાં કાળ વહી ગયો છે? અહિંયા બેઠા પણ કયાં ભગવાનનું ભજન થઇ શકતું નથી?

**દર્શક**:–હું તમારી એ બાબતમાં સલાહ માંગતો નથી. મ્હારો નિશ્ચય જણાવું છું. માટે જાવ જલદી, તૈયારીઓ કરો; અને જે પહેલું સારૂં મુહૂર્ત આવે તે દિવસ નક્કી કરી, સર્વ મિત્રરાજ્યોને નિમંત્રણ પત્રિકા મોકલી આપો. એમના મંત્રી રૂમણ્વાનને પણ કહેણ મોકલો; અને પુત્રીના મરણથી દુ:ખી મ્હારા સન્મિત્ર મહારાજ મહાસેન જો ન આવે, તો તમે જાતે જઇ આગ્રહથી તેમને તેડી લાવજો. જાવ, જલદી કરો.

**મંત્રી**:–જેવી આજ્ઞા. (એક પછી એક બંને જાય છે.)

---

# પ્રવેશ ૩ જો.

**સ્થળ**:–(જંગલ એભલનું મકાન, એભલના બીછાનાં ઉપર જ હીંચકો મુકી સાથીદારો ચાલ્યા ગયા છે. વસંતિકા જાગે છે.)

**વસન્તિકા**:–(આળસ મરડી) હા! નાથ!

(એભલને જોઇ, ચમકીને બેઠી થાય છે) દાસી...! આ:, હું કયાં છું? કોણ દુષ્ટો મને અહીં લાવ્યા?

**એભલ:**-ઓઃ ગુલબદન !

નથી કો દુષ્ટ, છે તુજ પ્યારનો ભૂખ્યો,
ન બીજો કોઈ, એભલ એ જ જે દેખ્યો.

**વસંતિકા:**-દુષ્ટ ! હજી તું મ્હારો કેડો નથી છોડતો ? (કટાર કાઢી) જો, આજ તું નથી યા હું નથી.

**એભલ:**-શા માટે મુંઝાય છે ?

આ વૈભવો મ્હારા બધાં, ત્હારા ગણી લેજે;
ને સર્વના બદલે, તું ચુંબન હેતથી દેજે.

જો, નજર કરઃ-

છું સિંહ આ વનનો, છતાં ત્હારો ગુલામ છું;
તું હામને દેખી બન્યો, ત્હારો ગુલામ હું.
સૌંદર્યનો ભોગી બન્યો, ત્હારો ગુલામ હું;
તું કમલ ને, ભોગી ખરો ત્હારો ગુલામ હું.

**વસન્તિકા:**-(આંખો ફેરવી સક્રોધ.)

આગ લાગો પ્યારમાં, તુજ ચુંબને અગ્નિ હજો;
આગ લાગો વૈભવોમાં, શૌર્ય ત્હારૂં સળગજો.

ઓ કામાંધ કૂતરા ! જરા વિચાર કર.

માંસ અસ્થિ રૂધિરનો, ચર્મે મઢ્યો આ દેહ જે,
સુંદર ઉપરથી લાગતો, મળ મૂત્રથીજ ભરેલ છે.
મોહ શો લાગ્યો તને, ગંદા ગમાર દેહમાં ?
જો ઉઘાડી આંખને, જાતું થશે પળ એકમાં.
બે દિવસના વૈભવો, છે બે દિવસ મુક્કામ જ્યાં.
કર કરીલે તો ભલાઇ, છેવટે છે ન્યાય ત્યાં.

**એભલ:**-અહઃ શું અમૃત ઝરે છે મુખથી ? વાહ !

તુજ બુલબુલ બદને, મને ગુલામ બનાવ્યો;
તુજ સુંદર વદને, મને ગુલામ બનાવ્યો.
તુજ કેશ કલાપે, મને ગુલામ બનાવ્યો;
તુજ સુંદર ભાલે, મને ગુલામ બનાવ્યો.
તુજ ચંચલ નયને, મને ગુલામ બનાવ્યો;
તુજ દંત પંક્તિએ, મને ગુલામ બનાવ્યો.
તુજ સુંદર ગાલે, મને ગુલામ બનાવ્યો;
તુજ ચપલી ચાલે, મને ગુલામ બનાવ્યો.
સુંદર તુજ આ વેશે, બન્યો ગુલામ છું;
સુંદર ઉરૂ પ્રદેશે, બન્યો ગુલામ છું.
તું માન કે ન માને, તોયે ગુલામ છું;
કમલ ખીલેલ તું ને, હું ભોગી ભ્રમર હું.

આઃ સુંદરી! તેં મને ગાંડો કરી દીધો છે. મૂક હઠ નાદાન! મ્હારૂં હવે માન અને જો પછી ત્હારૂં કેવું વધે છે સન્માન? ફક્ત ખરા દિલથી એકજ ચુંબન આપ, અને પછી જો, આખી આલમની જાહોજલાલી કેવી ત્હારા પગોમાં આવીને પડે છે.

**વસંતિકાઃ**-ચૂપ મૂર્ખ! બંધ કર આ ત્હારી મૂર્ખતા પૂર્ણ જબાન. ઓ મોહાંધ!

યૌવન જતામાં, નેનનું નૂરે જશે ચાલી;
દાંતો પડીને, દાબડો રહેશે બની ખાલી.
ઉરૂ પ્રદેશે છેવટે, છે માંસની ઝોળી;
કર્ચળી વળતાં, શરીરે ના રહે લાલી.
મોઢું ગળે લાળે, ન ચરણોએ શકે ચાલી;
યૌવન તણો જાતા નશો, થાશે નસો ઢીલી.
માટે ભલાઈ લે હજી, થાશે ભલું ત્હારૂં;
દીવો બુઝાતાં જાણજે, છે સર્વ અંધારૂં.

છેડી સતીને, કોઈ પણ જગમાં નથી ફાવ્યા;
લંકેશ દુર્યોધન સમા, રણ માંહ્ય રોળાયા.
પીડે પરાયો જો કદી, તો શી ગતિ ધારી?
માતા વહુ કે બ્હેન પુત્રી હોય જો ત્હારી?
ઉત્પત્તિ છે નારી થકી, ત્હારી વિચારી જો;
એના પરે આ જુલ્મ શો? રાક્ષસ! વિચારી જો.
ધિઃકાર તુજ મર્દાઇને, ધિઃકાર છે એ શૂર!
વંધ્યા ન શે માતા રહી? શાને ગુમાવ્યું નૂર?

**એભલઃ**-છોડ આ બકવાદને પાંડિત્ય ત્હારૂં દૂર કર;
કોણ છે અહિંયા કહે? શરમાય શે, કાં હઠ કર?
જો ન માને માનથી, છે તું હવે લાચાર;
જોર જુલ્મે હું મનાવું, લાગશે ના વાર.

માટે હજી સમજ, ઓ ગુમાની નાર! કરીલે મન સાથે છેવટનો વિચાર.

**વસંતિકાઃ**-(સ્વગત) મૂર્ખ આમ માને તેમ નથી. (કટાર કાઢી)
દૂર! ઓ રાક્ષસ! વધ્યો છે એક ડગ, તો મન વિચાર;
પ્રાણ તે ક્ષણ છોડશે તન, સ્પર્શ જો કીધો લગાર.

**એભલઃ**-હઠીલી નાર! કાલાવાલાથી તું શરણ નહીં જ થનાર! જો, આ તલવાર હમણાંજ ત્હારા હાથને ઉડાડી, હવાથી રમતો કરશે સાથે જ આ કટાર; અને ત્હારી જોબન મઝાહ લૂટવાનો પછી કેવો આવે છે બહાર? જોઉં છું, કોણ છે હવે તને બચાવનાર.

**વસંતિકાઃ**-સાચી સ્ત્રીઓ પતિ ધર્મથી, કદિએ વિમુખ થતી નથી.
દુષ્કર્મથી માતા તણી, એ કૂખ લાજવતી નથી.
ધર્મ શિયળ કાજ, પરવા પ્રાણની ધરતી નથી;
ત્યાં ભાર, શું ભુંડા! કહે, તલવારનો સ્હામે સતી?

હાઃ ત્હારા જેવા કપૂતો જીવે છે ત્યાં સુધી આ આર્યભૂમીનો ઉદ્ધાર ક્યાંથી સંભવે?

**એભલ**:-(અટ્ટ હાસ્યથી) હ: હ!

મેલ પંડીતાઈ, જો તું જીવવું ધારે;
જાણ માની પ્રેમદા! છે મોતને આરે.
ડરતા બધાં વનદેવ જ્યાં, મ્હારા સકંજાથી,
સટકે શિકાર શું હવે, પોલાદ પંજાથી?

બોલ! હવે કોણ છે ત્હારો મદદગાર? ક્યાં છે ત્હારો સરજનહાર?

**રૂમણ્વાન**:-(થોડાંક માણસો સાથે આવી પહોંચે છે) અલ્યા નીચ! નરાધમ, હીચકારા! સ્ત્રી ઉપર હથિયાર ચલાવનાર! છોડ તલવાર; નહીં તો જોઈ લે આ (તીર તાંકીને), જાન જતાં લાગશે ના પળવાર.

**એભલ**:-(આભો બની જાય છે. તલવાર પડી જાય છે. ધ્રૂજે છે.)

**રૂમણ્વાન**:-(સાથીદારોને) બાંધો સજડ, આ દુષ્ટને એના જ ટોળીઆ સાથે.

**સાથીદારો**:-ચાલ, સુઈ જા. (એભલ ખાટલા ઉપર સુઈ જાય છે. એનાં જ ફેંટાથી તેઓ એને બાંધે છે.)

**યૌગંધરાયણ**:-(પ્રવેશ કરી) ઓ: મિત્ર! તમે અહિંયા ક્યાંથી ભલા, આ સમયે?

**રૂમણ્વાન**:-(સાથીદારોને બાજુએ જવા આંગળીથી સાન કરે છે) (બન્ને જણાં ભેટે છે) વાહ, મિત્ર! ઠીક મેલાપ થયો. આપણાં કાર્યની પૂર્ણાહુતિના આનંદમાં, મહારાજના શ્વશુર તરફથી આવેલી, તેમની તથા દેવી વાસવદત્તાની પ્રતિમાઓ લઈને, હું તેમના રાજ્યાભિષેકના સમારંભમાં જતો હતો; ત્યાં, આ બિચારી એક અબળા ઉપર હાથ ચલાવનારી આ મૂર્ખ શિરોમણીની મર્દાનગી જોવાનો પ્રસંગ મળ્યો.

**યૌગંધરાયણ**:-નહીં રૂમણ્વાન! તમે ભુલો છો. મ્હારા તમારા જેવા, જેને માટે મોતને મુઠ્ઠીમાં લઈ કામ કરી રહ્યા છે, એ રાજમાતાને અબળા, નિરાધાર, બિચારી કેમ કહી શકાય?

**રૂમણ્વાન**:-(સાશ્ચર્ય) કોણ રાજમાતા ? મેં કોનો બચાવ કીધો ? ઓ: પ્રભુ! હું આ શું જોઉં છું ? શું સાંભળું છું ? (એભલ તરફ ફરી દાંત પીસીને) ઓ હીચકારા ! નામર્દ ! તને ઘટતી સજા જ થવી જોઇએ (ગુસ્સામાં તમંચા વડે એભલને મારી નાંખે છે.)

**વસંતિકા**:-ઓઃ અધર્મ ! આ શું કર્યું રૂમણ્વાન ? એકનો જીવ બચાવતાં બીજાનો જીવ લેવો એ કીયા ધર્મનું છે ફરમાન? બિચારાને પાપના પશ્ચાત્તાપનો સમય આપવો હતો.

**રૂમણ્વાન**:-હા, માતા! મ્હારી સહનશક્તિ હદ ઓળંગી ગઈ. હું ગુન્હેગાર છું. મને ક્ષમા કરો. (ઘુંટણ પડે છે).

**વસંતિકા**:-ક્ષમા વીરોનું ભૂષણ છે રૂમણ્વાન !

**યૌગંધરાયણ**:-માફ કરજો, માતા !

એ નરપિશાચને તો યોગ્ય શિક્ષા જ થઈ છે. એણે એક વાર મળેલી તકનો જ આજે આવો નીચ બદલો આપ્યો છે. હા ! હિંદુસ્થાન ! ધન્ય છે ત્હારી અનહદ દયા અને અપૂર્વ ક્ષમાશીલતાને ! ગમે તેવા સંકટોમાં પણ તેં ત્હારા એ સદ્દગુણો મૂકયા નહીં.

અનહદ દયા ત્હારી જ, તુજ કંગાલિયત કારણ બની,
યવનો ગયા ફાવી જ, તુજ બેહદ ક્ષમા ધારણ ગણી;
જકડાય છે તુજ દેહ, જોતાંયે સહનશીલતા ધરી,
મરતાંય ગુણીયલ ગુણ કરે, નગણાં નહીં સુધરે જરી.

**વસંતિકા**:-વાહ પ્રભુ ! વાહ !

કસોટી પ્રેમની કરવા, રચે છે દૈવ શું બાજી ?

**યૌગંધ**:-તરે જે પાર ધીરજથી, રહે તેના પરે રાજી.

**વસંતિકા**:-યૌગંધ ! તમને પણ મ્હારે માટે ઘણાં દુઃખો પડ્યા. (સનિઃશ્વાસ) આઃ, પ્રભુએ શું હશે ધાર્યું? નથી ધારી શકાતું એ.

**રૂમણ્વાન**:-બધું સારૂં થશે માતા ! ધરો શાંતી હવે હૃદયે.

**યૌગંધરાયણ:**–અદા કરવી ફરજ એ તો, અમારો ધર્મ છે માતા !
**વસંતિકા:**–સુકાની મંત્રી એ સાચો, રાજનૌકા તણો ત્રાતા.

હવે તો બહુ થયું યૌગંધ ! બાજી સંકેલો તો સારૂં. પ્રાણનાથનું દુઃખ મ્હારાથી, નથી દેખી શકાતું.

**યૌગંધરાયણ:**–હા. માતા ! હવે અમારી ધારણાં લગભગ પાર પડી છે. ચાલો, તમે તમારી વીણા હવે લઈ લ્યો; અને મહારાજના દરબારમાં ઉસ્તાદના વેશમાં હાજર થાવ. હું પણ બ્રાહ્મણનો વેશ લઈ ત્યાં આવું છું. (રૂમણ્વાન તરફ ફરી)

રૂમણ્વાન ! તમે પ્રતિમાઓ લઈ પ્રથમ જાવ. જોઈએ, શું થાય છે તે. ચાલો. (જાય છે).

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:**–(પદ્માવતીનું શૃંગાર ભુવન.)

**પદ્માવતી:**– ગાયન.

પ્રભાતે ઉઠીને...પૂજન કરીએ પતિનું (૨)
સ્નાન વિધિએ સ્નાન કરાવી (૨) પાન કરો પ્રીતીનું–પ્રભાતે.
સંતોષી...શિર–તાજ સદા...,ના...ભાન ભુલો ભક્તિનું (૨)
સ્વર્ગ સોપાનનું દ્વાર ખરૂં...એ (૨) સાધન છે મુક્તિનું–પ્રભાતે.

**ઉદયન:**–(પ્રવેશ કરી) અહઃ પ્રિયે ! મહારાજ મહાસેન તરફથી કાંચુકી વગેરે આવી પહોંચ્યા છે. દેવી વાસવદત્તાની પ્રતિમા પણ સાથે લાવ્યા છે. આજે કચેરીમાં હાજર થશે.

**પદ્માવતી:**–વાહ ! નાથ ! ત્યારે તો દેવી વાસવદત્તાના દર્શનનો અલભ્ય લાભ થશે. નાથ ! આપણાં સગાં વહાલાંના કુશળ સમાચાર સાંભળવાની મને ઘણી જ ઉત્કંઠા છે.

**ઉદયન:**–શું ? વાસવદત્તાના સગાં તે ત્હારાં પણ સગાં ? વાહ ! ધન્ય છે. સાચું કહ્યું.

**પદ્માવતીઃ**-વ્હાલા ! એમાં નવું શું લાગ્યું ?

પત્નિ હતાં એ આપના, તેવી જ હું પત્નિ ઠરી,
તો તેમના મ્હારાં સગામાં, અંતરે ક્યાં સંભવે ?

**ઉદયનઃ**-પ્રિયે, એ સર્વ સત્ય છે, પરંતુ એવું થોડાં જ સમજે છે.

છે કળીનો કાળ આ, સોંકયો ન સંપીને રહે,
ઈર્ષા અદેખાઇ કરી, બસ ઓજ પાપ તણો વહે;
સંતાપતી નિજ નાથને, સેવા તણું તો શું કહું !
હાઃ, સાવકા નિર્દોષ બાલકની કથાએ શું કહું !!

હાઃ ! (નિઃશ્વાસ મૂકે છે.)

**પદ્માવતીઃ**-હા નાથ !

થઇ છે કુલાંગારો ઘણી, કુલટા કુભાર્યાઓ વળી,
જે સોંકયના, નિર્દોષ ફર્જંદો પરે ઇર્ષા કરી,
કર્મો કરે એવાં કુટીલ, એ ક્ષણિક સુખ આશા ધરી,
જે સાંભળે કંપે હૃદય, ઝેરી ચલાવે છે છુરી.

પરંતુ.

દુનિયા તણો જે ઈશ, ન્યાયાધીશ સત્તાવાન છે,
જ્યાં કાંઇ પણ 'છાનું નરે,' ત્યાં એમનોએ ન્યાય છે;
ભોગવે છે કર્મના સર્વે ફળો, એ આ ભવે,
તે છતાં આંખો ન ખોલે, જાય નર્કે નિશ્ચયે.

**ઉદયનઃ**-પદ્મા ! તું ઘણી જ શાણી છે. ત્હારા સંબંધથી મ્હારાં આગલાં ઘણાં ખરાં દુઃખો વિસારે પડ્યા છે. પરંતુ, હાઃ, વાસવદત્તાની પ્રેમ મૂર્ત્તિ, નજર સ્હામેથી ખસતી નથી. કહે, કહે ! હું શું કરૂં ?

**પદ્માવતીઃ**-પરીક્ષકારો પ્રેમનાયે, વિશ્વમાં વિરલાજ છે,
અમૂલ્ય એવા પ્રેમ રત્નો, પાકવા મુશ્કેલ છે.

---

કુળવાન હોયે નાર તે, ભરથારનું ભાવ્યું કરે,
કુળવાન હોયે નાર તે, સંપી સગાંઓથી ફરે;
કુળવાન હોયે નાર તે, છિદ્રો ન ઘરનાં ખોલશે,
કુળવાન હોયે નાર ત્યાં, સંસાર અમૃતમય હશે.
વળી નાર જ્યાં કુળવાન છે, દુઃખો તણાં ડુંગર હશે;
શે સ્વિકારી સ્નેહથી, (પણ) નિજ સ્વામીને સુખ આપશે.

**ઉદયન:**–વાહ! વાહ! સાચું; અક્ષરે અક્ષર સાચું.

**પદ્માવતી:**–નાથ! ચાલો હવે, કચેરીનો સમય થયો છે.

**ઉદયન:**–હા. ચાલો. (જાય છે)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ:**–(મહારાજ દર્શકની કચેરી.)

(દર્શક, વત્સરાજ, તથા પદ્માવતી પ્રવેશ. ત્યાર બાદ રૂમણવાન વગેરે પ્રતિમાઓ સાથે પ્રવેશ કરે છે.)

(દરબારીઓ ઉભાં થઈ સ્વાગત કરે છે. બધાં પોતપોતાનું આસન લે છે.)

(વારાંગનાઓનું સાભિનય નૃત્ય)

**ગાયન.**

મોરી મટુકી કાનુડો ફોડ ગયો (૨)
ફોડ ગયો દધિ ઢોર ગયો—મોરી.
વગેરે. વગેરે.

જુઓ પુષ્પ ૧ માનું ૧૪.

**દર્શક:**–રૂમણવાન! શું આવ્યું છે મહારાજ મહાસેન તરફથી, ખોલો જોઇએ ? (રૂમણવાન વાસવદત્તાની પ્રતિમા ખુલ્લી કરે છે) (જોઈને) વાહ! કેવી સુંદર પ્રતિમા છે ?

## રસોત્પલ.




રસ-કુંજ વિષે, અલિ ગુંજ રહે,
રસ ભોગી વિના, રસ કોણ લહે ?

જુઓ પુષ્પ ૮ રસ-કુંજ પાન ૨૮૪

**પદ્માવતી**:-(જોઇને સ્વગત) ઓ: આ તો વસન્તિકાના જેવી જ જણાય છે ને ! (પ્રકાશ) નાથ! આ છબી શું આર્યા વાસવદત્તાની જ છે?

**ઉદયન**:-(સસ્મિત) હંહ...ઘેલી! મને તો લાગે છે, એ પોતે જ છે. (સ્વગત) હા: દૈવ ! આ સુંદર આકૃતિ ઉપર કેવી ભયંકર આફત! અરે ! આવું મનોહર મુખ અગ્નિદેવે કેમ દૂષિત કર્યું હશે ?

**પદ્માવતી**:-ઠીક, ત્યારે તેમની સાદ્દશ્યતા આપની છબી ઉપરથી જણાશે જ. (રૂમણ્વાન ઉદયનની પ્રતિમા ખુલ્લી કરે છે.) (પદ્માવતી જોઇને વિચારમાં પડે છે.)

**ઉદયન**:-દેવિ ! જ્યારથી તું એ પ્રતિમા જુવે છે ત્યારથી ત્હારા મોહાં ઉપર આનંદ અને ગ્લાનીનો મિશ્ર દેખાવ હું જોઇ રહ્યો છું. એ શું?

**પદ્માવતી**:-સ્વામીનાથ ! આબેહૂબ આ પ્રતિમાના જેવી જ એક સ્ત્રી અહીંયા હતી. જાણે એ જ હોયની !

**ઉદયન**:-શું, વાસવદત્તાના જેવી જ? ત્યારે તો એને સત્વર અહીંઆ બોલાવ.

**પદ્માવતી**:-નાથ ! આપણાં લગ્ન અગાઉ જ કોઇએક બ્રાહ્મણ, પોતાની બ્હેનને અહીં મૂકી ગયો હતો. પણ થોડાં દીવસથી આપણાં મ્હેલમાંથી એ ગુમ થઇ ગઇ છે. મહારાજે તપાસ માટે અનુચરો તો મોકલ્યા છે. પ્રભુ કરે તે ખરૂં !

**દર્શક**:-કોણ ? આ જ વસન્તિકા ? આ: !

**ઉદયન**:-જો એ બ્રાહ્મણની બ્હેન હોય, તો તો ખુલ્લું જ છે કે એ કોઇ બીજી જ હશે.

**પ્રતિહારી**:-(નમન કરી બીડેલો પત્ર આપે છે).

**ઉદયન**:-(વાંચીને) પદ્માવતી ! શું આ જ કે તે બ્રાહ્મણ ! (પત્ર આપે છે)

**પદ્માવતી:**–(હાથમાં પત્ર લઇ) હશે. પણ એને જવાબ શો દઇશું?

**ઉદયન:**–આવવા તો દે એને! (પ્રતિહારીને) જા, એમને માન સાથે અંદર લાવ.

**પ્રતિહારી:**–જેવી આજ્ઞા. (જાય છે)

(બ્રાહ્મણના વેશમાં યૌગંધરાયણ. પ્રતિહારી જોડે પ્રવેશ કરે છે)

**બ્રાહ્મણ:**–જય થાવ સ્વામીનો.

**ઉદયન:**–(સ્વગત) ઓઃ આ સ્વર તો મેં સાંભળ્યો હોય એમ લાગે છે. (પ્રકાશ) મહારાજ! શું આપની ભગિનીને આપ પદ્માવતી પાસે મૂકી ગયા હતા?

**બ્રાહ્મણ:**–જી, હા.

**ઉદયન:**–જુઓ, વાત એવી છે, કે, થોડાં દીવસ ઉપર એ ક્યાંય ભાગી ગઈ છે. એને શોધવા માટે અનુચરો ગયા છે, પરંતુ હજી કાંઈ પત્તો લાગ્યો નથી.

**બ્રાહ્મણ:**-(સક્રોધ) મહારાજ! આ શું કહો છો? તદ્દન બનાવટી વાત. મ્હારી બ્હેન ભાગી જાય જ નહી. લાવો, મ્હારી બ્હેન આપો, નહીં તો હમણાં જ હું જીવ દઇશ. હાઃ! રાજાઓમાં પણ કેટલો અધર્મ!

**ઉદયન:**–આઃ આતો ધર્મ સંકટ આવી પડ્યું.

(એકાએક વીણાનો સ્વર સાંભળી આશ્ચર્યવત્) અહઃ આ શું? મિત્ર વસંતક! આ સ્વર તો દેવી વાસવદત્તાની ઘોષવતી વીણાનો જ છે. જા તપાસ કર, અને એ વગાડનારને સત્વર અહીં તેડી લાવ.

**વસંતક:**–જેવી આજ્ઞા (જાય છે).

**ઉદયન:**–અહઃ ઘોષવતી! ઘોષવતી! શું તારો કોમળ સ્વર!

(વસંતક વીણા વગાડનાર સાથે આવે છે).

**વસંતક:**–આ રહ્યો મહારાજ, એ વીણાવાન્.

**ઉદયનઃ**-(વીણા દૂરથી જોઇને) હા. એ જ, એ જ એ ઘોષવતી. જોઉં ? (હાથમાં લે છે) એ જ. ખરેખર એ જ. આઃ! ઘોષવતી ! તું તો મળી. પણ તને વગાડવાવાળી નહીં મળી. ભલે. પણ,

તું તો ઘોષવતી ખરે અતિ ઘણી,
નિર્દય દિસે છે મને,
સ્વર ત્હારો સુણી કર્ણપ્રીય સુરીલો,
શું રાણી ગ્હાતી તને !
છાતીસું બહુવાર વાર ચાંપી,
ખોળે રમાડી સદા,
કાઢી હસીને સર્વ વાદ્ય તુજ વિણ
તેને સ્મરે તું કદા ?

હાઃ વીણા ! વીણા !

શું હૃદય તુજને નથી ? રાણી ગઈ સ્વર્ગે છતાં,
આનંદ સ્વર આલાપતી, વિશ્વે રખડતી તું સદા !

કહે,

સાચું કહે, શું છે હજી રાણી ભૂમીપર જીવતી ?
ને મોકલી છે શું તને, અહીં જાણવા મ્હારી સ્થિતિ ?

બોલ,

બોલ શો સંદેશ છે, આદેશ શો છે દેવીનો ?
ઢીલ ના નાદાન કર, તરછોડ કાં ઘેલી મને ?

કેમ નથી બોલતી ?

શું ભુલી ગઈ તું મને ? ઉદયાચળે પહેલાં મળ્યા,
સોંપી તને મેં રાણીને, ગાંધાર શબ્દો તેં કર્યા !

**પદ્માવતી**:-નાથ ! શા માટે આમ નકામો શોક કરો છો ?

**ઉદયનઃ**-ના, પ્રિયે ! ઘણાં દીવસની ભૂલેલી વાતો આ વીણા યાદ કરાવે છે.

આઃ !

નાગરાજે કહી ગયા'તા, હાર કરમાઈ જશે,
નાશ પ્રિયવરનો થતાં; તે તો હજી એવો જ છે !

હા. પ્રિયે ! નિશ્ચય, વાસવદત્તા જીવતી હોવી જ જોઈએ. તેના શીખવાડ્યા વિના આ વીણા કોઈ વગાડી શકે જ નહીં.

(વીણાવાનને) ભાઈ ! ત્હારૂં નામ શું ? આ તને ક્યાંથી મળી ? એને વગાડનારની તું કાંઈ ભાળ આપી શકીશ ?

**વીણાવાનઃ**–મ્હારૂં નામ સત્યવાન છે. હું જાણું છું તેટલું કહું છું. લ્યો સાંભળોઃ–

જૂઠ છાનું રહે ના કદી, રાયજી !
સાચને આંચ ના આવશે;
સત્યવાદી વદે સત્ય જે વાણ તે,
સંશયો સર્વદા કાપશે—જૂઠ.
વાસ લાખાગૃહે વત્સરાણી તણો,
દૈવ યોગે થયો નાશ તે;
જીવના જોખમે મેં બચાવ્યા હતાં,
તેમની આ પ્રસાદી ખરે.—જૂઠ.

**ઉદયનઃ**–શું તે હજી હયાત છે ?

**વીણાવાનઃ**–યોગ સાધી ફરે જંગલે જંગલે,
ઘોર તપ આદરી એ રહ્યા;
ચક્રવર્તી બનાવા પતિ એ મથે,

**ઉદયનઃ**–અહઃ !

**વીણાવાનઃ**– ભીષ્મ કીધી પ્રતિજ્ઞા વળી.

**ઉદયનઃ**–શી પ્રતિજ્ઞા ?

**વીણાવાનઃ**–"જ્યાં લગી ચક્રવર્તી બને ના પતિ,
ત્યાં લગી મુખ ના દાવશે;

**ઉદયનઃ**-અહઃ !

**વીણાવાનઃ**-હોંસથી રાગ વૈરાગમાં રાખશે,
તે પછી યોગને ત્યાગશે."

**ઉદયનઃ**-વાહ, સતી! વાહ ! ભાઇ, પણ એમનો પત્તો ક્યાં, એતો કહો?

**બ્રાહ્મણઃ**-મહારાજ ! હવે મને જવા દ્યો. મ્હારી બ્હેન આપો, નહીં તો આ કચેરીમાં જ બ્રહ્મહત્યા સમજજો.

**ઉદયનઃ**-ભાઇ, જરા સબુર તો કર; સાંભળ તો ખરો ! ( વીણાવાન તરફ ફરી) બોલ, બોલ; પછી ?

**વીણાવાનઃ**-દીધ વીણા મને તે સમે ભાખતા,
"કાઇ જે રાજ સારૂ દિયે;

**ઉદયનઃ**-બધું ? આખું ?

**વીણાવાનઃ**-(અને) ત્યાગ-વૃત્તિ ધરી આવવા એ ચહે,
તો તું તે નેજ હ્યાં લાવજે."

**ઉદયન અને પદ્માઃ**-( નિઃશ્વાસ નાંખી એકમેક સ્હામે જુવે છે ) દેવિ ! શું કરીશું? આઃ પ્રભુ !

**પદ્માવતીઃ**-પ્રાણાધાર ! રાજ્ય તો શું, પણ આપના સુખને માટે આ શરીર પણ વેચાતું હોય, તોયે અહોભાગ્ય મ્હારૂં. ખુશીથી રાજ્ય એમને સોંપો અને ચાલો આપણે જઇએ એ મહા યોગિનીના દર્શનાર્થે·

**ઉદયનઃ**-વાહ, દેવી વાહ! હાં. બીજું શું ?

**વીણાવાનઃ**-વળી કહેતા હતાં કે,
આપતા આ વીણા જ્ઞાન તેને થશે,
સંશયો સર્વથા વામશે;

**ઉદયનઃ**-ખરૂં. ખરૂં.

**વીણાવાનઃ**-ચક્રવર્તી મહારાજ જો એ હશે,
માનવી દેવ એ કહાવશે.

**ઉદયનઃ**–વાહ! લાવો જલ.

**સેવકઃ**–જી. હજુર. (જલ આપે છે.)

**દર્શકઃ**–ઉદયન! આ શું કરો છો?

**ઉદયનઃ**–(હાથમાં જલ લઇ) હમણાં મને ના સતાવો.

**વીણાવાનઃ**–મહારાજ! સંકલ્પ બંનેના હાથે થવો જોઇએ.

**વસંતકઃ**–આ પણ કોઇ ઉઠાવગીર લાગે છે.

**પદ્માવતીઃ**–(જલ માટે હાથ લાંબો કરે છે.)

**વસંતકઃ**–મહારાજ! આ સમયે આપના મિત્ર નાગરાજને કેમ નથી સંભારતા?

**ઉદયનઃ**–હા, મિત્ર! ઠીક કહ્યું. ચાલ, વીણા વગાડું (બેસીને વીણાવગાડે છે.)

**ગાયન.**

અંતરયામી હૃદય નિરંજન (૨)
ભયભીડ ભંજન નયન સુઅંજન–અંતરયામી.
આવો પ્યારા શાંતિ ધારા...(૨)
મનસુખ મંજન સુહૃદ સુરંજન–અંતરયામી.

**નાગરાજઃ**–(વિમાનમાંથી ઉતરે છે) કલ્યાણ! કેમ, શું છે કુમાર?

**ઉદયનઃ**–(નમસ્કાર સાથે) મહારાજ! આપ કયાં નથી જાણતા? રાણી વાસવદત્તા જીવતી છે; તેને શોધીને, સમજાવી લાવવી છે. યૌગંધરાયણના મરણ વિષે પણ મને તો હવે શંકા જ લાગે છે.

**નાગરાજઃ**–હા. કુમાર! સાંભળઃ–

નિર્મળ હૃદયો છે બંનેના, શંકા લાવ નહીં તલભાર,
શુદ્ધ અને અદ્વિતીય સતી, વાસવદત્તા ના ફેર લગાર;
તપ બંને મંત્રી રાણીનું, એક એકથી જાય વધી,
જે બળના ફળથી શોભે છે, ઉદયન આજે ચક્રવર્તી.

**ઉદયનઃ**-અરે પણ છે કયાં, એ તો કહો ?

**નાગરાજઃ**-ધીરજ ધર કુમાર ! એ ક્યાંય દૂર નથી. જો,

વીણવાન નથી આ જો તું, છે વાસવદત્તા રાણી;
બ્રાહ્મણ જે માંગે છે ભગિની, એ મંત્રી લેને જાણી.

**બધાંઃ**-(સાશ્ચર્ય) આ:! શું આ વાસવદત્તા ? અને આ મંત્રી ? (ઉભા થઈ જાય છે)

(બંન્ને જણાં ઉપરના વસ્ત્રો ઉતારી, છતાં થાય છે)

(વાસવદત્તા ઉદયનને ભેટી પડે છે. પ્રેમાલિંગન.)

**ઉદયનઃ**-વાહ પ્રભુ !

**યૌગંધરાયણઃ**-જય થાવ સ્વામીનો !

**પદ્માવતીઃ**-(દર્શક તરફ ફરી સાશ્ચર્ય) ઓઃ મહારાજ ! આ તો એ જ વસન્તિકા !

**દર્શકઃ**-(આશીશ દે છે) સુખી રહો.

(બધાં સ્તબ્ધ બની જોઈ રહે છે.)

(ઉદયન અને વાસવદત્તા સ્ટેજ ઉપર જરા આગળ આવી)

**ગાયન.**

**વાસવદત્તાઃ**-તમારા નામને જપતી,
પ્રભુજી હું તો, એકલડી ભ્રમતી—તમારા૦
આપ વિયો...ગે અલબેલા હું,
નયન સજળ ભરતી,—પ્રભુજી હું તો૦

**ઉદયનઃ**-બાળા સુંદીર સ્નેહ રસાળ,
રસીલી રસભીની નાજુક નાર,
છબીલી મમ જીવન તણો આધાર,
વૃથા તું શાને શોક ઉરે...ધરતી ?-તમારા૦

**વાસવદત્તાઃ**-તમારા નામને જપતી—પ્રભુજી હું તો૦

## સાખી.

નાથ નામ જપતી સદા, રઝળી વન મોઝાર;
નાથ ઉન્નતિ આશમાં, સહતી દુઃખ અપાર.–પ્રભુજી હું તો૦

**પદ્મા**:-(ઘુંટણ પડી) દેવિ! અજાણતામાં મ્હારાથી આપનું યોગ્ય સન્માન ન થયું તેની ક્ષમા આપશો.

**વાસવદત્તા**:–(હાથ પકડી ઉભી કરે છે) સતી! ક્ષમા તો આ અપરાધી શરીરને યાચવી ઘટે. (આલિંગન દે છે અને બન્નેય ઉદયનની બાજુમાં ઉભા રહે છે).

**ઉદયન**:–મંત્રીવર! દેવીને જ લઈ જવાનું આપને શું સુઝયું?

**યૌગંધરાયણ**:–મહારાજ! કૌશાંબીનું રક્ષણ કરવા માટે જ.

**ઉદયન**:–અને દેવીને પદ્માવતી જોડે મૂકવાનું પ્રયોજન?

**યૌગંધરાયણ**:–મહારાજ! મહાન્ ભવિષ્યવેત્તાઓનું ખાસ અનુમાન હતું, કે, "રાણી પદ્માવતી આપનાજ પત્નિ થશે."

**ઉદયન**:-વાહ! વાહ! ધન્ય છે તમારા ધૈર્ય અને વિચારશક્તિને.

**યૌગંધરાયણ**:–મહારાજ! ફરજ શિવાય વધારે સેવકે કાંઈ જ કર્યું નથી.

**દર્શક**:–(નાગરાજને) મહારાજ! મ્હારૂં રાજ્ય ઉદયનને સોંપી આજથી હું વાનપ્રસ્થાશ્રમ ભોગવીશ. માટે પદ્માને અને ઉદયનને રાજતિલક આપના હાથે જ કરો.

**પદ્માવતી**:–નહીં, બંધુ! રાજતિલક મને નહીં પણ પટ્ટરાણી વાસવદત્તાને જ થવું જોઇએ.

**વાસવદત્તા**:–ના, દેવી! એ આપને જ ઘટે.

**નાગરાજ**:–શા માટે આમ? બન્નેના હક્કો સમાન જ છે. (ત્રણે જણાને તિલક કરે છે અને આશીર્વચન દે છે) જગત્માં અમર નામના મેળવો.

**ઉદયન:**—અહા ! મ્હારા નિખાલસ સેવકો ! હું તમારા ઉપકાર નીચે કેટલો દબાયો છું ! આ આખું રાજ્ય જેને હું મ્હારૂં ગણી બેઠો છું એ કેવળ તમારા જ પરાક્રમની પ્રસાદી છે. ખરેખર, રાજ્યના સાચા સ્થંભો, તેના મંત્રીઓ અને સલાહકારોજ છે. રાજા તો માત્ર પૈડાં વગરનો રથ છે, જે મંત્રી તેમ જ સલાહકારો રૂપી પૈડાંથી ચાલી શકે છે; જ્યારે, તેમાં બેસનારી પ્રજા, કાયદાની લગામ હાથમાં રાખી વ્યવહારરૂપી ઘોડાઓને હાંકી, પૃથ્વીની ગમે તે દિશામાં નિર્ભયતાથી મુસાફરી કરી શકે છે. તેમાં પણ વળી જ્યાં નિઃસ્વાર્થ ઉચ્ચભાવના વાળા યૌગંધરાયણ જેવા મંત્રી અને રૂમણ્વાન જેવા સલાહકારો હોય, ત્યાં જ આવું નૈસર્ગિક કળા કૌશલ્ય આંદોલન કરે; ત્યાં જ શાસનપદ્ધતિ સરળ અને સુગમ હોઈ શકે; અને નિઃશંક ત્યાં જ પ્રજા સારી કેળવાયલી, વફાદાર અને સમય આવે આત્મ બળિદાન આપવા તત્પર રહી શકે.

**રૂમણ્વાન**:—મહારાજ ! પ્રજાના દુઃખોના કારણો શોધી તેને નિર્મૂળ કરવા; સર્વ પ્રજા પોતપોતાની ઉમેદ પ્રમાણે યોગ્ય કેળવણી લઇ શકે અને વર્ણાંતરના ભેદભાવ વિના પોતાની લાયકાત પ્રમાણે હોદ્દાઓ મેળવી શકે એવી ગોઠવણ કરવી; વળી રાજ્યમાં સર્વત્ર કળા કૌશલ્ય અને સર્વ પ્રકારે સુખાકારીનો ફેલાવો થાય અને પ્રજા ઉન્નત સ્થિતિએ પોહોંચે એવી યોજનાઓ ઘડી તેને અમલમાં મૂકવી; તેમ જ પ્રજાને ગુલામ બાયલી બનાવનાર દૂષિત કેળવણી દૂર કરી પ્રજા પોતાનું જીવન સુખદ રસમય બનાવી સ્વતંત્ર રીતે પોતાનો ગુજારો કરી શકે, અને રાજ્યને લગતા ધારા ધોરણો કાયદા કાનુનો તેમ જ પોતાનો ન્યાય પોતે જ કરી લેવા શક્તિ ધરાવતી થાય; એવી પ્રણાલીકા બાંધી, રાજા અને પ્રજા બંનેનું સરખું હિત જાળવી કાર્ય કરવું, એ તો સામ્રાજ્યના મંત્રીઓનું કર્તવ્ય જ છે. અને એ શિવાય વિશેષ અમે કાંઇ પણ કર્યું હોય એમ હું માનતો નથી.

જે મંત્રીઓ પોતાની દૈવી સત્તાનો દુરૂપયોગ કરી, કેવળ પોતાનો સ્વાર્થ સાચવવા માટે જ ભ્રષ્ટ બુદ્ધિ રાજાની હા માં હા મેળવી, તેને ખુલ્લી રીતે ખરો માર્ગ નહીં બતાવતાં, આડે રસ્તે દોરવી, રાંકડી રૈયત તરફ બેવફા નીવડે છે, તેઓ પ્રભુના મ્હોટા ગુન્હેગાર બને છે; આ લોકમાં અપકીર્તિનો જ ગાંસડો બાંધે છે; અને રાજા પ્રજા બંનેનું બગાડી, અંતે ભયંકર નર્ક યાતનાઓની યંત્રણાઓ અનુભવે છે.

**યૌગંધરાયણ**:–મહારાજ! જ્યાં આપ સમાન પૂર્ણચંદ્રની આણ ફરતી હોય, જ્યાં વાત્સલ્યભાવથી, વર્ણભેદ રહીત, શુદ્ધ, પ્રજાના હિતને ખાતર જ રાજ્યતંત્રની પ્રણાલિકા હોય, અને જ્યાં રાજા, પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી હોય, જ્યાં ન્યાયમંદિરોમાં, છેક રંકથી તે રાજા સુધી સર્વને સરખો ન્યાય આપવા, જેઓના હૃદયમાં સાક્ષાત્ ન્યાયમૂર્તિ જ આનંદથી આંદોલન કરતી હોય એવા ન્યાયાધિશો હોય, એવા રાજ્યના સ્વર્ગીય સુખ ભોગવનારી પ્રજાનું દરેકે દરેક અંગ, પોતાના દેવતુલ્ય નીતિપરાયણ રાજાનું પોતાની સર્વ શક્તિથી રક્ષણ કરે એમાં શી નવાઈ?

પરંતુ જે રાજ્યમાં, રાજ્યનું શાસનતંત્ર, વર્ણાંતરની અંતર્ગત ભિન્ન ભાવનાથી પક્ષપાતના દૃષ્ટિબિંદુથી રચાયલું હોય છે, અર્થાત, જ્યાં રાજ્ય-તંત્રીઓના કાયદાઓ રાજ્યાધિકારીઓને લાગુ પડતા નથી, એટલું જ નહીં, પરંતુ, પ્રજામાં પણ માત્ર વર્ણભેદના મનાતા નૈસર્ગિક દોષને લીધે, વિષમ દૃષ્ટિથી જુવે છે; વળી જ્યાં પ્રજાના હિતને બહાને લાંચિયા સત્તાધિશો ફાવે તેમ પોતાની સત્તાનો ઉપયોગ કરે છે; જ્યાંના અધિપતિઓ, સ્વાર્થની નીચ, ચાંડાળ વૃત્તિથી, કંગાલ ભૂખે મરતી ગરીબ રૈયતના કરૂણાજનક આર્તનાદો તરફ, આંખ આડા કાન કરી તેઓને પૈસે તાગડધિન્ના કરે છે; અને પોતાના મોજશોખો પુરા પાડવા, તેઓના ઉપર અસહ્ય રાક્ષસી જુલ્મો ગુજારી પોતાના અમાનુષીપણાંને વ્યક્ત કરે છે; જેથી પ્રજા દિવસે દિવસે

વધારે અને વધારે ધનહીન, વીર્યહીન તેજહીન અને બલહીન થતી જાય છે; એવા રાજ્યના અધમવૃત્તિના નરરાક્ષસોના પૂર્વ જન્મના તપતા પુણ્યનું પરિવર્તન થતાં જ, સર્વ વ્યાપી પરમાત્માની અદલ અદાલતમાં તેઓનો ન્યાય પણ શરૂ થાય છે. શત્રુ રાજ્યો આવા છિન્ન-વિછિન્ન રાજ્યની નિર્બળતાનો યોગ્ય લાભ લઇ ચોમેરથી તેના ઉપર આક્રમણ કરે છે. અને પાપનો ઘડો ભરાતાં જોતજોતામાં એવા ગર્વ મંડીત રાજ્યતંત્રનો સૂર્ય, રાજ્યના સ્થંભ-રૂપ પ્રજાને પોતાની પિશાચ વૃત્તિથી નિર્બળ, નિર્માલ્ય બનાવી પોતાના હાથે જ ખોદેલી ઘોરમાં (કબરમાં) હતો ન હતો થઇ જાય છે.

**બધાં:-** **ગાયન.**

પ્રેમ બંધન અજબ અજબ (૨)
બ્રહ્મગાંઠ સમી એ ગાંઠ,
ત્રૂટે નવ છૂ...ટે-પ્રેમ.
સાવિત્રી સુકુમાર શાણી,
પ્રેમ-બંધનમાં મુંઝાણી (૨)
સ્નેહ સરિતા...એ...નીર કદી નવ ખૂ...ટે-પ્રેમ.



# સાહિત્ય સેવા મંદીરના સભાસદ

## શા માટે થવું ?

### કારણ,

### એક પંથ દો કાજ.

સભાસદ તરીકે તમે ભરેલી રકમનો સદ્‌વ્યય થવાની ખાત્રી સાથે,

૧. સુંદર સાહિત્યના ઉચ્ચતર પ્રદેશમાં વિહાર કરવાની તક,

૨. ઠગાવાની જરાય ધાસ્તી વિના તમારૂં કાર્ય એક પોષ્ટ-કાર્ડથી ઘેર બેઠાં સુવ્યવસ્થિત રીતે કરી લેવાની સગવડ,

અને,

૩. લેખક સભ્યોની સ્તુત્ય કૃતિઓને પ્રોત્સાહન મળી શકે.

સાધારણ સભ્યો માટે વાર્ષીક લવાજમ રૂપીઆ ૩).

સભાસદ થવાની ઇચ્છા ધરાવનારે નીચલે સરનામે સંચાલકને એક પોષ્ટ કાર્ડથી લખી જણાવવું.

**ખત્તરગલી, અમરવાડી, બીજે માળ,**

**મુંબઈ નં. ૪.**

# હાસ્ય-રંગ



## પુરૂષ પાત્રો.

**નાથાલાલ:**–વિલાયતથી ડીગ્રી લઇ આવેલ બેરીસ્ટર. ચંદનગૌરીના પ્રાણેશ.

**સુખપાલ:**–નાથાલાલની નોકરીમાં રહેલો ભૈયો.

**સંત:**–વેશધારી આડંબરી મહંત.

**સોમલો:**–સુરતી લાલીયો. નાથાલાલનો નોકર.

## સ્ત્રી પાત્રો.

**ચંદનગૌરી:**–નાથાલાલની હૃદય વલ્લભા.

**તારા:**–નાથાલાલની ભત્રીજી.

**મોંઘી:**–નાથાલાલની બ્હેન.

# પ્રવેશ ૧ લો.

(સંતાનની કામનાવાળી નાથાલાલ બૅરીસ્ટરની મદમસ્ત પત્નિ ચંદનગૌરી પ્રવેશ કરે છે.)

**ચંદનઃ**–(સ્વગત) **ગાયન.**

આજ પ્યારા પ્રેમે પધરાવું (૨)
પુષ્પ સમી કાય, આ મ્હારી કરમાય(૨)
નાથ નગીના રીઝાવું—આજ૦
વિધ વિધ ભોજન, હું પ્રીતે બનાવું(૨)
નાથ રમાવું જમાવું—આજ૦

**નાથાલાલઃ**–(પ્રવેશ કરી.)

શાણી સુઘડનારી આજે બની ભારી !
કર્યો મને વશ માન;
પ્રીતાની રીતી શિખી સારી રીતે,
ભુલાવ્યું મને મારૂં ભાન
—આજ પ્યારા.

**નાથાલાલઃ**–વેલ ડીઅર (well dear) ! આગળના જેવી ત્હારા મોઢાં ઉપર ચમક કેમ નથી ? મોઢું કેવું ફીકકું ફચ્ચ થઇ ગયું છે ? શું છે કહે તો ખરી ?

**ચંદનઃ**–(સનિઃશ્વાસ) શું કહું નાથ ! સાત સાત વર્ષોના વહાણાં વાયા; કાંઇ બાળક ઘરમાં હોય તો કેવું સારૂં ?

**નાથાલાલઃ**–ઓઃ લો ! (oh. lo !) એને માટે આટલું બધું ? જો, ભગવાન ગીતામાં શું કહે છે ?

**कर्मण्येवाऽधिकारस्ते मा फलेषु कदाचन ।**

ભગવાન અર્જુનને કહે છે 'હે અર્જુન ! ત્હારો અધિકાર માત્ર કર્મ કરવાનો જ છે, તેના ફળની ચિંતા કરવાનો નથી. ઇટ્ ફૉલોઝ (it follows)

કે એનું ફળ તો વહેલું મોડું મળવાનું જ. જો તને ગીતામાં જ બતાઉં. લૈયા ! ઓ લૈયા !

**તારા:**–(બાજુએ ઉભી)

વાયા વાયરા વિલાયતના, આવ્યા બારની ડીગ્રી લઈ;
પાંડિત્ય શું કાકા તણું, વાહ ! ભણ્યા પણ ગણ્યા નહીં.

**સુખપાલ:**–જી સાહબ,

**નાથાલાલ:**–એક અચ્છા ગીટા લ્યાવ. જલદી જાવ. લ્યો એ. (રૂ. પાંચની નોટ આપે છે.)

**સુખપાલ:**–અચ્છા સાબ. (જાય છે.)

**ચંદન:**–નાથ ! મને તો થાય છે કે કોઈ સંત મહંતની કૃપા થાય તો સારૂં. (બબરચી એક પ્લેટમાં શીરો લઇ આવે છે.)

**નાથાલાલ:**–ગાંડી ! ઇટ ઇઝ ઑલ હંબગ (it is all Humbug)

**બબરચી:**–દેખીયે સાહબ ! આજકી ચીઝ કયા અફલાતુન બની હય, કૈસી લહઝતદાર હય ?

**નાથાલાલ:**–(ખાઇને) આ શું છે બબરચી ?

**બબરચી:**–વેલ સર ! (well Sir) આજ તો શિર્ફ નિલ્લાકે તેલમેં શીરા બનાયા હય. દેખીયે કયસા લહઝતદાર હય ?

**નાથાલાલ:**–(કંટાળ્યા ભર્યું મ્હોં કરી) છટ્ બેવકૂફ ! શીરો તે તેલમાં સારો થાય ?

**બબરચી:**–બટ ઇટ સેવ્ઝ મની સર (but it saves money sir) !

**નાથાલાલ:**–(ગુસ્સામાં) છટ્, બિલકુલ ગધા !

કસર કરવાને કહ્યું ત્યાં, શેકયો તેલમાં શીરો;
માણસ મળે છે એવાં કે, બસ જંગલી ઢોરો.

ચાલ, ચાલ્યો જા અહીંથી. (બબરચી જાય છે).

**સુખપાલઃ**–હાંઃ ! (હાંફે છે) લીજીયે જનાબ! બહુત બજનદાર હય. થક ગયા. આઃ (લથડી પડે છે).

**નાથાલાલઃ**–(ઘેટાંનું બચ્ચું જોઇ) અરે ઉલ્લુ ! એ કયા લાયા ? ગીટા લાનેકું બોલા તો યે જાનવર કયું લાયા ?

**સુખપાલઃ**–તો સાહબ, હમ કયા કરી ? મારકીટ ભર પૂછા. સબ ઇસીકુ હી તો ઠીક બતાતે રહે. અચ્છા તો હય. ઔર અચ્છા કૌનસા મિલેગા ? દામ ભી તો ઠીક ઠીક લગા હય. શિર્ફ દો રૂપૈયામેં તો કુલ આયા હય.

**નાથાલાલઃ**–અરે મૂર્ખા ! ગીટા ચૌપરી લ્યાવો. આ પાછી આપી આવ જા. (પુંછડીથી પકડી ફેંકે છે)

**સુખપાલઃ**–મૂરખ હમ હય યા આપ ? પૂછો કીસીકો. ચહૂ પદી (ચાર પગાળી) તો હય. એ કયા ? (ચાર પગ ગણી બતાવે છે)

( નાથાલાલ ઉંડો નિઃશ્વાસ મૂકે છે.)

**તારાઃ**–વાહ ! કોઇમાં વીણામણ નથી.
દેવા ટુંકા પગારો, તેમાં પણ આવે વાઈ;
નોકરો શા'ણાં મળે કયાં ? વાહ ! ભણ્યા પણ ગણ્યા નહીં.

**સુખપાલઃ**–ઔર યહ પાછીકુ (પુંછડીને) વો કયા કરેંગે ? નહીં ચાહીયે તો કાટદો સાલીકો. (પુંછડી કાપી નાંખવાની ચેષ્ટા કરે છે)

**નાથાલાલઃ**–નૉન સેન્સ (Non-sense). આ બેવકૂફે તો મ્હારા ભેજાંનું દહીં કરી નાંખ્યું. અરે ગધેડા ! રહેવા દે. રહેવા દે, મરી જશે. બચનેકી (વાંચવાની) ચૌપરી ગીટા આતી હય વો લ્યાઓ.

**સુખપાલઃ**–શેઠજી યહી બચેગી ( બચશે ). કયા અયસીહી મર જાયગી ? રખ્ખો હમારી પાસ. ખવાવો, પિવાવો, દેખો કયસી મસ્ત હો જાતી હય.

**નાથાલાલઃ**-હવે જાય છે અહીંથી? (પગમાંથી જોડો કાઢી મારવાની તૈયારી. ભૈયો ઘેટું પાછલા બે પગેથી ઉચકી મારવાની ચેષ્ટા કરતો ભાગી જાય છે) ચાલ હું જ ઑફીસથી આવતાં લેતો આવીશ.

ગીતા સાટે ઘેટું લાવ્યો, તોયે કરે છે જોરો;
માણુસ મળે છે એવાં કે, બસ જંગલી ઢોરો.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળઃ**-( મુંબાઈ. નાથાલાલનું દીવાનખાનું. )

**ચંદનઃ**- **ગાયન.**

શા ઢોંગ છે જગના! ભલા—(૨)
ગીતાજીની છે શું વાણી,
લોકો શું લઈ દોડ્યા તાણી!
ગાડરીયોજ પ્રવાહ દિસે આ,
જીવનની ધુળ ધાણી કરે—શા.
"વૈરાગથી અદકો સમજાવે,
કર્મ માર્ગને શ્રેષ્ઠ બતાવે,
મોક્ષ તણું મહાદ્વાર ખરૂં જે,"
શ્રી-મુખ સારંગ પાણી અરે—શા.

વાહ જગત્! વાહ! શું લોકો લઈ દોડ્યા છે! બસ, "વૈરાગ્ય લ્યો, વૈરાગ્ય લ્યો." આ ભગવાન તો ખુદ શ્રી મુખે ગીતામાં કહી રહ્યા છે કે "બસ, કર્મમાં જ મચ્યા રહો." ત્યારે આપણે પણ પ્રયત્નો શા માટે બાકી રાખવા?

હાં, પણ હજી મહંત કેમ નહીં આવ્યા?

**સુખપાલઃ**-બાઈ સાહેબ! મહારાજ બાહેર ખડે હય.

**ચંદનઃ**-અચ્છા, આને દો ઉનકુ, ઔર તુમ બહાર બૈઠો. (સંત પધારે છે)

ઓઃ ગુરૂદેવ ! (પગમાં પડે છે)

**સુખપાલ**:–(ડોકીયું કરી) યે કયા ગજબ ! (એકદમ પાસે આવી) બાઇ સાહબ ! બાઈ સાહબ ! કયા હો ગયા ? (હાથ પકડી ઉઠાડવા જાય છે)

**ચંદન**:–(હાથ તરછોડતી) બેવકૂફ ! તુમકો બહાર બેઠનેકુ બોલા, તો ઇધર કાયકુ આયા ?

**સુખપાલ**:–(કપાળે હાથ દઈ સનિઃશ્વાસ) અરે ! સાલી યે ભી તો કોઈ ભલાકી દુનિયા હય ? (ચાલ્યો જાય છે)

**સંત**:–(સ્વગત) આઃ શિકાર તો ઠીક હય ! (પ્રકાશ) બાઈ ! કયું રો રહી ? કયા તકલીફ હય ? (હાથ પકડી ઉભી કરે છે).

**ચંદન**:–(ઘુંટણીએ પડી, હાથ જોડી) ગુરૂદેવ !

સંતો તણી સેવા કરૂં, સંતાનની ઇચ્છા ઘણી;
આપો પ્રસાદ કૃપા, રહેશે આપની દાસી ઋણી.

સાથે સાથે કાંઈ વશીકરણ મંત્ર હોય તો...

**તારા**:–(સ્વગત) આ તો કાકા ઉપર પણ આવી પડી.

વાહ ! ભણ્યા પણ ગણ્યા નહીં.

**સંત**:–ઉસમે કયા બડી બાત હય ! હમ બાલ બ્રહ્મચારી કયા નહીં કર સકતે ! (આસનો કરી બતાવે છે) દેખો, યહ ગરૂડાસન; યહ પદ્માસન; યહ મયૂરાસન; યહ ઊર્ધ્વાસન. (ચંદન આશ્ચર્યથી જોઈ રહે છે)

**સુખપાલ**:–(સ્વગત) અરે બાબા ! અભી દિગંબરાસન ભી કરેગા કયા ?

**સંત**:–ઔર સબ ચૌરાશી આસન હમ જાનતે હય. નાકમેંસે ધાગા લગાકર મ્હોંમેંસે નિકાલ સકતે (નેતી); બત્તીસ હાથકી ધોતી પેટમેં ઘુમાં-કર નિકાલ સકતે (ધોતી); ઔર બીજરોલી (વજ્રવલી) કરકે, પીશાબકી નલીસે દૂધ પાણી તૈલ ઉપર ખીંચ સકતે.

**ચંદન**:–(સાશ્ચર્ય) આપ તો મહા સમર્થ છો. દયા કરો, ક્ષમા કરો, અમ પામરનો ઉદ્ધાર કરો ! (ખોળો પાથરે છે).

**નાથાલાલ**:-(પ્રવેશ કરી) આ શું ધતીંગ ? ત્ય !

**ચંદન**:-ના, નાથ! ધતીંગ નથી. ગુરૂજી બહુ જ્ઞાની છે, યોગી છે, અને બાલ બ્રહ્મચારી છે. કેમ ભૂલો છો ? ગીતાજી શું કહે છે ?

कर्मण्येवाऽधिकारस्ते વગેરે.

**તારા**:-(સ્વગત) ગીતાની ગાથા કરે, અક્ષર પણ જાણે નહીં;
વાતોની છે શી વડાઇ, વાહ ! ભણ્યા પણ ગણ્યા નહીં.

**નાથાલાલ**:-હાં હાં આય સી ! (I see !) ખરૂં છે. ભલે અજમાવો લક (luck)ને. કેમ ગુરૂજી ! છે કાંઈ ઉપાય ?

**સંત**:-બેટા ! સબ ઠીક હો જાયગા. સસંપુટ ચંડીપાઠ કરના પડેગા. બહોત પઢકે આપકા વીર્ય જલ ગયા હય, સો તુમકો તો નવ રોજ શિર્ફ જલભર ઉપવાસ કરના પડેગા. ઔર રોજ પૂજન બાદ એક ગોલી, તાજા ગદ્ધીકે દૂધકી સાથ બાઇકો ખિલાકર......( નાથાલાલના કાનમાં કાંઇ કહે છે); જીસીસે કોઇ અદ્દભુત પરાક્રમી સંતાનકી પ્રાપ્તિ હોગી. દેખના, બરોબર શ્રદ્ધાસે કામ કરના; નહીં તો, દેવીકા કામ હય !

**નાથાલાલ**:-(સ્વગત) મહારાજનું કહેવું તો અક્ષરે અક્ષર સત્ય છે. આ અંગ્રેજી થોથરીયાંનો સ્ટડી (study) કરતા, એનર્જી (energy) એટલી તો વેઇસ્ટ (waste) થાય છે કે, ભણીગણીને ધંધે લાગવાનો સમય આવે, ત્યાં તો માણસ બિલકુલ વીર્યહીન બની જાય છે, અને × × × કામનો ભાગ્યેજ રહે છે. (પ્રકાશ) મહારાજ ! યહ સબ કામ આપ ઠીક ઠીક સંભાળ લીજીયે.

**તારા**:-(સ્વગત) જોઈ લ્યો ! વાહ ! ભણ્યાં પણ ગણ્યાં નહીં.

**સંત**:-એક બાજા ભી મંગવાના ભલા ! અચ્છા, મૈં જરા બહાર ઘૂમકે આતા હું.

**તારા**:-વાહ, મહારાજ ! વાહ ! ઠીક જમાવી.

**સંત**:-નારાયણ ! નારાયણ ! (જાય છે).

**નાથાલાલઃ**–ભૈયા ! ઓ ભૈયા !

**ચંદનઃ**–ભૈયા ! જો શેઠ બોલાવે છે.

**સુખપાલઃ**–જી જનાબ. કહીયે.

**નાથાલાલઃ**–દેખ. બાઈકો દવાઇ કરના હય.

**સુખપાલઃ**–જી.

**નાથાલાલઃ**–તો કોઇ અચ્છા ગદ્ધાઇ લ્યાઓ. જાવ જલદી. અચ્છા દેખના. યે પૈસા લે જાવ. (વીસ રૂપીઆ આપે છે) (સ્વગત) મ્હારો બેટો જનાવર લાવવામાં તો બહુ હોંશિઆર છે.

**તારાઃ**–(પ્રકાશ) કાકા! આ શું માંડ્યું છે ? બાવાના ભવાયા આપણે ત્યાં શા ? એવા ઢોંગી ધુતારાઓ તો ઘણાંએ ફરે છે.

**ચંદનઃ**–જુઓ, આવ્યા આ ડાહી બ્હેન, શિખામણ દેવાને. શરમ લાગે છે કાકાને કહેતાં ! લ્યો, ચઢાવો હજી બ્હેનને છાપરે.

**નાથાલાલઃ**–તું એમાં નહીં સમજે બેટા ! જા, લેસન કર.

**તારાઃ**–(પ્રકાશ) આઃ પ્રભુ !

વડીલોની આ દશા, તો બચ્ચાંઓની ક્યાં રહી ?
બચ્ચાં બીચારાં શું કરે, જ્યાં વડીલો ભણ્યા પણ ગણ્યા નહીં.

**ચંદનઃ**–(ભવાં ચઢાવી ગુસ્સામાં) હવે જાય છે અહીંથી લપલપ કરતી ?

**તારાઃ**–(જરા તરડાઇને) ક્યાં જાઉં ? શરમ નથી આવતી આવા ભવાયા કરતા ?

**ચંદનઃ**–(સક્રોધ).

**ગાયન.**

છકેલ છેક છોકરી ! કરે શું આમ ઠેકડી ?
બધાં ગમાર જાણતી, ઉરે ફૂલાતી શું વળી !
પિતા સમાન તેમની, ન લાજ લેશ તેં ધરી;
વળી વધારી જીભ તો, કપાવી નાખું આ ઘડી.

(તારા ઉપર ધસી જાય છે).

**નાથાલાલ**:–જવા દે, જવા દે હવે, એ તો નાદાન છે.

**તારા**:–(નિડરપણે) ભલે,

કપાય જીભ સહસ્રધા, કપાય અંગ ભાગ સો;
ન સત્યથી ડરીશ લેશ, કાકી આપ જાણજો.
ગમારતા વધારતા, હજીય બેઉ તો દિસો;
ન ભાન એ તણું, જરા વિચારી દીલથી જુઓ.

**ચંદન**:–(નશ્કોરાં ફફડાવતી સાંભળ્યા કરે છે.)

**તારા**:–

ગીતા તણો ન મર્મ જાણતાં, અધર્મ આદરો;
હજી ન ચેતશો, (તો) મજેજ નર્ક માર્ગ પાધરો.

**ચંદન**:–(ગુસ્સાના પૂર્ણ આવેશમાં આંખોથી જાણે અગ્નિ વરસાવતી હોય એમ.)

બની બહુજ પંડીતા, હરામ ખાધું તે કર્યું;
ફરી બતાવ્યું મૂખ તો, ઉતારી નાંખું ચામડું.

રાંડ! કુબ્જા! નીકળ ઘરમાંથી! (તારાને ધક્કો મારે છે.) (તારા ગબડી પડે છે).

**નાથાલાલ**:–(એકદમ દોડી જઈ) અરે! અરે! આ શું?

**ચંદન**:–(નશ્કોરાં ચઢાવી) હમણાં તમે મને નહીં વતાવતા! (ચાલી જાય છે.)

**નાથાલાલ**:–(સનિઃશ્વાસ)

માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

**સુખપાલ**:–(ગધેડો લઈ આવે છે) દેખીયે સાહબ! આજ તો બહોત દેખ કે લાયા હું.

**નાથાલાલ**:–વાહ! (બરોબર જોઇને) અરે! એ કયા લાયા? આદમી હય કી ગદ્ધા?

**સુખપાલ**:–સાબ, ગદ્ધા તો હય. તુમ્હેં તો આદમી દીખતા હય. પૂછો કીસીકો ?

**નાથાલાલ**:–અરે બાબા ! દવાઇકે લીયે દૂધ ચાહીયે.

**સુખપાલ**:–હમે પહીલે કયું નહીં બોલા રહા ? હમ દૂધ ભી લ્યાત (લે આતા). અચ્છા, ઔર જાયગા; ઉસમે કયા ?

**નાથાલાલ**:–અરે બાબા ગદ્ધાઈ ચાહીયે.

**સુખપાલ**:–ગદ્ધા તો હય. (સ્વગત) પાગલ હો ગયા કયા ? (પ્રકાશ) દૂધ ચાહીયે, ગદ્ધા ચાહીયે, તો યે કયા હય ? તૌબા, યહ નૌકરીસે તો ! હમ નહીં રહેંગા અબ તો.

**નાથાલાલ**:–બાબા યે દેખો. યે ગદ્ધા તો હમારા તુમારા જૈસા હય. (ચંદનની છાતી તરફ બતાવી) શેઠાણીકા જૈસા લાવો. ઇસકા દૂધ કહાંસે નિકલેગા ?

**સુખપાલ**:–તો યહ બોલા ના, 'ગદ્ધી ચાહીયે.'

(સ્વગત) દીવાનાકી માફક બાત તો કરતાઈ હય. અભી લાતા હું. (જાય છે).

**નાથાલાલ**:–(કપાળે હાથ દઇ)

લેવા મોકલ્યો ગધેડી, તો લાવ્યો ગધેડો સારો;
માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

**તારા**:–(બાજુએ ઉભી નિઃશ્વાસ.) હં ! ભણ્યાં પણ ગણ્યા નહીં. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

(**સ્થળ**:–મુંબઇમાં નાથાલાલનું ઘર. સંત ચંડીપાઠ કરે છે. આડંબરથી પૂજનનો ઢોંગ. ચંદન પાસે બેઠી છે. પાણી, ચંદન, પુષ્પ, વગેરેના છાંટાં ચંદન ઉપર પણ નાંખતો જાય છે. જેમ તેમ પૂજન આટોપી ભૈયાને બોલાવે છે.)

**સંત**:-ભૈયા! ઇધર આવ. (ફોનોગ્રાફ તરફ બતાવી) યહ કૈસા બજાતે હૈ? તુમ જાનતે હો કયા?

**સુખપાલ**:-કયું નહીં? હમારા તો લાયા રહા.

**સંત**:-(બધી પ્લેટો જોઇને) યહ બજાવો તો!

(ફોનોગ્રાફ વાગે છે) ધીરે ચલો, ગોરી ધીરે ચલો;
પતલીયાં કમર લચક ના જાય-ગોરી ધીરે ચલો.
શિરપર ઘડા, ઘડાપર ગાગર;
છલક ના જાય-ગોરી ધીરે ચલો.
વગેરે.

**સંત**:-અરે યે કયા બોલ રહા હૈ?

**સુખપાલ**:-(એકટીંગ સાથે ગાય છે). ધીરે ચલો, ગોરી ધીરે ચલો. વગેરે.

(સંતને પણ નાચવાનું મન થાય છે. દોડતો જઈ બે ઘડા અને બે ગાગર લઈ આવે છે. એક ઘડો અને ગાગર પોતે માથે લે છે અને બીજાં ચંદનના માથા ઉપર મુકે છે. ભૈયો પણ એક જોડ લાવે છે અને બધાં ગાયન મુજબ નાચતા ધમાચકડી મચાવી મુકે છે.)

**નાથાલાલ**:-(પ્રવેશ કરી) આ શું ધાંધલ?

(એના માથા ઉપર પણ ઘડો અને ગાગર સંત મુકે છે. નાથાલાલ પણ ગુપચુપ નાચવા માંડે છે.)

**તારા**:-રોફમાં કચાશ છે કયાં? હૅટ શું શોભી રહી!
મારામારી દોઢીયાની, વાહ! ભણ્યાં પણ ગણ્યા નહીં.

(સંત તારાને દૂરથી જોઈ એની પાસે દોડતો જાય છે. ગાગર એના માથાપર મુકવા જાય છે. તારા તુચ્છકારી કાઢે છે.)

**તારા**:-હટ્ મુવા દેડ! (કહી હડસેલે છે. સંત ચંદન સાથે અથડાય છે. ભૈયો ગભરાટમાં નાથાલાલ જોડે અથડાય છે. પ્લેટ બંધ થાય છે.)

**સંત**:-(સાવધ થઈ) બડી બદમાશ લડકી હય. રંગમેં વિઘ્ન ડાલ દીયા.

**નાથાલાલ:**–મહારાજ! આ બધું શું?

**સંત:**–ભાઈ! યહ બાત આપ લેગોંકે સમઝમેં આનેવાલી નહીં હય. આપ તો દુનિયાંકે પ્રપંચમેં ફંસે હુવે હો. (ભૈયા તરફ ફરી) જા બચ્ચા! તું થોડા પવિત્ર ગૌકા ગોબર લે આવ. (ભૈયો જોઈ રહે છે.)

**નાથાલાલ:**–બેવકૂફ! ગાઇનું છાણુ લઈ આવ છાણુ; જોયા શું કરે છે? (ભૈયો જાય છે.)

**સંત:**–દેખો, ભગવાન શંકરભી તો અયસા નૃય હંમેશ કરતે હય. ઇસીકો હી તાંડવ–નૃત્ય કહા જાતા હૈ. સ્ત્રીઓંકા નૃત્યસે જૈસે પુરૂષ ઔર દેવ પ્રસન્ન હોતે હય, વૈસે હી સ્ત્રી–પુરૂષોંકા નૃત્યસે સ્ત્રીયાં દેવીયાં પ્રસન્ન હોતી હૈ.

**નાથાલાલ:**–વાહ ગુરૂદેવ! વાહ!

**સુખપાલ:**–લીજીયે મહારાજ, યહ ગોબર!

**સંત:**–રખ દે યહાંપર. (ભૈયો મુકીને બહાર જઈ બેસે છે.)

**સંત:**–(ચોકો કરે છે) અરર! સાલા કયા લે આયા? તૌબા તૌબા! (બંનેને સુંઘાડવા જાય છે.)

(નાથાલાલ અને ચંદનના નાક દુર્ગંધથી વાંકાં થાય છે)

(ચંદન સંતના હાથ ધોવરાવે છે)

**નાથાલાલ:**–(ધાંટો તાણી) ભૈયા! ભૈયા! એ ભૈયા!

**સુખપાલ:**–જી, સાહબ.

**નાથાલાલ:**–બોલાવા મોકલું બ્રાહ્મણને, તો તેડી લાવે ગોલો.
માણુસ મળે છે એવાં કે, બસ જંગલી ઢોરો.

**સંત:**–(સક્રોધ) સુવ્વર! એ કયા લાયા? હમારી, સંતોકી મશ્કરી? (એક ધોલ લગાવે છે.)

**સુખપાલ:**–(ભવાં ચઢાવી ડંડો ચઢાવી દે છે) ભડુવા! સસૂર! યે ભી તો શેઠ હો ગયા. ગૌ નહીં હય તો કહાંસે લ્યાવેં? અચ્છા પવીત્ર બંમનને છોડાથા વહી તો ગૌબર લ્યાયા રહા. બંમનકો ભી તો હમ લોગ ગૌ માનતે હય. ઇસીમે કયા હો ગયા?

**નાથાલાલઃ**—હવે બસ કરે છે?

કામનાં ઠેકાણાં નહીં ને, બોલવામાં શૂરો;
માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

ગાઇનું છાંણુ લેવા મોકલ્યો, તો બ્રાહ્મણનું છાંણુ લાવ્યો. શિવ! શિવ!

**સંતઃ**—સાલેને હમકો નર્કમેં ગેર દીયા, અબ તો પ્રાયશ્ચિત્ત કરના પડેગા.

**તારાઃ**—મહારાજ! નર્કના કીડા સડે છે, નર્કમાં રહી.

તો હવે સંતાપ શો? વાહ! ભણ્યા પણ ગણ્યા નહીં.

**સુખપાલઃ**—સચ્ચી બતાઈ બાઇને. નર્કમેં તો પડા હય. યે કોઈ સાધુ હય?

**સંતઃ**—સચ્ચા હય બેટી! હમારાં કર્મોંકા યહી ફલ મિલના ચાહીયે. યહ પાપી પેટકે લીયે કૌનસા પાખંડ નહીં કીયા! અહઃ! જીતે જી નર્કમેં પડા!! બા! તૌબા! અબ ઐસા પાખંડ કભી નહીં કરૂંગા; ચાહે ભૂખસેં જાન નિકલ જાય. આઃ પાખંડીઓ! દેખો, કર્મકા ફલ યહાંહી મીલતા હય. ચેતો! નર્કમેંસે જાનકો બચાલો. મૈયા! મેરા અપરાધ ક્ષમા કરના. તેરા ભલા હોગા. અબ મેં જા કે સમાધી લુંગા. (જાય છે.)

(બધાં જોઇ રહે છે.)

**સુખપાલઃ**—અબકી તો ઠીક ઠીક, ઠીકાનાપર આ ગયા. સચ્ચી બતાઈ બાઇને, સચ્ચી બતાઈ. હમારા પગાર દે દો શેઠજી! અબ, હમ ભી અયસી નૌકરી નહીં કરેંગે.

**નાથાલાલઃ**—ત્ય! ચાલ હવે હમણાં તો જા.

પગારમાં તૈયાર, ને કામનાં ચોરો;
માણસ મળે છે એવાં કે બસ જંગલી ઢોરો.

**સુખપાલઃ**—કુછ ભી કહો. હમ અભી નહીં રહ સકતે. દે દો હમારા પગાર ચૂકતા.

**નાથાલાલઃ**—અચ્છા. ચલો.

(સુખપાલનો પગાર ચૂકવી રજા આપી, બીજો માણસ રાખી લે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### ગાયન.*

**સોમલોઃ**–[૧]ઉટો [૨]હુરટનો લાલિયો, [૩]મુંમોયમાં [૪]આયવો,
[૫]ઢરેલું [૬]હોમલો નામ-ઉટો.
[૭]હેટ હેટાણી રાજી રાજી [૮]રહેટાં ને
[૯]ભરટાં [૧૦]બઢાંયે [૧૧]હલામ–ઉટો.
[૧૨]હીવવાનું જાણું ને ભરવાનું જાણું,
ને કરૂં [૧૩]બઢું [૧૪]હુખે કામ;
[૧૫]બૈરીની ઘાઘરીને ચોળી [૧૬]હુદ્ધાં,
[૧૭]બઢી [૧૮]હીવેલી મારી [૧૯]ટમામ-ઉટો.
હેટ હેટાણીને [૨૦]રાંઢી જમાડું હું,
[૨૧]હાપીસમાં મારો [૨૨]ડમામ;
આંખો [૨૩]ફેરવટામાં બઢાં [૨૪]ઢરૂજે,
જાણે એ મારા ગુલામ–ઉટો.
[૨૫]માંખનીઓ [૨૬]ખાઢેલો પાન [૨૭]બીરામાં,
છે મોઢું [૨૮]હજુનવેર લાલ;
[૨૯]ચાંડી [૩૦]પરેલી જો આખા મોઢામાં,
પન, ગુલાબી [૩૧]ડયલા [૩૨]હું ગાલ,–ઉટો.

---

* થાણા જીલ્લામાં ધોડિયા જાતિના મજુર વર્ગમાં પણ આ ભાષા ઘણી પ્રચલીત છે.

૧ હું તો; ૨ સુરતનો; ૩ મુંબઇમાં; ૪ આવ્યો; ૫ ધરેલું; ૬ સોમલો; ૭ શેઠ શેઠાણી; ૮ રહેતાંને; ૯ ભરતાં; ૧૦ બધાંયે; ૧૧ સલામ; ૧૨ સીવવાનું; ૧૩ બધું; ૧૪ સારી રીતે, સુખે; ૧૫ બાયડીની; ૧૬ સુદ્ધાં; ૧૭ બધી; ૧૮ સીવેલી; ૧૯ તમામ; ૨૦ રાંધી; ૨૧ ઑફીસમાં; ૨૨ દમામ; ૨૩ ફેરવતામાં; ૨૪ ધ્રૂજે; ૨૫ ચૂનો; ૨૬ ખાધેલો; ૨૭ બીડામાં; ૨૮ હજી સુધી; ૨૯ ચાંદી; ૩૦ પડેલી; ૩૧ થયેલા; ૩૨ શું.

[૧]વા! મુંમાય વા! મારૂં [૨]હારૂં [૩]જહાં જોઉં [૪]તાં [૫]ધરાં ઉપર ધરાં ને તેના ઉપર ધરાં; ને [૬]અંગવાનું તો [૭]સુલામાં. આવેલો તીયારના પાન ખાદેલાં તેનો રંગ અજુનવેર ની જાતો. મારા હારાએ માંખનીયો [૮]ડોરો નાંખેલે માંખનીએ. એક બીરાના ચાર આનાના [૯]પઇહા આપેલા [૧૦]તે'વ ઓઇ [૧૧]પરેલા [૧૨]હું. વાહ! પન હેટાણી [૧૩]બવ હારી મળેલી [૧૪]જો.

**ચંદન**:-સોમલા! સોમલા!

**સોમલો**:-હું બા!

**ચંદન**:-ચાલ, પાણી બાણી ભરી લે તેટલે હું પણ [૧૫]નવરી થા અને આપણે બેઉ મળીને આ ધઉં દળી નાંખીએ.

**સોમલો**:-ના હેટાણી તું તો મારી [૧૬]માય જેવી તને [૧૭]નવરી ની થાવા દેઉં.

**ચંદન**:-મુવાં નવરી નહીં થાઉં તો આખો દિવસ કામ ઢસડ્યા કરૂં

**સોમલો**:-પાછી બોલેલી કે! હેટને કેઇ દેવા જો; નીતે [૧૮]નાહી જ જાવા.

**નાથાલાલ**:-અરે છે શું?

લેવા મોકલું કોહોળું તો લઇ આવે કહોલો;
માણસ મળે છે એવાં કે બસ જંગલી ઢોરો.

**ચંદન**:-મુવો શું બકેચ, કોને ખબર!

**સોમલો**:-હેટ! [૧૯]ઉં કેઉં જો, [૨૦]હાંભળ! હેટાણી નવરી થાવ કે'તી છે. ઉં ની થાવા દેઉં જો. [૨૧]તમારામોં ચાલતું [૨૨]ઓહે, [૨૩]અમારામ તેવું ની ચાલતુ. અમારામોં તો હેટાણી તો માય જેવી [૨૪]જો.

---

૧ વાહ; ૨ સાળુ; ૩ જ્યાં; ૪ ત્યાં; ૫ ઘરો ઉપર ઘરો ૬ અધવાનું (ઝા જવાનું); ૭ ચુલામાં (ચુલાની આકૃતિના સંડાસોમાં); ૮ થોડો; ૯ પૈસા ૧૦ તે પણ; ૧૧ પડેલા ૧૨; જાણે; ૧૩ બહુ; ૧૪ હોં. ૧૫ રીકામી; ૧૬ મ ૧૭ બાયડી; ૧૮ ન્હાસી જ જઇશ; ૧૯ હું કહું; ૨૦ સાંભળ ૨૧ તમારામ ૨૨ હશે; ૨૩ અમારામાં; ૨૪ જાણે;

**નાથાલાલ**:–આ શું બકેચ ? રાસ્કલ (ras-cal) !

**સોમલો**:–ગાળ બાળ દેતો [1]મોં હેટ. ઉં ની [2]પનવાનો હેટાણી [3]વેરે.

**નાથાલાલ**:–ઓઃ લો (oh lo) ! મૂરખ નવરી એટલે બાયડી સમજેચ.

બૈરીને કહે નવરી, છોરાને કહે પોરો;
માણુસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

અરે મૂરખા ! નવરી એટલે બાયડી નહીં.

**સોમલો**:–તીયારે ? અમારે તાંના [4]દખના હારા, બૈરીને જ તો નવરી કહેતા [5]દેહુ.

**નાથાલાલ**:–નવરી એટલે બધું કામ કરી રહ્યા પછી. એમ, મૂર્ખા !

**સોમલો**:–તીયારે રીકામી થાવાની એમ કેમની કેતી ? "નવરી થાવા તિયારે" "નવરી થાવા તિયારે" એમેજ કેયા કરતી, તે ઉં હું જાણું.

**ચંદન**:–રોયો હાવ બોઠ.

**તારા**:–(સ્વગત) ભણ્યાં પણ ગણ્યાં નહીં.

**નાથાલાલ**:–ઠીક, મેલ પંચાત હવે એ ! જો, આજે રાતના ૯ ના મેલમાં મ્હારે પુના કલબમાં જવું છે. આ જો, હમણાં જ રૂા. ૬૦ નો સ્પેશલ ઑર્ડરથી સુટ કરાવ્યો છે. જો તો ખરી કેવો છે ? પણ, આ પાટલુન જરા મ્હોટો છે એને ચાર આંગળ કાપીને સીવી નાંખજે; તેટલે હું ઑફીસમાં જઈ આવું. (નાથાલાલ જાય છે.)

**તારા**:–(સ્વગત)

સૂટની શોભા કહું શું ? દમડીનું ડહાપણ નહીં;
કમાણી કોડીની ક્યાં ? હા ! ભણ્યા પણ ગણ્યા નહીં.

---

૧ નહીં; ૨ પરણવાનો; ૩ જોડે; ૪ દક્ષણી લોકો; ૫ તો ખરા; વાક્યને છેડે બોલવાની પ્રથા.

## પ્રવેશ ૫ મો.

**ચંદન**:-ચાલ એમનો પાટલુન સીવી નાંખું (ચાર આંગળ કાપી સીવી નાંખે છે.)

(તારાને બોલાવે છે) તારા! ઓ તારા!

**તારા**:-કેમ કાકી શું કહો છો?

**ચંદન**:-જો, હું જરા દરશણ કરી મારા ભાઇને ત્યાં જઇને આવું છું. ઘરમાં રહેજે, અને ત્હારા કાકા આવે તો, સોમલાને મને તેડવા મોકલજે.

**તારા**:-ભલે જાવ. (ચંદન જાય છે)

લાવ તેટલે કાકાનો પાટલુન સીવી નાંખુ. (પાટલુન પાછો લાવી, ચાર આંગળ કાપીને, સીવે છે) (સીવીને) ચાલ, બે ઘડા પીવાનું પાણી ભરી આવું.

સોમલા! કયાં ગયો?

**સોમલો**:-હાં બા, હું છે?

**તારા**:-તું બેસ અહીં; હું પીવાનું પાણી બે ઘડા ભરી લાવું.

**સોમલો**:-[1]હુખેથી જાવો, પણ જલદી [2]આવોજો જો. હેટ આવી [3]લાગખે. (તારા ગયા પછી, જાણે ઉંડા વિચારમાં પડ્યો હોય એમ) હેટાણી'વ [4]ગેઇ ને [5]પોરી'વ ગેઇ. હેટ જાવાના ને [6]ચોળણો તો હીવવાનો એમે જ પડેલો. ચાલ [7]ઉં જ હીવી [8]લાખું.(ત્યાં જ પડેલો પાટલુન લઇને વિચાર કરતો હોય તેમ) હેટ ચાર આંગળ [9]કાપ્પાનો કેઈ ગેયલા પણ [10]તે'વ મોટો થાવાનો જો. ચાલ, ૭ આંગળ કાપી લાખું. (૭ આંગળ કાપીને સીવે છે) મારા [11]હાારા એ પચરંગી દોરા તો [12]ની હારા. ઉં ટો ધોળાથી જ હીવા. (રંગીત પાટલુન ધોળા દોરાથી સીવી, સરખી ઘડી વાળી મુકી દે છે.)

---

૧ સુખેથી; ૨ આવજો; ૩ લાગશે; ૪ ગઇ; ૫ છોકરી પણ; ૬ પાટલુન: ૭ હું જ; ૮ નાખું; ૯ કાપવાનો; ૧૦ તે પણ; ૧૧ સાળા; ૧૨ સારા;

**ચંદન**;–કેમ, સોમલા! તારા ક્યાં ગઈ?

**સોમલો**:–એ તો પાણી ભરવા ગેયલી *દેહું.

**ચંદન**:–શેઠ કેમ હજી નથી આવ્યા?

**સોમલો**:–તે ઉં હું જાણું. ઉં કાંઈ હેટાણી છેઉં. હેટાણી તો તું, તે તુંને ખબર.

**તારા**:–કાકી! કાકા આવ્યા જુઓ.

**ચંદન**:–ચાલ, તારા! બધું તૈયાર કર. એમનાં કપડાં વગેરે બધું લાવ. (તારા લઇ આવે છે.)

**નાથાલાલ**:–ચાલ ટાઇમ થયો છે. જલદી મારો સુટ લાવ.

**ચંદન**:–આ રહ્યો લો.

**નાથાલાલ**:–ડીયર! જો તો ખરી આ સ્યૂટ! શું ડેમ ચીપ (dam cheep) મળી ગયા! (પહેરી બતાવી) ફક્ત પચીસ રૂપીયામાં આવ્યા.

**તારા**:–વાહ! સ્યૂટનો ચમકાટ શું! દેખાય મોહું એ મહીં;
મુહૂર્તમાં કરવા નમન, હા! ભણ્યા પણ ગણ્યા નહીં.

**નાથાલાલ**:–ઉતાવળે કપડાં ઉતારી પાટલુન પહેરવા જાય છે. (પાટલુન ઘુંટણ સુધી ચઢી જાય છે) (પગ પછાડી) નૉનસૅન્સ. (Non sense) આ આટલો બધો કોણે કાપી નાંખ્યો?

**ચંદન**:–(ગભરાતી) કોણ જાણે! મેં તો ચાર આંગળજ કાપ્યો હતો.

**નાથાલાલ**:–તારા!

**તારા**:–શું કાકા?

**નાથાલાલ**:–આ કોણે ડહાપણ કર્યું?

**તારા**:–કોણ જાણે. મેં તો ચાર આંગળ કાપીનેજ સીવ્યો હતો.

**નાથાલાલ**:–સેન્સલેસ બ્રૂટસ (senseless brutes)! કેવો સુંદર સ્યૂટ! બિલકુલ યુસલેસ (use less) કરી નાંખ્યો. સીવ્યો હતો એટલુંએ ન સમજાય? વળી આ કાળા કાપડ ઉપર ધોળો દોરો! વાહ, શું અક્કલ!

---

* જાણું; ઘણી વાર વાક્યને છેડે બોલવાની રૂઢી.

**તારા**:-કાકા! એ તો કોઇ બીજાએજ સીવ્યો હશે. મેં તો કાળા દોરાથીજ સીવ્યો હતો.

**નાથાલાલ**:-સોમલા! આમ આવ. અહીં બીજું કોણ આવ્યું હતું? આ કોણે સીવ્યો?

**સોમલો**:-એ તો મેં હીવેલો હેટ! હેટાણી ગેયલી ફરવા ને પોરી ગેયલી પાણી ભરવા. તિયારે છ આંગળ કાપીને મેંજ હીવેલો. મેં કેયું *વહરાદમાં બે આગળ ટુંકો ઓહે તો હારો.

એથી રહ્યો બાકી, તે આણે કીધો પૂરો
માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

**નાથાલાલ**:-(ગુસ્સામાં) બેવકુફ! તને કોણે કહ્યું'તું ડહાપણ કરવા?

**સોમલો**-મેં હાંભળેલું કની? મારૂં કામ તો ઉં કરીયાજ કરવાનો.

**નાથાલાલ**:-ચાલ ગધા!

ચાર આંગળ ઠેકાણે ચૌદ કાપ્યો, લગાવ્યો કાળા કાપડ ઉપર ધોળો દોરો;
માણસ મળે છે એવાં કે બસ જંગલી ઢોરો.
ચાલ જવુંજ નથી. (ફેંકી દે છે કપડાં)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**નાથાલાલ**:-ઉફ! ગજબ બ્લંડર થઈ. ચંદન ગઈ પીયર અને તારા ગઈ સાસરે; અને આજે ફાધરનું સંવત્સરી! સોમલો બ્રાહ્મણને બોલાવા ગયો છે તે પણ હજી આવ્યો નહીં.

માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

**સોમલો**:-હેટ! આ આયવો બામણ.

**નાથાલાલ**:-આ કોને ઉપાડી લાવ્યો? (આવેલા માણસને) ભાઇ! તમે કેવા બ્રાહ્મણ છો?

---

* વરસાદમાં.

**ગોલો**:-સાહેબ ! હું તો ચણા કુરમુરા શેકવાનો ધંધો કરનાર ગોલો છું. જબરજસ્તીથી આ મને અહીં તેડી લાવ્યો છે.

**નાથાલાલ**:-મોકલ્યો બ્રાહ્મણને તેડવા, તો લાવ્યો બોલાવી ગોલો;
માણસ મળે છે એવાં કે, બસ જંગલી ઢોરો.

ભાઈ, ત્હારૂં કાંઈ કામ નથી. મને તો કોઈ સુપાત્ર બ્રાહ્મણની જરૂર છે. જો કોઈને ઓળખતો હોય તો મોકલી આપ, જા.

**ગોલો**:-બહુ સારૂં શેઠજી, હું અમારા ગોરને જ હમણાં મોકલી આપું છું. (જાય છે)

**નાથાલાલ**:-અલ્યા મુર્ખા ! આ ગોલાને શું કામ તેડી લાવ્યો ?

**સોમલો**:-તેમાં મને [1]હું કેવ ! મેં બે તેન અલવાઇને કેયું, તે તે તો મારા હારા આવતા ની. [2]એ'વ તો [3]ધાન [4]હેકી જાણટો છે. કપાળે ગંધ [5]હવ તો લગાડેલું.

**નાથાલાલ**:-જા, જા હવે મૂર્ખા ! જા અહીંથી. (સોમલો જાય છે)
લેવા મોકલું દહીં, તો લાવી મેલે દોરો,
માણસ મળે છે એવાં કે, બસ જંગલી ઢોરો.

**ગોર મહારાજ**:-ધનવાન પુત્રવાન આયુષ્માન યજમાનસ્ય આશીર્વાદ: શ્રી મહાલક્ષ્મી પ્રસન્ન.

**નાથાલાલ**:-પધારો, પધારો મહારાજ ! (ખુરશી બતાવી) બેસો. (ગોર બેસે છે) જુઓ તમને એક ખાસ કામ માટે બોલાવ્યા છે. વાત એમ છે, કે, અમારાં બૈરાં છોકરાં બહાર ગયા છે.

**સોમલો**:-(સ્વગત) અમારા [6]હાનો કે' તો છે? (માથું હલાવી, પ્રકાશ)[7]ની મારાજ. [8]મારા ની. એ તો હેટનાજ.

**નાથાલાલ**:-હવે બેસ મુંગો મુંગો, ડહાપણ કરતો.

---

૧ શું કહો છો; ૨ એ પણ; ૩ ધાન્ય, અનાજ; ૪ શેકી જાણતો; ૫ પણ; ૬ શેનો કહે છે; ૭ નહીં મહારાજ; ૮ મ્હારા નહીં;

પાણી ભરવા મોકલ્યું તો, નાંખી આવે પ્હોરો;
માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

(ગુસ્સાથી આંગળી બતાવી) ચાલ બહાર જા. જા.

(સોમલો હાથ જોડતો ધ્રૂજતો જરા દૂર ઉભો રહે છે); (ગોર તરફ ફરી) અને આજે છે અમારા પિતાશ્રીનું સંવત્સરી.

**સોમલો**:–(સ્વગત) મારા હારા બૈરીના'વ* બાપ ને આના'વ† બાપ. અમારા અમારા કરીયા કરતો છે.

**નાથાલાલ**:–તો શું શું સાધનો જોઇશે ? બોલો !

**ગોર**:–શેઠ! બ્રાહ્મણોને બીજું શું હોય ? ઘીથી ભરેલાં ગોફણીયા થઇ જાય તો બસ.

**નાથાલાલ**:–એ તો ઠીક; પણ સંવત્સરીનું વિધિયુક્ત કાંઇ પૂજન બૂજન તો કરાવશોને ?

**ગોર**:–ત્ચ ! એવી ખટપટમાં ઉતરવાનું હતું, તો મને પહેલેથી જ કહેવરાવવું હતું ને ? હું જમી ખાઇને નીરાંતે કોઇ પંડીતનું પુછડું પકડી લાવત. આ તો એક બાજુના લાડુ અને દક્ષિણા ખોયા અને ઉપરથી સંકષ્ટિ. (સનિઃશ્વાસ) હં !

**નાથાલાલ**:–નહીં. મહારાજ ! આમ છેક નિરાશ ના થાવ. જુઓને એ બધાં હંબગ (Humbug)માં હું કાંઈ માનતો નથી. બહુ ખટપટનું કામ મને પોતાને જ પસંદ નથી; પણ એટીકેટ (etiquett) ને ખાતર કાંઈ પણ કરવું જોઇએ, અને સમાજના ભસતાં કુતરાઓને બટકું નાખવું જોઇએ.

**ગોર**:–અક્ષરે અક્ષર સાચું કહ્યું. અમારા દાદાજી મ્હોટા પંડિત કહેવાતા અને રાજામહારાજાઓમાં તેમની કીર્ત્તિ ગવાતી. પણ એ સમયના રાજાઓ પણ બધાં મહારાજાઓ જ તો. અંગ્રેજીનું નામ નિશાન નહીં. બાપાજી જો કે અલ્પ વયમાં ગુજરી ગયા, છતાં, એમના મનથી

* બૈરીના પણ; † આના પણ.

તો મને અંગ્રેજી જોડે આ ગંડુ શાસ્ત્રનું પણ જ્ઞાન આપી મહાન્ પંડિત બનાવવા વિચાર હતો. પણ આપણે બંદા જ્યાં થોડું અંગ્રેજી ભણ્યાં ત્યાં તો દીવ્ય દૃષ્ટિ આવી ગઇ. એવા દેખીતા હમ્બગ જેવા શાસ્ત્રોમાં મગજમારી કરી મળવાનું એ શું હતું? મુદ્દાનું માત્ર શીખી લીધું, કે "ભીક્ષાટન, એ બ્રાહ્મણોનો જન્મસિદ્ધ હક્ક છે અને ब्राह्मणोऽस्य मुखमासीत्। બ્રાહ્મણ એ ભગવાનનું જ મુખ છે અથવા બ્રાહ્મણો ભગવાનના મોઢાંમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી તેમનો સર્વ પાસે માંગવાનો આજન્મ હક્ક છે. બીજું ब्रह्म वाक्यं जनार्दनः બ્રાહ્મણ કહે તે જ પૂર્વ દિશા; અથવા તો બ્રાહ્મણના વચનમાં જ બીજાં ત્રણે વર્ણોની ગતિ અવગતિનો મુખ્ય આધાર રહેલો છે. એટલું જાણ્યા પછી, બીજાં શાસ્ત્રો ભણવામાં મગજમારી કરવાથી ફાયદો શો? બ્રાહ્મણનું વચન એ જ શાસ્ત્રોનું પ્રમાણ. બ્રહ્મદેવ ભૂદેવ ગણાતાં બ્રાહ્મણો મોદકથી સંતુષ્ટ થયા કે પૂર્વજોની ઇકોતેરે પેઢીનો ઉદ્ધાર થયો જ સમજવો. ટુંકામાં આ જ આપણાં સર્વ શાસ્ત્રોનું રહસ્ય.

**નાથાલાલઃ**–વાહ, મહારાજ! વાહ! પંડીતોએ એથી વધુ શું જાણતા હશે? મને તો એઓની પોથીઓ બધી હંબગ જેવી જ લાગે છે. એ લોકો ગડબડ સરબડ શું બકે છે તે પણ એઓજ જાણે. આપણે એ ખટપટીયા શાસ્ત્રનું કામ નથી. બોલાવી–લાવો આપના જેવાંજ બીજાં સાદા બેચાર બ્રાહ્મણો અને બનાવો આપની મોજમાં આવે તે રસોઈ. આ બે ચાર પાડોશીઓને બોલાવીશું અને ઉડાવીશું ફીસ્ટ (feast). બીજું શું? સીધ્ધું ને સટ્ટ.

**ગોરઃ**–સુખી રહો! હું હમણાં આવું છું. (જાય છે.).

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળઃ**-(પુનામાં નાથાલાલની કોટેજ (cottage).

**નાથાલાલઃ**-(પુનામાં દોસ્તારોને મેજબાની માટે બોલાવે છે.) સોમલા ! જો તો ખરો વરસાદ આવે છે કે ?

**સોમલોઃ**-એમાં હું ? એ...બલાડી બારથી તો આવતી છે, એના પુંઠકે આથ ફેરવી જોવોને ?

**નાથાલાલઃ**-(સ્વગત) માણુસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો. (પ્રકાશ) જરા બત્તી તો ઝીણી કર ?

**સોમલોઃ**-હું કામ જે ? બવ તેજ લાગતું છે તો ડોળા બંધ કરી દેવોને.

**નાથાલાલઃ**-લેવા મોકલું ઘડો, તો લાવી મેલે ઘોડો;
માણુસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

(સ્વગત) હજી કેમ કોઈ નહીં આવ્યા ? ચાલ હુંજ તેડી આવું. પણ આ બદમાશ કાંઈ હકે બેસે એમ લાગતું નથી. એક યુક્તિ કરવા દે. એકમાં છે મસ્કો અને સાકર, બીજામાં છે મેવો અને માલ મલીદો, અને આ છે અસલ શરબત. (સોમલા તરફ ફરી, પ્રકાશ)

એલા એ ! આમ આવ ! આમ આવ ! જો આમાં છે બુલબુલ અને આમાં છે નાંખી દેવાનું ધાન; અને આ છે ઝેરના પ્યાલા. જો કયાંય અડતો નહીં. નહીં તો વગર મોતે મરીશ અને બુલબુલ ઉડી જશે. હું દોસ્તારોને તેડીને હમણાં આવું છું.

**સોમલોઃ**-બવ હારૂ હેટ. જલદી આવોજે. (નાથાલાલના ગયા પછી) મારો હારો હેટ તો મને ભોટ (ભોઠ) જ હમજતો દેહું. બદાંને ઉજાણીમાં ટેરેલાં (તેડેલા) ને મને કેય "આમાં નાંખી દેવાનું ધાન ને બુલબુલ છે; ને આ તો ઝેરના પિયાલા." જોઉં તો ખરો હું ગમ્મત છે. પ્હેલ્લે તો મારા હારા બુલબુલના પગજ પકડી રાખું (ધીમેથી પકડવાની ચેષ્ટા કરી મસ્કા ઉપર હાથ મુકી દે છે. આંગળાં મસ્કામાં પેસી જાય છે)

(હાથ બગડવાથી કટાણું મોઢું કરી વાસ સુંઘે છે અને પછી ખુશી થયાની ચેષ્ટા કરતો જીભે જરા ચાટી જુવે છે)

ઓઃ મારૂ હારૂ આ તો બવ હારૂ દેહું. (ખાવા માંડે છે) (ધીમે ધીમે બીજું બધું ખાવાનું પણ પુરૂં કરે છે) (શરબતનો પ્યાલો લઇ) આમાં ઝેર કેતો* ઉતો. એ'વ જોઉં, દેખાતું છે તો બવ, હારૂં. (પહેલાં જરા ચાખી) વાહ! (શરબત પી જાય છે) વાહ! હેટ વાહ! (પેટે હાથ ફેરવે છે) બવ હારો હેટ, બવ હારો. ઓઃ પણ મારા હારા બઢા આવહે તો ઉં હું કેવા? (બીજો વિચાર આવતાં) કાંઇ ની. ઉં કાંઇ કાચોપોચો છું જે? આવવા દે હારાઓને.

**નાથાલાલ**:–(બધાં દોસ્તારો સાથે આવે છે) (બેસવા ખુરશીઓ બતાવી કહે છે.) આવો, આવો, બેસો ને?

(બધું ખાવાનું તપાસે છે) ઓઃ કમ્બખ્તે બધું પુરૂં કીધું લાગેચ.

સોમલા! અહીં કોણ આવ્યું હતું?

**સોમલો**:–હેટ! મને તો ઉંઘ આવી ગેયલી. હારો બલાડો આવીને બઢું ખાઇ ગેયલો, ને બુલબુલ તો હારૂ ઉડી ગેયુ. ઉં ટો ગભરાયો જે 'હેટ હું કેહે' તે ઝેરનો પિયાલો પી ગેયલો. અવે તો ઉં મરતો છે. હેટ! મરતો છે. મરી જાવાનો. મારા બચ્ચા છોકરાને હંભાળજો. (ઢોંગ કરી લથડી પડે છે) (બધાં દોડી આવે છે)

**બધાં**–શું છે? શું છે?

**નાથાલાલ**:–કરમની કઠણાઇ. આ બધું ફીસ્ટને માટે હું તૈયાર કરીને તમને બોલાવા આવ્યો ત્યાં, બલાડાની ઉજાણી થઈ; અને ઠપકાથી ગભરાઇને આ નોકર ઝેર પી ગયો. (સનિઃશ્વાસ) હં! ઓચિંતી ઉપાધી!

૧ લો:–(બધાંને સાનમાં) ભાઈ અહીંથી હવે પોબારા ગણો; નહીં તો આપણાં પર આવી પડશે.

---

* કહેતો હતો.

૨ જો:-(નાથાલાલ તરફ ફરી) તમે જાવ ત્યારે કોઈ સારા ડૉક્ટરને બોલાવી લાવો અને બીચારાને બચાવો. અમે જઇએ છીએ.

**નાથાલાલ**:-અરે એમ હોય ! તમે બેસો. મારા સમ. હું હમણાં ડૉક્ટરને બોલાવી આવું છું અને બધું લાવું છું. ફોર માય સેક પ્લીઝ (for my sake please) !

(નાથાલાલ જાય છે).

૩ જો:-(બધાંને) હવે અહિંથી ગણો છ પાંચ; નહીં તો કંબખ્તી આવી સમજજો.

૪ થો:-હા. ચાલો. એ આવશે ને ફોડશે માથું. (બધાં ભાગી જાય છે)

**નાથાલાલ**:-(સસ્મિત) હંહ:-વાહ ઠીક થયું. બધાંયે અગિઆરા ગણી ગયા લાગે છે. (સોમલા તરફ જોઇને) આણે પણ ખુબ કરી. વાહ ! (લાત મારીને) ઉઠ એ ગધેડા ! નહીં તો વગર મોતે મરી ગયો જાણજે.

**સોમલો**:-ઉં ઉં. મરતો છે. હેટ મરતો છે.

**નાથાલાલ**:-હેટ મરતો છે કે તું? ઉઠેચ કે હવે? (બીજી લાત મારે છે)

**સોમલો**:-મારતો મો જો હેટ. ઉં ટો ખરૂં ખરૂં કેવા. હાંભળ. એ બદું ઉં જ ખાય ગેયલો જો. બવ હારૂ ઉતું. ઝેર તો બદાંથી હારૂ ઉતું જો. ઉં ટો એવું રોજ પીવા. એવા બદા બારનાને (બહારનાને) હું કામ બોલાવે, ને ખવરાવે ? ઉં છેવ કેની ?

**નાથાલાલ**:-હવે જા ગધેડા ! બહુ ડાયો ન થા.

ધાંટા સુધી હાથ નાંખીયે, તોયે નીકળે કોરો;
માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

---

## પ્રવેશ ૮ મો.

**સોમલો:**–મારા હારા હેટે'વ મારી ખૂબ ખબર લીધેલી જો. આખુ દીલ દુખતું છે. ઓઃ ! (શરીર મરડે છે),

**નાથાલાલ:**–( ટાંગામાંથી ઉતરતા ) ચાલ, એ ઉલ્લુ ! ગાડીનો વખત થઇ ગયો. ટીકીટ કઢાવતાં આવડે છે કે ? લે આ પૈસા, જા બે ટીકીટ લઇ આવ; તેટલે હું બાજુની હોટલમાં ચા પી આવું. એક સેકંડ કલાસની લેજે.

**સોમલો:**–એમાં હું. હુખેથી જાવો. અમને (હમણાં) લેઈ આવતો છે.

(બંને જણા જાય છે.)

**સોમલો:**–(સ્ટેશન ઉપર) મારો હારો ટીકીટ વારો'વ કાં બેહતો છે ? (કોઇ પૅસેંજરને) હેટ ! ટીકીટ વારો કાં બેહતો (બેસે) છે ?

(પૅસેંજર ઠેકાણું બતાવે છે ત્યાં જઇ બારીમાં ડોકીયું કરી. ઘાંટો તાણી) મારતર ! મારતર ! હાંભળટો છે કે ?

**ટીકીટ માસ્તર:**–( ગુસ્સામાં ) કેમ એલા, શું છે ? બરાડા શાનો પાડેચ ?

**સોમલો:**–ની મારતર. મુંબોયની ગાડીની બે ટીકીટ આપ. એક સેકીન કીલાસ આપજો જો.

**ટીકીટ માસ્તર:**–લાવ, પૈસા લાવ.

**સોમલો:**–પણ્ણ પ્હેલે હાનો માંગે ? ઉં ની નાહી જાઉં.

**ટીકીટ માસ્તર:**–ચાલ ની મળે ટીકીટ, જા અહીંથી.

**સોમલો:**–ની મારતર. એમ તો આવ, લે પણ્ણ.

**ટીકીટ માસ્તર:**–લાવ, ચાલ જલદી. ગાડી આવી.

**સોમલો:**–પન પ્હેલે ટીકીટ તો જોવા લે (દે) ?

(માસ્તર કંટાળીને ટીકીટ હાથમાં રાખી બતાવે છે.)

**ટીકીટ માસ્તરઃ**-લે જો આ ટીકીટ.

(તે જોઇને.)

(ગાડી આવી રહે છે.)

**સોમલોઃ**-બોલ, કેટલા પઇા લેવાનો ?

**ટીકીટ માસ્તરઃ**-સાત રૂપીયા તેર આના.

**સોમલોઃ**-(માથું હલાવી)ની માસ્તર. તેટલા તો ની. નક્કી નક્કી કેઇ દે. પછી ઉં જાતો રે'વા (રહીશ) જો.

**ટીકીટ માસ્તરઃ**-ચાલ નીકળ. મારા હાળા અડાણી કાંથી આવી મરે!

**સોમલોઃ**-ની માસ્તર. એમ મોં બોલ. એ લે બેના પાંચ રૂપીઆ આપતો છે.

**ટીકીટ માસ્તરઃ**-(રૂપીયા પાછા ફેંકી) ચાલ નીકળ લ્યાંથી.

**સોમલોઃ**-ની માસ્તર. એમ ગુસ્સો મોં કરતો. ગાડી જાતી રેહે જો. લે તને ભગવાન મત (મતિ) આપે તેટલા આમોંથી. (નોટ આપે છે.)

(માસ્તર ટીકીટ કાપીને (પંચ કરીને) આપે છે. તે જોઇ) એ ફાટેલી તો ઉ ની લેવાનો. મને બીજી આપ; ની તો લાવ મારા પઇા પાછા. (માસ્તર ચાલ્યો જાય છે.) (ધાંટો તાણીને) માસ્તર! ઓ માસ્તર! (ગાડીની સીટી વાગે છે) મારો હારો અવે હાનો હાંભળે ? (દોડતો ગાડીમાં બેસવા જાય છે ગાડી ઉપડી જાય છે. વગર ટીકીટે ગાડીમાં ચઢી બેઠેલા નાથાલાલને જોઇ) હેટ ! હેટ ! કાં ચાયલો એકલો મને મુકીને. આ લે ટીકીટ (ટીકીટ બતાવે છે).

**નાથાલાલઃ**-હવે આવજે બીજી ગાડીમાં, બેવકૂફ !
માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

**સોમલોઃ**-ની હેટ. ઉતરી પડ. (ગાડી ચાલી જાય છે.)

(મ્હોટેથી પોક મુકી) ઓ મારા હેટરે....

(લમણે હાથ દઇ બેસે છે) ઓ હેટરે....

**માસ્તર:**–અલ્યા ! શું કરેછ આ ?

**સોમલો:**–(માસ્તરને જોઇ) તારૂં નખ્ખોદ જાય તારા માસ્તરનું તે. લાવ મારા પઇસા આપ પાછા. લે એ તારી ટીકીટ. મારો હેટ તો ગાડીમાં એમે જ ગેયો ને મને આંજ મુકી ગેયો. ઓ મારા હેટ રે... (કપાળે હાથ દઇ રડવા બેસે છે).

**માસ્તર:**–ચાલ નીકળ બહાર અહીંથી, નહીં તો ધક્કા મારી કાઢશે.

**સોમલો:**–ની માસ્તર. એમ મોં કરતો. મારા પઇસા આપ. ને લે તારી ટીકીટ પાછી.

**માસ્તર:**–ચાલ આમ આવ. (બાજુએ લઇ જઇ) જો ગરબડ કરીશ તો આ પોલીસ ધક્કા મારી કાઢશે. લાવ ટીકીટ.

**સોમલો:**–ની માસ્તર. લે એ, આપ મારા પઇસા પાછા. (ટીકીટો પાછી આપે છે)

**માસ્તર:**–હવે તો એ નકામી થઇ ગયેલી. એના પૈસા શું આવવાના ? ચાલ લે, જો–(બે રૂપીઆ આપે છે.)

**સોમલો:**–ની માસ્તર. એટલા કેમ આપે ?

**માસ્તર:**–(ગુસ્સામાં) ચાલ ચાલ્યો જા હવે લ્યાંથી.

**સોમલો:**–ની માસ્તર.

**માસ્તર:**–(મ્હોટેથી ધાંટો કાઢી) પોટર ! કાઢ આને ધક્કો મારી બહાર.

**પોટર:**–ચાલ બહાર નીકળ. (હાથ પકડે છે.)

**સોમલો:**–ની માસ્તર. (હાથ જોડે છે.) (પોટર ખેંચી જાય છે.)

**સોમલો:**–(બહાર જઈ કપાળે હાથ દઇ).

ઓ મારા હેટ રે.........

---

## પ્રવેશ ૯ મો.

**ચંદન**:–(મુંબઇમાં એકલી. સ્વગત) એક દીવસનું કહીને ગયા ત્યાં કેટલાંય દીવસો વીતી ગયા, છતાંય નથી કાંઇ ખબર કે અંતર. પ્રભુ ! પ્રભુ ! જાણે અજાણ્યે થયેલા અમારા બધાં અપરાધો ક્ષમા કરજે, અને મ્હારા સ્વામીનાથની સર્વ સંકટોમાં રક્ષા કરજે. (સનિઃશ્વાસ) હા નાથ !

**નાથાલાલ**:–(બારણું ખખડાવી) ચંદન ! એ ચંદન !

**ચંદન**:–(બારણું ઉઘાડી આનંદમાં આવી જઇ) વાહ પ્રભુ ! વાહ !

**ગાયન.**

આવો પૂજું પ્રીતે પા.........ય,
પ્યારા પૂજું પ્રીતે પાય–(૨)
આપ વિના અલબેલા....મારી,
પુષ્પમાળા કરમાય;
વૃથા વિલંબ શાને કરો પ્રીતમ ?
ચંદન આય સુકાય—પ્યારા.
ગંધ સુગંધી અંગ લગાઉં,
નાથ નગીના હું નવરાવું;
આરતિએ પિયૂને પધરાવી,
પ્રેમે લાગું પાય—પ્યારા.

નાથ ! ક્યાં હતાં આટલા બધાં દીવસ ? આપણો સોમલો ક્યાં ?

**નાથાલાલ**:–હું તો એવો કંટાળી ગયો છું, કે હવે બધું કામ હાથે કરવું બહેત્તર, પણ નોકર તો ન જ રાખવો.

માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

(દોસ્તારોને આપેલી મેજબાનીથી માંડીને સ્ટેશન ઉપર ટીકીટનો ડબલ ચાર્જ ભરવો પડ્યો ત્યાં સુધી બધી વાત કહે છે.) આપ્યા છે દશ રૂપીઆ તે પૂરા થશે ત્યારે અથડાતો પાછો આવશે, બીજું શું ?

માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

(જોશી પ્રવેશ કરે છે)

**જોશીઃ**–કલ્યાણ! શેઠજી! કાશીમાં બાર વર્ષ સુધી જ્યોતિષ-શાસ્ત્રનું જ્ઞાન મેળવી, હાલ જ ચાલ્યો આવું છું. કાંઇ હાથ લંબાવવાની ઇચ્છા થતી હોય તો...

**નાથાલાલઃ**–(ખુરશી બતાવી) બેસો. બેસો. મહારાજ!

(જોશી બેસે છે)

મહારાજ! આપને સામુદ્રિકનું પણ જ્ઞાન તો હશે જ?

**જોશીઃ**–બધુંય. બાર વર્ષમાં આખું શાસ્ત્ર અમારે તો ઉથલાવી નાંખવું પડે. જુઓને આ પ્રમાણપત્રો. (સરટીફીકેટો બતાવે છે.)

**નાથાલાલઃ**–વાહ! ત્યારે તમે પ્રશ્ન તો બરોબર જોઇ શકશો જ?

**જોશીઃ**–કેમ નહી?

**નાથાલાલઃ**–ઠીક, લ્યો ત્યારે આ મ્હારા હાથમાં શું છે બોલો જોઇએ?

**જોશીઃ**–(પ્રશ્ન મુકી ગણીત કરી ઘણો જ વિચાર કરી) (ઉંડા વિચારમાં સ્વગત) આ ચીજ કાંઇક ગોળ પૈડાં જેવી લાગે છે. વળી ધાતુની બનેલી છે. અને અવાજ કરે છે (એકદમ વિચાર આવવાથી) બસ, એજ. (પ્રકાશ) ઘંટીનું પૈડું મહાશય!

**નાથાલાલઃ**–(સાશ્ચર્ય) શું?

**જોશીઃ**–ઘંટીનું પૈડું, બીજું શું. બોલો જોઇએ?

**નાથાલાલઃ**–વાહ મહારાજ! ભારે કરી તમેય તે. (મુઠી ઉઘાડે છે. ઘડીયાળ જોઇ, જોશી મહારાજ ઝંખવાણા પડી જાય છે.)

**ચંદનઃ**–(સસ્મિત) હં હઃ! આતો આપણી તારા કહે છે તેમ, "બસ ભણ્યા પણ ગણ્યા નહીં."

**નાથાલાલઃ**–(જોશી મહારાજને ઉત્તેજન આપવા) નહીં, ચંદન! એમાં એમની વિદ્યાનો જરાય વાંક નથી. ગમે તે વિદ્યામાં પારંગત થયા

હોય પરંતુ જ્યાં સુધી અનુભવની નિશાળમાં ન શિખાય ત્યાં સુધી બધીય વિદ્યા અપૂર્ણ જ કહેવાય.

મ્હોટાં મ્હોટાં વૈદ્યો ડૉકટરો સરજ્યનો અને સાયંટીસ્ટોને પણ પોતાની દવા કળાનો સંપૂર્ણ અનુભવ મેળવવા કેટલાંય બીચારાં દર્દીઓને સ્મશાન યાત્રા કરાવવી પડે છે.

અમારા જેવા વકીલ બૅરીસ્ટરો પણ કેટલાંએ અસીલો રખડતા ભીખ માંગતા થાય ત્યાર પછી જ પોતાના ધંધામાં નામના મેળવી શકે છે.

(જોશી તરફ ફરી) મહારાજ! નિરાશ થશો નહીં. જુઓ હવે (હાથ બતાવી) આ હાથમાં કાંઇ છે જોવા જેવું?

**જોશી**:–(જોઇને) બોલો સાહેબ, શું જોવું છે?

**ચંદન**:–બીજું શું? કોઇ બાપનું નામ રાખનારો થશે કે? એટલું કહોને એટલે થયું.

**નાથાલાલ**:–હવે સમજ્યા એ તો. પણ, કાંઇ વાહનનું સુખ છે કે મહારાજ!

**જોશી**:–(બરોબર જોઇને) આજથી દશમે માસે એક સુંદર પુત્ર રત્ન પ્રાપ્ત થશે. અને ગર્ભાધાન પછી બીજેજ માસે વાહનનો પ્રખર યોગ પડયો છે.

**નાથાલાલ**:–વાહ! ત્યારે તો બન્ને કાર્યો સિદ્ધ. (ચંદન તરફ ફરી) મહારાજને સીધું અને દક્ષિણા લાવી આપ, જા. (ચંદન સીધું અને એક રૂપીઓ દક્ષિણા આપે છે.)

**જોશી**:–(આશીર્વાદ દેતા) કલ્યાણ થાવ. (જાય છે).

(નાથાલાલ દેશમાં હવા ખાવા જાય છે.)

---

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ**:–(ગામડામાં નાથાલાલનું ઘર.)

(બે ત્રણ માસ પછી દાદર ઉપરથી ઉતરતા પગ લપસી જવાથી નાથાલાલ પડી જાય છે અને ચાલવા માટે હવે બગલમાં લાકડાની ઘોડીઓ રાખવી પડે છે.)

**નાથાલાલ**:–(લાકડાની ઘોડીને આધારે આવી) વાહ ! નશીબ વાહ ! કયાં વાહનનો યોગ અને કયાં આ અસહ્ય દુઃખ ? હજી જોશી કેમ નહીં આવ્યા ?

**પંડીત જગન્નાથ જોશી**:–(પ્રવેશ કરી) કલ્યાણ.

**નાથાલાલ**:–મહારાજ ! કલ્યાણ તો કયારનુંય થઈ ગયું છે હવે એમાંથી મુક્તિ મળે એવું છે કાંઈ ?

**જોશી**:–કેમ એમ કહો છો ?

**નાથાલાલ**:–જુઓને આ એક કાશીના પંડીત આવી કહી ગયા હતા કે બે ત્રણ માસમાં વાહનનો પ્રખર યોગ છે. તેને બદલે જોઈ લ્યો આ.

**જોશી**:–સાહેબ ! એમાં એમનો કશોય દોષ નથી. એ જે કહેવા માંગતા હશે તે જ આ યોગ આવી લાગ્યો છે. (હસતાં હસતાં) આ લાકડાની ઘોડી, નનામી, વગેરે પણ વાહનો નહીં તો બીજું શું કહેવાય ? બીચારો જરા અનુભવની નિશાળમાં કાચો, બીજું શું ?

**નાથાલાલ**:–(ચોંકી જઈ) ઓઃ ગૉડ (oh God) જબરૂં શાસ્ત્ર !

માણુસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

હવે આ વાહનનો યોગ કાંઈ બદલાય એવો જોગ છે ?

**જોશી**:–(હાથ જોઇને) જુઓને આપને નજીકમાં જ પુત્ર સંતતીનો યોગ ઘણો બળવાન પડ્યો છે. એ સંતાનના જન્મ સુધી, આ વાહન આપથી છોડાશે નહીં. ત્યારબાદ અહો સારા છે.

**નાથાલાલ**:–(ઊંડો શ્વાસ લે છે) હં !

**જોશી**:–ઠીક ત્યારે હું રજા લઇશ.

**નાથાલાલ**:–બહુ સારૂં. પધારજો. (જોશી ગયા બાદ)

માણુસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

## પ્રવેશ ૧૧ મો.

(દુ:ખ અને અનુભવથી નાથાલાલની પ્રકૃતી હવે ઘણીજ શાંત થઇ છે. એને હવે સાદાઇ વધુ ગમે છે. હજામ પાસે નાથાલાલ હજામત કરાવે છે. આજે કાંઈ કારણવશાત્ માથાના વાળ ઉપર એને અણગમો આવવાથી બધાં વાળ કાઢી નાંખવા એણે હજામને કહ્યું છે. હજામે બધાં વાળ કાઢી નાંખી નાથાલાલની ટાળકી અસ્ત્રાવડે તકતકતી કરી દીધી. ટાળકી એવી તો તકતકવા લાગી કે ખુદ હજામને પોતાની કારીગીરી ઉપર મોહ થઇ ગયો. અને હર્ષના આવેશમાં તેલ માલીસ કર્યા બાદ આંગળીવડે એ ચળકતી ટાળકી ઉપર જોરથી એવી તો એક ટકોર મારી કે નાથાલાલને પગથી માથા સુધી લાગી ગઇ. આંખોમાં ઝળઝળીયાં આવી ગયા. પણ એ વાણિયો હતો. એ ગમ ખાઇ ગયો. એણે શાંતીથી એક ઉંડો શ્વાસ લીધો.)

**નાથાલાલ**:–(ઉભો થઇ ચંદનને ઉદ્દેશીને) એ સાંભળેચ કે? આમ આવ.

**ચંદન**:–શું છે નાથ!

**નાથાલાલ**:–જે કાલે હું નવો ધોતી જોટો લાવ્યો છું, તેમાંનું એક પાન અને બે રૂપીઆ લાવ.

**ચંદન**:–(ધોતીયું અને બે રૂપીઆ લાવે છે) લ્યો આ.

**નાથાલાલ**:–(હજામ તરફ આંગળી કરી) આપી દે એને.

**ચંદન**:–(સાશ્ચર્ય જોઇ રહે છે).

**નાથાલાલ**:–કેમ, જુવે છે શું? આપી દે એને.

**ચંદન**:–(ધોતીયું અને બે રૂપીઆ હજામને આપે છે.)

**હજામ**:–(મનમાં ઘણોજ ખુશ થતો) ઓત્તારીની! આ તો બધું આજ સુધી અંધારામાં જ ગયું. જે વાણિયો એક પૈસો કોઇને વધુ નહીં

પરખાવે તે એક ટકોરમાં આટલો બધો ખુશ થઇ ગયો, તો બીજાં, શું નહીં આપે? પ્રભુ, એમનું કલ્યાણ કરો ! (જાય છે.)

**ચંદન**:–નાથ! આ શું કર્યું? એવા હજામડાને તે ધોતીયું અને ઉપર બે રૂપીયા હોય?

**નાથાલાલ**:–તું નહીં સમજે એમાં. એ ધોતીયાના ધોળ ગવાશે ત્યારે સાંભળજે. (હજામ ત્યાંથી ઉઠી, જોડે જ જમાદાર સાહેબની હજામત કરવા ગયો. જમાદાર કેસ ચુકાવી પૂર્ણ ગુસ્સામાં જ આવી હજામત કરાવવા બેઠો. હતો. હજામે પણ પુર બહારમાં પાલીસ કરવા માંડી અને જમાદારની ટાળકી, મોઢું દેખાય એવી તકતકતી, જોત જોતામાં કરી દીધી. અને આનંદના આવેશમાં ખૂબ જોરથી એક ટકોર લગાવી દીધી. સાહેબનો ગુસ્સો કાબુમાં ન રહ્યો. તેમણે તો કમ્મરમાંથી તમંચો કાઢતાં કે આંખો ચઢાવી હજામની છાતીમાં ખોંસી દીધો. હજામના રામ રમી રહ્યા. બધે હોહાકાર થઇ રહ્યો હજામડી રડતી કકળતી આવી ચઢી. નાથાલાલ બારણે જોવા નીકળ્યા. વસ્તુસ્થિતી સમજી ગયા. ચંદનને બોલાવી).

**નાથાલાલ**:–એ આમ આવ. આમ આવ.

**ચંદન**:–શું છે નાથ!

**નાથાલાલ**:–જો સાંભળ આ ધોતીયાના ધોળ ગવાય.

**ચંદન**:–(જોઇ રહે છે.)

**હજામડી**:–ઓ મારા ધણી...તને આ શું સૂઝયું?

**ચંદન**:–(બધું સમજી સનિઃશ્વાસ) ઓ મા... !

**નાથાલાલ**:–લે જોયું? ટાઢા પાણીએ ખસ ગઇ ને? આપણે તો બોલી ચાલીને વાણિયાભાઈ.

**ચંદન**:–(નિઃશ્વાસ મુકે છે) હં !

**નાથાલાલ**:–માણસ મળે છે એવાં, કે બસ જંગલી ઢોરો.

## પ્રવેશ ૧૨ મો.

**સ્થળ:**-(નાથાલાલનું ઘર.)

(ચંદનને છોકરો આવ્યો છે. આજે નામાધિકરણનો દીવસ છે. મોંઘી ફોઈની બધાં રાહ જોઇ રહ્યા છે).

**ચંદન:**-તારા! જો ને ફોઇબા જણાય છે કે?

**તારા:**-( બારીમાં ડોકીયું કરી દૂરથી ફોઇબા ને જોઇ સ્વગત) આ શું ફોઇબા જ તો આવતા જણાય છે ને! (પ્રકાશ) કાકી! આ ફોઇબા આવ્યા હ્યો.

**મોંઘી બા:**-તારા! કાકી શું કરે છે?

**તારા:**-તમારી વાટ જોઇને જ તો બેઠાં છે.

**ચંદન:**-(મોંઘીબાને જોઇ ખાટલમાં બેઠી થઇ) આવો. જુઓને આ કયારનોએ ફોઇબાની વાટ જોઇ રહ્યો છે; જાણે ફોઇબા આવે કયારે અને નામ પાડે કયારે?

**મોંઘીબા:**-(છોકરાને હાથમાં લઇ) હેં એલા? લુચ્ચા? (હસાવતી હોય તેમ) હુસ્સ! હુસ્સ! (તારા તરફ ફરી) તારા! ભાઇનું શું નામ પાડીશું બોલ જોઇએ?

**તારા:**-ફોઇબા ભાઇનું નામ ધનવંત પાડો તો સારૂં. પછી તો તમારી મરજી.

(લાકડાની ભારી વેચવા નીકળેલી એક બાઈ બુમ પાડતી શેરીએથી જતી દેખાય છે.)

**બાઈ:**-એ મૂળી હ્યો મૂળી!

**ચંદન:**-તારા! પુછી જોને શું લે છે ભારીનું.

**તારા:**-બાઇ! ભારીનું શું છે?

**બાઈ:**-ત્રૈણ આના.

**તારા:**-અઢી આના હોય તો નાંખી જા.

**બાઈ:**-કયાં નાંખું લ્યો?

**તારા:**-(ઓટલો બતાવી) નાંખ અહિંઆજ. તારૂ નામ શું બાઇ

**બાઈ:**-બ્હેન, મારૂં નામ ધનબાઈ.

**તારા:**-ઓ:! ધનબાઇને માથે લાકડાની ભારી?

ફોઇબા! રાખો હમણાં. ભાઇનું નામ એવું નહીં પાડતા. જુએ આ બાઇનું નામ છે ધનબાઇ, અને બીચારી લાકડાની ભારી વેચ પેટ ભરે છે. (બાઇને પૈસા આપે છે)

**બાઈ:**-(પૈસા લેતા સનિઃશ્વાસ) શું કરીએ બ્હેન, નશીબમાં આવ્ વેઠ્યે છૂટકો. (જાય છે)

(એક ભીખારી ભીખ માંગવા આવે છે,)

**ભીખારી:**-બાઈ...! કાંઈ ખાવાનું આપો તો...!

**ચંદન:**-તારા! પેલાને મુઠી ચોખા નાંખ.

**તારા:**-(ચોખા નાંખીને) અલ્યા ત્હારૂં નામ શું?

**ભીખારી:**-બાઇ મ્હારૂં નામ શ્રીપાલ.

**તારા:**-ઓહોઓ! શ્રીપાલ પણ ભીખ માંગે?

**ભીખારી:**-શું કરીએ બ્હેન કર્મે આવ્યું ભોગવ્યે છૂટકો. (જાય છે

**તારા:**-ફોઇબા! જોયું? એ બીચારાનું નામ તો શું શ્રીપાલ, અ ખાવાના સાંસા.

**મોંઘી:**-બ્હેન! એ તો આખી દુનિઆ એમજ ચાલ્યા કરે છે જો ને આ મ્હારૂં નામ છે મોંઘી, પણ વાતે વાતે બધાં મને સોંઘી કર દે છે. કરીએ શું?

**તારા:**-ત્યારે કાંઈ એવું નામ રખાય? કાકીનું નામ પણ જુઓને કહેવાને શીતળ ચંદન, અને તે દીવસે તો જાણે આંખોમાંથી અગ્નિ વરસતો હતો. (કોઇની ઠાઠડી જતાં નજરે પડે છે)

**ડાઘુઓ:**-રામ બોલો ભાઇ રામ. શ્રી રા...મ.

**મોંઘી**:–તારા ! કોણ મરી ગયું જો તો ?

**તારા**:–(ઓટલે આવી રસ્તે ચાલતાં ડાહ્યુને) કોણ મરી ગયું ભાઈ ?

**ડાહ્યુ**:–અમરનાથ શેઠ.

**તારા**:–(અંગુઠો મ્હોંમાં દબાવી સ્વગત) અમરનાથ પણ મરણ પામ્યા ? (ઘરમાં જઈ) ફોઇબા ! આ તો અમરનાથ શેઠ મરી ગયા.

**મોંઘીબા**:–હાય ! હાય ! અમરનાથ શેઠ ? એ કાંઈ બીચારા મરવા જેવા હતાં ? હું હજી હમણાં ચાર દિવસ ઉપર ખબર કાઢી આવી હતી. (ઉંડો-શ્વાસ લેતી) હં ! પ્રભુની મરજી. હું તો ભાઇનું નામ ઠન્ ઠનીયા લાલ રાખું છું. ભલે કોઈ ગમે તેમ કહે.

ધનબાઇને માથે લાકડાંની ભારી, શ્રીપાળ માંગે ભીખ;
અમરનાથ પણ મરી ગયા, મ્હારાં ઠન્ઠનીયાલાલ ઠીક.

**તારા**:–વાહ ! ફોઇબા વાહ ! નામ તો ઘણું જ સુંદર રાખ્યું. પણ કાકાને પસંદ નહીં પડે હોં.

**મોંઘીબા**:–(છોકરાને રમાડતા) વાહરે મ્હારા ઠન્ ઠનીયા વાહ ! નાચો જોઇએ, થન્ થન્, થન્ થન્.

**છોકરો**:–હં. હં.

**મોંઘીબા**–હં, હં શું કરેચ ? હસતો ખરો જરા ? (માથાને આંચકા દેતાં) હુસ્સ ! હુસ્સ ! (છોકરો મુતરી પડે છે; તારા હસી પડે છે) હટ ગાંડા ! મૂતર્યો કે ?

(નાથાલાલ આવી પહોંચે છે તેને જોઇને) આ જો ત્હારા ઠન્-ઠનીઆએ તો મ્હારૂં કોરૂંને કોરૂં લુગડું બગાડી મૂકયું.

**નાથાલાલ**:–(સાશ્ચર્ય) શું નામ રાખ્યું ?

**મોંઘીબા**:–ઠન્ઠનીયાલાલ.

**નાથાલાલ**:–વાહ ! નામ પણ શું મઝેનું શોધી કાઢ્યું ? હં ! (ઉંડો શ્વાસ લઈ સ્વગત) માણસ મળે છે એવાં કે બસ જંગલી ઢોરો.

**મોંઘીબાઃ**–(સમજી જઇ) ભાઈ! આપણે તો એવાં જ નામ સારા.
(ઉપરનો દુહો ફરી બોલે છે).

ધનબાઇને માથે લાકડાંની ભારી, શ્રીપાળ માંગે ભીખ;
અમરનાથ પણ મરી ગયા, મ્હારા ઠનઠનીયાલાલ ઠીક.

કેમ એલા? હેં? ખરૂં ને? લુચ્ચા!

(છોકરાને ઝાડો થઈ જાય છે. મોંઘી ઉંડો શ્વાસ લઈ છોકરાને છુટો ધરી રહે છે. તારા ખડખડાટ હસી પડે છે. નાથાલાલ અને ચંદન મોઢે ડુંચો દઈ હસે છે.)

**મોંઘીબાઃ**–(તારાને તરડાઇને) બહુ થયું હવે. પાણી લાવ. (તારા હસતી હસતી પાણી લાવે છે. ભાઇને ધોઇને રમાડે છે.)

**તારાઃ**–હુસ્સ! હુસ્સ! (છોકરો હસે છે. મોંઘી જોઈ રહે છે)

**મોંઘીબાઃ**–(ઉંડો શ્વાસ લઈ) હં! (તારા સ્હામે જોઇ) લાવ, હવે એકાદું લુગડું હોય તો! (તારા ચંદન સ્હામે જુવે છે).

**ચંદનઃ**–જુઓને આ બાજુના ઓરડામાં જ વાંસ ઉપર છે. લઇ લ્યોને.
(મોંઘીબા ઓરડામાં દાખલ થાય છે.)

**તારાઃ**–ઓય ફોઇબા! (હસે છે) હં હઃ!

---

## પ્રવેશ ૧૩ મો.

**મોંઘીબાઃ**–(સ્હેજ અંધારીયાં ઓરડામાં બીલાડીની માફક આમ તેમ જોતી સ્વગત) આ વાસ શાની આવેચ? (પાટીયા ઉપર ઢાંકેલી કથરોટ જોઇ) આની જ હશે. (ધીમેથી ઉઘાડી) વાહ! શું મઝેની વાસ આવે છે! ઉતાવળે ઉતાવળે એક બે કટકા મોઢામાં સેરવી દે છે)

**ચંદનઃ**–મળ્યું કે નહિ!નાનીબઈ? (મોંઘીનું મોઢું ધાંટા સુધી ખીંચો ખીંચ ભરેલું હોવાથી બોલી શકતી નથી.)

લાવ ભાઇને તારા! જા, જોઇ આપ લુગડું.

(મોંઘી આખું પાખું ગળવા માંડે છે ત્યાં તો તારાની ઝાંઝરીનો રણકો ઓરડીના ઉમરા સુધી આવી પોહોંચ્યો. ઉતાવળે ગળતાં મોંઘીના ઘાંટામાં પાકનો એક કટકો એવો તો અટકી રહ્યો કે નહીં બહાર નીકળે કે નહીં નીચે ઉતરે. મુંઝાપાથી મોંઘીને મોઢે પસીનો પસીનો થઇ રહ્યો. આંખો તણાવા લાગી. તારાએ ઉમરામાં પગ મૂક્યો. તમ્મર આવવાથી મોંઘી લમણે હાથ દઈ નીચે બેસી જાય છે. તારા દોડી આવે છે.)

**તારા**:–ફોઇબા! ફોઇબા! શું થઇ ગયું? (વાંસે હાથ દઇ પાસે બેસે છે. મોંઘી ઢળી પડે છે.)

**તારા**:–(ગભરાટમાં) કાકી! કાકી! જલદી આવો. કાકાને બોલાવો.

**નાથાલાલ**:–(દોડી આવી) કેમ તારા! શું છે?

**તારા**:–જુઓને આ ફોઇબાને તો કાંઈ થઈ ગયું લાગે છે.

**નાથાલાલ**:–(પાસે આવી ઢંઢોળી) મોંઘી! મોંઘી! (મોંઘી નિશ્ચેષ્ટ પડી રહે છે.) તારા! જો જોડેથી ડૉકટરને મોકલી દે અને તું વૈદ્યરાજ પ્રતાપરૉયને જલદી બોલાવી લાવ. (તારા જાય છે)

**ચંદન**:–(ધીમે ધીમે ત્યાં આવી) શું થયું આ એકાએક?

**નાથાલાલ**:–કર્મની કઠણાઇ. બીજું શું! આ હવે તો આખે દીલે ઝોલાં વળતા જાય છે.

**ડૉકટર**:–(પ્રવેશ કરી) કેમ શું છે નાથાલાલ શેઠ?

**નાથાલાલ**:–જુઓને સાહેબ આ એકાએક કાંઇક થઈ આવ્યું છે.

**ડૉકટર**:–(દાંતમાં ચીરૂટ પકડી મ્હોંથી ધુમાડા કાઢતાં એક હાથમાં નાડ પકડી બીજા હાથમાં રહેલાં ઘડીયાળમાં ઝીણી આંખે જોતાં) જુઓ, કેસ તો છે ડેન્જરસ (Dangerous); પણ લાવો પાણી, આ એક ડોઝ આપી દેવા દ્યો. (તારા પાણી લાવી આપે છે. ડૉકટર બ્રૅન્ડીનો ફુલ ડોઝ બનાવી મોંઘીના મોઢામાં નાંખે છે. બધું પાછું બહાર આવે છે.)

ત્ય! (સનિઃશ્વાસ) હં! ઍટ લીસ્ટ (at least) ઝાડો તો થવો જ જોઇએ. (નિરાશ થઈ ડૉક્ટર ઝાડાને માટે પીચકારીનો પ્રયોગ અજમાવવા તૈયારી કરે છે. ટરપેન્ટાઇન નાંખી સાબુનું પાણી તૈયાર કરે છે. વૈદ્યરાજ આવી પહોંચે છે.)

**વૈદ્ય પ્રતાપરૉય:**–(પ્રવેશ કરી) કેમ શું થઇ ગયું બ્હેનને એકાએક?

**નાથાલાલ:**–આ જુઓને લુગડું બદલવા આ ઓરડીમાં આવ્યા ત્યાં તો આ દશા.

ડૉક્ટરે દવા આપવા માંડી તે પણ ગળે ન ઉતરી અને હવે આ પીચકારી આપવાનો વિચાર રાખ્યો છે.

**વૈદ્યરાજ:**–(નાડી બરોબર જોઇ) શા માટે? કાંઈ રોગ તો નથી. (સનિઃશ્વાસ સ્વગત) હં! બધાંય આવાં ને આવાં જ આવી મળે છે. (પ્રકાશ) ગમે તે કારણે માત્ર શ્વાસનો અવરોધ એકાએક થઇ ગયો હોય એમ લાગે છે. એક જાડું દાંતણ લાવો જોઇએ.

(તારા દાંતણ લાવી આપે છે) વૈદ્યરાજ મોંધીના અર્ધ ખુલ્લાં મોઢાંમાં આંગળી નાંખી જુએ છે. કાંઇક શંકા થવાથી) બત્તી લાવો. (તારા ફાનસ લાવે છે.) (આજુબાજુ જોઇ) આ શું પડ્યું છે?

**તારા:**–એ તો કાકીને માટે બનાવેલો ગુંદર પાક છે. (ચંદન તરફ ફરી) એ તો ઉપર હતું ને? હેં કાકી?

**ચંદન:**–તે તું જાણ.

**વૈદ્યરાજ:**–(બધું સમજી લઇ) જુઓ સાહેબ, કેસ બગડેલો છે એ સૌ કોઈ જોઈ શકે છે. હવે તમારી રજા હોય અને મ્હારા ઉપર પૂર્ણ વિશ્વાસ હોય તો એક છેલ્લો પ્રયોગ અજમાવવો છે. જો બચે તો તમારા નશીબ.

**નાથાલાલ:**–વિશ્વાસ ન હોત તો તમારી દવા હું પોતે જ શા માટે વાપરત?

(ડૉક્ટર તરફ ફરી) સાહેબ! તમારે તો કાંઇ વાંધો નથી ને?

**ડૉક્ટર:**–ના ના, કંઈ નહીં. થાવા દો.

**વૈદ્યરાજઃ**-ઠીક, ત્યારે બ્હેનને જરા બેઠી કરો; અને સરખાં પકડી રાખો. (નાથાલાલ તેમ કરે છે.) (ડૉક્ટર મૂછમાં હસતો મજાહ જુવે છે.)

(વૈદ્યરાજ એક હાથના અંગુઠાવડે ગળાની એક નસ દબાવે છે અને બીજે હાથે પાછળના ગરદનના ભાગ ઉપર જરા જોરથી ઠોકે છે. હડાક્ દેતો બધાંના આશ્ચર્ય વચ્ચે ગુંદર પાકનો કટકો બહાર નીકળી પડે છે. મોંઘીની આંખો ઉઘડે છે. જરા પાણી પાવાથી એ શુદ્ધિમાં આવી જાય છે. બધાંને જોઇને શરમાઇ જાય છે.)

**ડૉક્ટરઃ**-(સાશ્ચર્ય) વાહ વૈદ્યરાજ! વાહ!

**વૈદ્યરાજઃ**-(મોંઘીને) કેમ થઇ ગયાને હવે તો સારા?

**ડૉક્ટરઃ**-પણ, એ છે શું, એની ચિકિત્સા તો કરો વૈદ્યરાજ?

**વૈદ્યરાજઃ**-(હસતાં હસતાં) ના, હવે એ રહેવા દ્યો હમણાં. હમણાં એ કહેવા જેવું નથી.

**નાથાલાલઃ**-કાંઇ નહીં. કહોને બધાંય ઘરનાંજ માણસો છે. ક્યાં કોઇ પારકું છે?

**વૈદ્યરાજઃ**-(સસ્મિત) હં હઃ! લાવો ત્યારે થોડું પાણી. (તારા પાણી રેડે છે તે વડે એ કટકો સાફ ધોઇ નાંખી, પોતે જરા વાસ લઇ) લ્યો, જુઓ હવે આ બ્હેન કહેશે. (તારા તરફ ફરી) શાની વાસ આવે છે બ્હેન?

**તારાઃ**-(વાસ સુંઘી સાશ્ચર્ય મોંઘી તરફ જોઇ) ઓય ફોઇબા! (હસતાં હસતાં) હં હઃ! આ તો ગુંદર પાક! (નાથાલાલને બતાવી) જુઓ તો ખરા કાકા?

**નાથાલાલ** અને **ચંદનઃ**-(સાશ્ચર્ય) હેં! હંહઃ! જોઇને બધાં ખૂબ પેટ પકડીને હસે છે. (મોંઘી ભોંઠી પડી જાય છે.)

**ડૉક્ટરઃ**-(પેટ પકડીને હસતાં) માય ગૉડ! (My God) ભારે કરી વૈદ્યરાજ તમેય તે!

## રસ–રાગ.

### રસ–ભોગી વિના, રસ કોણ લહે?

રસ લે રસ લે, રસથી રસમાં,
રસહીન રહે ન, રસા–તલમાં;
રસ કુંજ વિષે, અલિ[૧]–ગુંજ રહે,
રસ–ભોગી વિના, રસ કોણ લહે?[૨] ૧

રસરાજ[૩] રસે,[૪] રસીએ[૫] રસની,
રસથી રસ મુગ્ધ બની, વસ[૬]ને!
રસ–ધાર, રસાત્સક દીલ ચહે,
રસ–ભોગી વિના, રસ કોણ લહે? ૨

રસ, શાંત શૃંગાર બીભત્સ અને,
વીર વત્સ[૭] ભયાનક રૌદ્ર ભણે;
કોઇ અદ્ભૂત હાસ્ય કરૂણ ચહે,
રસ–ભોગી વિના, રસ કોણ લહે? ૩

રસ કુંજ નિકુંજ નિમજ્જનમાં,[૮]
મન મસ્ત રહે, કવિઓ જનમાં;
રસને![૯] રસ એક જ એક કહે,
રસ–ભોગી વિના, રસ કોણ લહે? ૪

રસ કાવ્ય કલામય કુંજલિએ,[૧૦]
કવિ ભૃંગ સુગાન સુગુંજ દિયે;

---

૧ ભ્રમર. ૨ કદર કરી શકે. ૩ કામદેવ. ૪ ઢોળ ચઢાવે; બાંધે. ૫ દોરીએ. ૬ રહે. ૭ વત્સલ; વાત્સલ્ય. ૮ ડુબકા ખાવામાં; આસ્વાદ અનુભવવામાં. ૯ હે જીભ. ૧૦ નાની કુંજમાં.

રસ ભોગ વિયોગ જ દીલ દહે,
રસ-ભોગી વિના, રસ કોણુ લહે? ૫

રસ શબ્દ મહીં, રસ સ્પર્શ મહીં,
રસ રૂપ સુગંધ સુસ્વાદ મહીં;
રસિકો ઉરથી, રસ-રેલ વહે,
રસ-ભોગી વિના, રસ કોણુ લહે? ૬

રસિયો રસનો જ રસેશ્વર એ,
કવિ 'નંદ' તણો, કરૂણેશ્વર જે;
રસની રસ-ધાર રસે જ વહે,
રસ-ભોગી વિના, રસ કોણુ લહે? ૭

રસ સ્નાન કરૂં, રસ પાન કરૂં,
રસ મંગલકારક નામ સ્મરૂં;
રસ ગાન મહીં મન મસ્ત રહે,
રસ-ભોગી વિના, રસ કોણુ લહે? ૮



# સાહિત્ય સેવા મંદિર.

## સંસ્થાપન,

## વિક્રમ સંવત્ ૧૯૮૪ ના આશ્વિન વદિ ત્રયોદશી.

ખત્તર ગલી—અમરવાડી બીજો માળ. મુંબઈ નં. ૪.

### ઉદ્દેશો.

૧. સુંદર ગુજરાતી સાહિત્યના પુસ્તકોનો પ્રકાશ, પ્રચાર અને વિકાસ કરવા માટે હરેક પ્રયત્નો કરવા.

(अ) ઉત્તમ ગુજરાતી પુસ્તકો બહાર પાડવા તેમજ સાધન વિહોણાં લેખકોને ઉત્તેજન આપી તેમની સ્તુત્ય કૃતિઓને પણ પ્રકાશમાં લાવવા પ્રયત્નો કરવા.

(ब) શક્ય તેટલે સસ્તે દરે સારાં પુસ્તકોનો પ્રચાર કરવો.

(क) ગ્રાહકોને ઘેર બેઠાં, ઠગાવાની જરાય ધાસ્તી વિના ઉત્તમ સાહિત્યના પુસ્તકો, જુજ કમીશનથી પુરાં પાડવા.

(૨) બ્હેનોને બોધ લેવા લાયક પુસ્તકોની એક ફરતી લાયબ્રેરીની યોજના કરી તેમનામાં સાહિત્ય પ્રેમ જાગૃત કરવો.

(૩) એમેચ્યુઅર કલબ સ્થાપી, સંસ્થાના હિતાર્થે સુંદર સાહિત્યના પ્રદર્શનો કરવા.

(૪) સાધનો પ્રાપ્ત થયે સંજોગોને અનુસરતા અન્ય કાર્યો કરવા.

સાધારણ સભ્યો માટે વાર્ષિક લવાજમ રૂપીઆ ૩). સભાસદ થવાની ઇચ્છા ધરાવનારે ઉપલે સરનામે સંચાલકને લખી જણાવવું અગર રૂબરૂમાં મળવું.

મુલાકાતનો ટાઇમ સવ્હારે ૭—૩૦ થી ૯—૩૦ સુધી. રવીવાર તેમજ જાહેર તહેવારોને દીવસે સવ્હારે ૭—૩૦ થી બપોરે ૨—૩૦ સુધી.

---

---

## જાહેર પ્રજાને અપીલ.

**શ્રી ઘોઘારી વિશા શ્રીમાળી જૈન દવાખાનું.**

૬૦–૬૬, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.

જૈન તેમજ જૈનેતર સર્વે હિન્દુભાઇઓના લાભાર્થે આ દવાખાનું છેલ્લાં પાંચ વર્ષથી જો કે ઘણાંજ નાના ફંડથી ખુલ્લું મુકવામાં આવ્યું છે છતાંય એ કેટલું ઉપયોગી થઈ પડયું છે, એ રીપોર્ટો જોઇ જવાથી જણાશે. જોઇતા સાધનોને પુગી વળવા હાલ દર્દી દીઠ બે આના ચાર્જ લેવામાં આવે છે તે પણ, ઉદાર ગૃહસ્થો તરફથી આશ્રય મળતાં, ન લેવા માટે સંચાલકો ઇચ્છા ધરાવે છે. સખી ગૃહસ્થો પોતાના ઉદાર હાથ આ કાર્ય માટે લંબાવી ગરીબોના આશીર્વાદ મેળવવાની તક ગુમાવશે નહીંજ. તા૦ ૫–૭–૧૯૨૯.

સંચાલક:–**સાહિત્ય સેવા મંદિર.**